# કાશ્મીર અને કેસરી.

[ ઐતિહાસિક નવલકથા ]

કર્તા

ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી.

સારંગપુર, તળીઆની પોળ-અમદાવાદ.

પ્રકાશક

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા-અમદાવાદ.

દ્વિતીય આવૃત્તિ પ્રત ૧૨૦૦

વિ સંવત્ ૧૯૭૨ ઈ સન ૧૯૧૬

શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમા ડાહ્યાભાઇ

શકરાભાઇ ગાંધીએ છાપ્યું. ખાડીઆ-અમદાવાદ

મૂલ્ય રૂપિયો એક.

# પ્રસ્તાવના.

(દ્વિતીય આવૃત્તિ)

દિવસે દિવસે ઐતિહાસિક નવલકથાઓ પ્રત્યે વાચકોની રુચિ વધતી જાય છે એની પ્રતીતિ અનેક રીતે મળતી જાય છે. કાશ્મીરના ઇતિહાસથી ગુજરાતી વાચનારાઓ બહુ જાણીતા ન હોય એ સ્વાભાવિક છે, છતા આ પુસ્તકની બીજી આવૃત્તિ થવાનો સમય આવ્યો તે સામાન્ય રીતે ગુજરાતી વાચક વૃદ હિદના ઇતિહાસને લગતી નવલકથાઓમા રસ ધરાવે છે તેને જ આભારી છે. આ આવૃત્તિમા થોડા દૃષ્ટિદોષો ઉપગત બીજો સુધારો કરવામા આવ્યો નથી

અમદાવાદ
તા. ૧૫-૪-૧૯૧૯

ચુનીલાલ વર્ધમાન શાહ.

---

(પ્રથમ આવૃત્તિ)

અન્ય ઇતિહાસોની પેઠે કાશ્મીરનો ઇતિહાસ પણ જે કાઈ જડી આવે છે, તે ઘણો જ અપૂર્ણ છે. પ્રાચીન સમયમા ઇતિહાસો શૃખલાબદ્ધ લખાતા નહિ અને જે લખાયા હતા, તેમા પણ કેટલાકનો વિચ્છેદ થતા અત્યારે માત્ર થોડો જ ઇતિહાસ આપણા હાથમાં રહ્યો છે જે પ્રદેશને આજે આપણે 'કાશ્મીર કહીએ છીએ, તેને 'કાશ્મીર' કહેવાનુ કારણ પણ હજી વિદ્વાનોએ સિદ્ધ કર્યું નથી. કેટલાકો 'કાશ્મીર'ને 'કશ્યપ મેરુ' નો અપભ્રષ્ટ શબ્દ કહે છે. પૂર્વે કશ્યપ મુનિએ તે પ્રદેશના સમુદ્રને પોતાના તપોબળથી સુકાવીને ત્યા

ભૂમિ બનાવી હતી, એમ કહેવાય છે ત્યારપછી ગોનર્દ રાજા થયો ત્યાંસુધીના એ પ્રદેશના ઇતિહાસનુ નામનિશાન પણ નથી. મુસલમાન લેખકો ગોનર્દ પહેલાં કેટલાક 'ખાં' ઓને રાજા તરીકે જણાવે છે, પરતુ તે બહુ વિશ્વાસપાત્ર જણાતા નથી. ગોનર્દ રાજા પછીનો કિંચિત્ ઇતિહાસ આપણને 'રાજતરંગિણી' ગ્રંથ પૂરો પાડે છે. ૧૩ મી સદી સુધી હિંદુ રાજાઓ અને ત્યારપછી અઢી સૈકા સુધી મુસલમાન રાજાઓ કાશ્મીરપર થયા. ઇ. સ ૧૫૨૨ મા કાશ્મીર અકબર બાદશાહના હાથમા આવ્યુ, જેનો મેળવેલો અધિકાર દોઢસો વર્ષ સુધી ટકી રહ્યો

ઇ. સ. ૧૭૫૨ મા કાશ્મીરનુ તખ્ત અહમદખા દુર્રાનીના હસ્તમા આવ્યુ, ત્યારથી ઇ સ ૧૮૧૯માં તે સીખ મહારાજા રણજીતસિંહના હસ્તમા ગયુ, ત્યા સુધીનો સૃષ્ટિસૌંદર્યથી ભરપૂર અને રમ્યતામા સ્વર્ગતુલ્ય ગણાતા કાશ્મીરના પ્રદેશનો ઇતિહાસ ક્રૂરતાથી અને અરાજ્યવ્યવહારથી ભરપૂર હતો. અફઘાન અમલ હિંદુસ્તાનમા જ્યા જ્યા સ્થાપિત થયો હતો, ત્યા ત્યા પ્રજા ઉપર જુલ્મ વપગતો અને સર્વત્ર ત્રાસનો પ્રચાર થએલો દષ્ટિગોચર થતો હતો. કાશ્મીર માહેના અફઘાન અમલનુ એક ચિત્ર આ નવલકથામા આલેખ્યુ છે, જે તે સમયનો ચિતાર આપવાને બસ છે.

જે સમયે યુરોપ-કેસરી નેપોલિયન બોનાપાર્ટ પોતાની વીરતાથી આખા યુરોપને ગજાવી ધ્રુજાવી રહ્યો હતો, તે જ સમયે હિંદુસ્તાનમા પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહનુ નામ ગાજી રહ્યું હતું. સીખ ધર્મ તે સમયે પૂરેપૂરી ઉન્નતિની સ્થિતિમાં આવી ગયો. અફઘાન અમલને હિંદુસ્તાનમાથી સમૂળો દૂર કરનારાઓમાં મહા-

રાજા રણજીતસિંહ પ્રથમ ગણાય છે રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીરના પ્રાંતને માટે તો ચાર વાર સ્વારીઓ લઇ જવી પડી હતી, જેમા છેલ્લી સ્વારીમા વિજય પ્રાપ્ત થયો હતો, અને તે વિજય એટલો તો દઢ હતો કે પુનઃ અફઘાનો અથવાતો બીજાઓ રણજીતસિંહના જીવનકાળ પર્યંત કાશ્મીર સામે ઉંચુ માથુ કરીને જોઇ શકયા ન હતા આ વીર કેસરી અને કાશ્મીરના સબંધના ઇતિહાસના ઉપયોગી પ્રસગો ઇ સ. ૧૮૧૩ થી ઇ. સ ૧૮૧૯ સુધીમા આવી જાય છે અને તે સઘળા આ કથામા સમાવવામા આવ્યા છે

પંજાબ–કેસરી રણજીતસિંહનુ જીવન કેટલેક અંશે સર્વ કોઇને અનુકરણ કરવાલાયક છે,–રણજીતસિંહના જીવનના સઘળા બનાવો કે તેના સઘળા ગુણો તેવા નથી, પરતુ તેમાના કેટલાક અનુકરણીય છે કાશ્મીરના સબધમા રણજીતસિંહે ઘણી ખંતથી કામ લીધુ હતું અને નિરાશ થવાનો પ્રસગ પ્રાપ્ત થવા છતા પણ નિરાશાને પોતાના હૃદયમા સ્થાન આપ્યા સિવાય ઘણી બહાદૂરીથી કામ લીધુ હતું આ ગુણ સર્વ કોઇએ અનુકરણ કરવાલાયક ગણાય તો તેમા આશ્ચર્ય નથી. નવલકથાના નાયકના એ ગુણ ઉપરાત અન્ય પાત્રોના ગુણો ઐતિહાસિક નવલકથામા રસ માનનાર વાચકને અનુકરણીય જણાયા સિવાય રહેશે નહિ

ઇતિહાસ લખનાર કે એક નવલકથા લખનાર કરતા ‘ઐતિહાસિક નવલકથા’ લખનારને ઘણી દિશાએ દષ્ટિ પહોચાડીને લખવુ પડેછે, અને તેના દરેકે દરેક શબ્દમા જેટલું જોખમ સમાએલુ છે, તેટલુ ભાગ્યે જ કોઇ બીજા પ્રકારની નવલકથામા સમાએલુ હશે.

ઇતિહાસ સાચવીને કથા લખવામા તે ઇતિહાસના સમયના સ્થાનો, પાત્રો, રીતો, પ્રસગો વગેરે ચીતરવા પડે છે અને અન્યથા ચીતરાઇ જતા મોટા દોષમા ઉતરી પડાય છે આ સઘળી જોખમદારીનો વિચાર કરતા એક નિર્દોષ 'ઐતિહાસિક નવલકથા' લખવી તે એક ઘણું જ દુર્ઘટ કાર્ય જણાઇ આવે છે, અને તેને જ પરિણામે ગુજરાતી ભાષાના સાહિત્યમાં ઐતિહાસિક નવલકથાઓ કરતા કલ્પિત નવલકથાઓ મોટા પ્રમાણમા બહાર પડે છે અને તેવા નવલકથાકારો પણ મોટા પ્રમાણમા દૃષ્ટિગોચર થાય છે.

ઐતિહાસિક નવલકથામા માત્ર ઇતિહાસ જ હોતો નથી, તેમજ પ્રસગાનુસાર કલ્પિત વિભાગ ઉમેર્યા સિવાય તે ઇતિહાસને નવલકથાના રૂપમા તૈયાર કરી શકાતો નથી આ કારણથી એક ઐતિહાસિક નવલકથામા ઇતિહાસ અને કલ્પિત કથાનુ મિશ્રણ થાય છે ખરૂં પરતુ કલ્પિત નવલકથાનો વિભાગ સત્ય ઇતિહાસને અનુસરતો અને બની શકે ત્યાસુધી એક પણ દોષ સિવાયનો હોય તેવો જ હોવો જોઇએ છે. આ નવલકથામા પણ જોકે તેવુ મિશ્રણ છે તથાપિ બની શકે ત્યાસુધી તેને દોષમાંથી મુક્ત રાખવાનો જ પ્રયત્ન કરવામા આવ્યો છે, અને તેમ કરીને પણ ઇતિહાસની સકલનાને જરા પણ ખડિત થવા દીધી નથી. ઐતિહાસિક નવલકથા લખવાના જે જે હેતુઓ છે, તે તે હેતુઓ પૂરા કરવાને જેટલા ઐતિહાસિક સત્યની જરૂર પડે, તેટલુ સત્ય આ કથામા છે અને જે કાઇ કલ્પિત વિભાગ છે, તે ઇતિહાસને નવલકથાના રૂપમા રજૂ કરતા તેને જે જે શૃગારો–અલકારો પહેરાવવાની જરૂર પડે છે, તેના જેવા જ છે.

આ કથામાં સીખ ધર્મનુ રહસ્ય સમજાવવાનો કિંચિત્ પ્રયત્ન

કરાયો છે, કે જે ધર્મથી એક વાર આખુ ઉત્તર હિંદ ગાજી રહ્યું હતું. સીખ પ્રજાના વર્ત્તન અને સીખ ધર્મ પાળતા પાત્રોના મુખમાં સીખ ધર્મને બાધ ન આવે તેવા શબ્દો મૂકવામા કાળજી રાખી છે અને તે સુજ્ઞ વાચક સમજી શકશે. કથામા ઉર્દૂ સ્વભાષાવાળા પાત્રો ઘણા છે જેથી આવશ્યક રીતે તેમની ભાષાનું કિંચિત્ દર્શન કરાવવાને તેમના મુખમા કેટલાક ઉર્દૂ શબ્દો મૂકવાનુ ઉચિત માન્યું છે અને ગુજરાતી ભાષામા કેટલાક અપરિચિત જણાતા શબ્દોના ગુજરાતી અર્થ પૃષ્ઠને અન્તે આપ્યા છે એવી શૈલીથી ગુજરાતી ભાષાનુ શબ્દ-સાહિત્ય વૃદ્ધિ પામવાની ધારણા રાખી શકાય છે

આ પુસ્તકની ઐતિહાસિક ઘટનાઓના ઉલ્લેખમાં, કાશ્મીરકુસુમ ( હિન્દી ), કાશ્મીરપતન ( હિન્દી ), ગુલદસ્તા કાશ્મીર ( ઉર્દૂ ), મહારાજા રણજીતસિંહ ( Rulers of India series ), અને Fighting Races of India એ પુસ્તકોને આધારભૂત ગણ્યા છે પુસ્તક હદ ઉપરાત ઉતાવળમા લખાયુ છે તેમજ છપાયુ છે સુજ્ઞેષુ અલમ્

અમદાવાદ,
તા ૨૦ મી સપ્ટેમ્બર, ૧૯૦૮

ચુનીલાલ વર્ધમાન શાહ.

( ૭ )

# કાશ્મીરનું કીર્તિગાન.

—०·—

## હિંડી.

ઉત્તમાગ ભાગ હિંદ દેવી ! તારો,
સરસ, રુચિર, મનોહાર ને રૂપાળો,
કિરીટ જેમ રહ્યો શીર્ષમા વિરાજી,
સોહે જ્યા સરવર, વન-ઉપવન-રાજિ ! ૧

પ્રદેશ રમ્ય એહ કાશ્મીરી ભૂમિનો,
વિધિએ જ્યા કીધો સુકૂપ રસ અમીનો,
અત્ર, તત્ર ને સર્વત્ર રહી વ્યાપી,—
મધુરતા, ને સૃષ્ટિસુદરતા સ્થાપી ! ૨

હર્ષદેવ સમ ભૂપાલ રાય કેરૂ,—
કીર્તિગાન જ્યા સુણાય છે ઘણેરૂ,
કવિવર બાણ તણા વચનબાણ ગાજે !
સમસ્ત ભારતે સુકીર્તિ-ધ્વજ વિરાજે ! ૩

પવિત્ર હીમગિરિનાં વનથકી વહન્તી,—
શીત સમીર-લહરિ મધુર ધરી શાતિ,
ત્રિવિધ તાપ હરે કાશ્મીરી પ્રજાના,
શાતિ શાતિ રહે ઝરતી નિર્ઝરામા !



# અનુક્રમણિકા.

# કાશ્મીર અને કેસરી.

## પ્રકરણ ૧ લું.

### ઈક્રામખાંનું ખૂન.

O! for a draught of power to steep
The soul of agony in sleep!

*Bertha.*



અત્યારે ઈ. સ. ૧૮૧૩ નો મે માસ ચાલતો હતો. સમય મધ્ય રાત્રિનો હતો. સખ્ત ઉષ્ણ ઋતુ ચાલતી હોવા છતા કાશ્મીરનો પ્રદેશ આસપાસ પ્રસરી રહેલા પર્વતોથી બહુ ઉષ્ણતાવાળો રહેતો ન હતો. શીત ઋતુમા તે પ્રદેશની શીતતા બહુ હોય છે, પરન્તુ ઉષ્ણ ઋતુમા તેવી ઉષ્ણતા હોતી નથી. તે સમયે આસપાસના ગિરિશૃંગો ઉપરના બરફ પીગળતા જતા હોય છે, તેથી ગરમીની ઋતુ હોવા છતા સ્વલ્પ શીતલતાનો અનુભવ થાય છે. રાત્રિનો સમય હોવાથી એ શીતલતા ત્વચાને અતિ સુખકર લાગતી હતી. શીત પ્રદેશમા ઉછરેલા કાશ્મીરી લોક દિવસની સ્વલ્પ ઉષ્ણતાથી પણ કટાળી જતા હતા, જેથી અત્યારે શીતતાયુક્ત હવામા ઘણી મિષ્ટ નિદ્રાનો

આસ્વાદ તેઓ લેતા હતા. શુકલ પક્ષની તૃતીયાનો ચંદ્ર બે ઘડી સુધી આકાશમા ડોકીયુ કરી, હરીપર્વત અને તે ઉપરના કીલ્લાની ખાખી દીવાલોને સ્વલ્પ પ્રકાશિત કરી પુન ક્ષિતિજમાં સતાઇ ગયો હતો અને અત્યારે સર્વત્ર ઘોર અધકાર વ્યાપી રહ્યો હતો ડીલ નદીની ઉમગભરી ક્ષુદ્ર લહરિઓ ત્વાચાને મનોહર લાગતા વાયુની સાથે મૈત્રી કરી રહી હતી, અને એક ક્ષણુમા જન્મ પામી ક્ષણુમા જ અવસાન પામતા જળતરગો સર્પની પેઠે વહીને મનોહર રાગિણીનો પ્રસાર કરતા હતા જાણે કે કલ્લોલ કરતી ડીલ નદી હર્ષયુક્ત થઇને ઝેલમ નદીને મળવાને જ દોડી જતી હોયની ' બરફ પીગળી જવાથી ઉઘાડા થઇ ગએલા ગિરિશૃગો ઉપર તરૂવરો લીલાછમ થઇ રહ્યા હતાં પરતુ આ કાળરાત્રિમા તે બીહામણા ભૂતડા જેવા જ દષ્ટિગોચર થતા હતા હરીપર્વત અત્યારે એક મોટા રાક્ષસના જેવો દેખાતો હતો અને તેના ઉપરનો કીલ્લો તેના મુકુટની ગરજ સારતો હોય તેમ દેખાતુ હતુ

અત્યારે કાશ્મીરના પૂર્વ સરદાર અતામુહમ્મદખાનો પુત્ર બાળક ઇકરામખા હરીપર્વતના કીલ્લાની અદર એક મહેલમા ઉઘતો હતો એક છત્રીવાળા પલગની ઉપર એક રેશમી તળાઇ બીછાવેલી હતી અને તેને એક રેશમી ચાદરવડે સર્વત્ર લપેટી લેવામા આવી હતી. ઓરડામા એકલો ઈકરામખા જ સૂતેલો હતો અને બીજુ કોઇ હતુ નહિ પલગની એક બાજુએ એક મીણબત્તીનો દીવો ઝળઝળાટ બળ્યાં કરતો હતો અને તેનો પ્રકાશ ભરનિદ્રામા મ્હાલતા ઈકરામખાંની નિર્દોષ–બાલીશ મુખમુદ્રા ઉપર પડી તેના તેજમા વૃદ્ધિ કરતો હતો દિવસે સખ્ત ગરમી પડતી હોવાથી રાત્રે પણ ગભરામણુ ન થાય તેવા હેતુથી સઘળા બારી–બારણા ખુલ્લા મેલવામા આવેલાં

હતાં અને તે દ્વારા વહન કરતી વાયુની લહરિઓથી જ્યારે તે દીપક ચલાયમાન થઈ થરથર કમ્પતો હતો ત્યારે તેનો પ્રકાશ અલ્પ થઇ જતો હતો અને ઇકરામખાની મુખમુદ્રા શ્યામ થઈ જતી હતી, જાણે કે તે દીપક તેની ઉત્તરાવસ્થાનુજ ભાન કરાવતો હોયની !

આ સ્થિતિમા બે પ્રહર રાત્રિ વ્યતીત થતા એક પુરૂષે લપાતા લપાતા તે ઓરડામા પ્રવેશ કર્યો બારી–બારણા કે જે વાયુના આવાગમનને માટે ખુલ્લા રાખવામા આવેલા હતા તે સઘળા તે પુરૂષે જરા પણ ધ્વનિ ન થાય તેવી રીતે આસ્તે રહીને બધ કર્યા. દીપકનો કમ્પ વાયુનો અવરોધ થવાથી હવે બધ થયો–તે સ્થિર બળવા લાગ્યો અને તેનો પ્રકાશ એ ઓરડામાજ બધાઇ રહેતા પહેલા કરતા બમણો થએલો જણાયો ઇકરામખાની મુખમુદ્રાની તેજસ્વિતામા તેથી વધારો થયો–તેની નિર્દોષિતા વધારે વિકાસ પામી વાયુનો અવરોધ થવાથી જરા ગરમીનો પ્રાદુર્ભાવ થયો અને તેમા દીપકની જ્યોતે વધારો કર્યો એકાએક સખ્ત ગરમી થવાથી નિદ્રિત થએલા ઇકરામખાનુ હૃદય અકળાઇ જવા લાગ્યુ અને તેની નિદ્રાનો ભગ થયો. અર્ધનિદ્રિતાવસ્થામા પવનને માટે ફાફા મારતા તે પલગમા આમ તેમ આળોટવા લાગ્યો અને બૂમ પાડીને બોલ્યો ' **સીફૂખા** ' અરે **સીફૂખા** ! આટલી ગરમી કેમ થાય છે ?"

**સીફૂખા** ઇકરામખાના મહેલનો એક ખોજો હતો પરંતુ અત્યારે તે પણ પવનની મધુર લહરિઓથી પાસેની ચાલીમા ગાઢ નિદ્રામા ઘોરતો હતો ઇકરામખાને ખૂબ અકળામણ થવાથી એકાએક તે પલગમા બેઠો થયો અને **સીફૂખા**ને મોટેથી બોલાવવા લાગ્યો. કોઇ ગુપ્ત આશયથી ઓરડામા આવેલો પુરૂષ એકદમ ઇકરામખાની પીઠ પાછળ સરી ગયો અને પોતે ઉઘાડો પડી જશે તેવી બીતિથી

ગુપ્ત રીતે થરથરવા લાગ્યો ઈકરામખા બૂમ પાડીને સીફૂખાને બોલાવતો હોવાથી, રખેને કોઇ જાણી જશે એવી ભીતિથી એકદમ સાહસિક રીતે તે પુરૂષે ઇકરામખાની પીઠ પાછળથી તેના મ્હોએ હાથ દઇ દીધા.

રાત્રિને સમયે આવી રીતે પોતાને બોલતા બધ કરનાર ક્યો પુરૂષ છે, તે જાણવાની ભયયુક્ત જિજ્ઞાસાથી ઇકરામખા પાછળ ફરીને જોવા લાગ્યો, પરતુ પેલા પુરૂષે એવા તો જોરથી તેનુ મ્હો દાબી દીધુ હતુ કે ઈકરામખા જેમ બોલવાને અશક્ત થઇ પડ્યો હતો, તેમ મ્હો ફરવાને પાછળ જોવાને પણ અશક્ત થઇ પડ્યો હતો. ઈકરામખાએ પાછળ જોવાને ઘણુ મથન કર્યુ—ઘણા પ્રશ માર્યા પણ તે નિષ્ફળ ગયા એકાએક તે ફ્રીને પલગમાથી નીચે ઉતર્યો અને એવા તો જોરથી આચકો માર્યો કે, ભયથી કમ્પતા પેલા પુરૂષના હસ્તદ્વય ઢીલા પડી ગયા અને ઇકરામખા પીઠ ફેરવીને ઊભો. પેલા પુરૂષને જોતા જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ઈકરામખાં ભયાતુર થઇને બોલી ઉઠ્યો "મામા ! તમે અહીં કયાથી ? શા ગુપ્ત હેતુથી આ અધારી રાત્રે તમે અહી આવ્યા છો ?"

આવનાર પુરૂષનો હેતુ ગુપ્ત રીતે ઈકરામખાનુ ખૂન કરવાનો હતો, પરતુ પોતે ઉઘાડો પડી જતા તે ગભરાઈ ગયો તે ઇકરામખાનો મામો જુમ્મારખા હતો જુમ્મારખા ગભરાયો ખરો, પરતુ એક બાળકથી ડરી જવુ તે તેને માટે નામોશીભરેલુ હતુ, અને જો કદિ ઈકરામખા જીવતો રહે, તોપણ તેની દુષ્ટ વાચ્છના ખુલ્લી થઇ જાગ તેમ હતુ, તેથી તેણે ક્રૂરતાથી અને દઢતાથી જવાબ આપ્યો:

"ઈકરામખા ! શુ તુ મારો ગુપ્ત હેતુ જાણતો નથી ?"

મામાની ભયકર આખો જોતા જ ઈકરામખા ડર ખાઇ ગયો.

બાલીશતામા પણ તેનામા જે હિમત અને મર્દાઇના અકુરો રહેલા હતા, તે એકાએક ફડી ગયા ઘણો વરસાદ પડવાથી જેમ એક કાગળ પલળીને નરમ-ચીથરા જેવો થઇ જાય છે, તેમ ઈકરામખા બિલકુલ નમ્ર થઇ ગયો જુબ્બારખાની બીહામણી આખો જ તેની દુષ્ટ મનોવાચ્છના સૂચવતી હતી અને તે ભયકર દેખાવમા ભડભડ બળતો દીપક વધારો કરી રહ્યો ઇકરામખા એક નવ વર્ષનો બાળક હતો, પરતુ તે દઢતાવાળો હતો, છતા એક બાળક જેમ વડીલ પાસે ગમે તેવો દઢ છતા નમ્ર થઇ જાય છે, તેમ તે જુબ્બારખાને જોતા જ એકાએક શિથિલ થઇ ગયો, છતા બોલ્યો " તમારો ગુપ્ત હેતુ હુ કેવી રીતે જાણી શકુ ? તમે અત્યારે કાસ્મીરના એક મોટા સરદાર છો, સિપહસાલાર છો, તમારો હેતુ સમજવાની મારામા-એક બાળકમા શુ શક્તિ હોઇ શકે ? "

" તારામા તે શક્તિ નથી, ઘણું સારૂ તુ જાણે છે કે આ કટારમા શુ શક્તિ છે ? " જુબ્બારખાએ એકદમ ભેઠમાથી કટાર ખેચીને કહ્યુ

કટાર જોતા જ ઈકરામખાનો આત્મા આશા અને નિરાશાના વાયુમા ઝોલા ખાવા લાગ્યો જુબ્બારખા દુષ્ટ મનોવૃત્તિનો છે, તેમ ઈકરામખા બાળક હોવા છતા જાણતો હતો, પરતુ તે પોતાના ભાણેજનુ ખૂન કરે તેવો નીચ છે, તેવુ ઇકરામખાને સ્વપ્ન પણ ન હતુ. તે બોલ્યો "મામા, એ કટારમા શુ શક્તિ છે, તે તો હુ જાણું છુ કાજીસાહેબે એક વાર મને સમજાવ્યુ હતુ કે, દરેક વસ્તુનો ઉપયોગ બે રીતે થઇ શકે છે જેમ કે આપણા હાથ કોઇને મારવાના કામમા પણ લાગે છે, તેમ જ કોઇને કોઇ મારતુ હોય, ત્યારે તેને બચાવવાના કામમા પણ લાગે છે, તેવી રીતે એ કટારના પણ બે

ઉપયોગ થઇ શકે. એક સારો અને બીજો ખરાબ એ કટાર સિંહ–વાઘ જેવા કાતીલ* પ્રાણીઓનો શિકાર કરી મર્દાઇ બતાવવામાં પણ કામ લાગે છે, વળી જે પ્રદેશના તમે સિપહસાલાર છો તે પ્રદેશની પ્રજાને પીડા કરનાર કોઇ શત્રુનો ઘાત કરી પ્રજાને સુખ આપવામા પણ તેનો ઉપયોગ થઇ શકે છે, જો કદિ તે કટારનો તમે ખરાબ ઉપયોગ કરવા માગતા હો, તો કોઇ એક નિર્દોષ પ્રાણીનો જીવ લેવામા પણ તે ઉપયોગી થઇ શકે ! ”

જુબ્બારખા ક્રુદ્ધાવસ્થામા હતો છતાં ઇકરામખાનુ ડહાપણ-ભરેલુ લાબુ ભાષણ સાભળીને તેને હસવુ આવ્યુ તે બોલ્યો “ ઇકરામખા ! અને જો એ જ કટારથી તારૂ ખૂન થાય, તો તે કેવું કામ કહેવાય ? ”

“ મારૂ ખૂન ? મામા, શુ તમે મને હસો છો ? મારૂ ખૂન શામાટે થાય ? કોણ કરે ? તમારા આશ્રય તળે મારૂ ખૂન કરનાર આ દુનિયામા હુ કોઇને પણ જોતો નથી ”

“ પરતુ કદાચ હુ પોતે જ તારૂ ખૂન કરવાને અહીં આવ્યો હોઉં તો ? ”

“ હુ તે માનુ જ કેમ ? રક્ષક કદાપિ ભક્ષક થાયજ નહિ ”

“ કદાપિ થાય તો ? ”

“ તો મારૂ ખૂન કરવામા તમને શુ ફાયદો હોય કે તમે મારૂં ખૂન કરો–મારો પ્રાણ લો ? ”

“ ઈકરામખા ! તુ જાણે છે કે તુ કોનો બેટા છે ? ”

“ હા, હુ જાણુ છુ કે હુ દરઅસલ સરદાર અતામુહમ્મદખાનો એકનો એક બેટા છુ ”

---

* ઘાતકી

"બસ, તે માટે જ આજે તારે તારો પ્રાણ ખોવો જોઇએ અને તે માટે જ હુ અહી તારૂ ખૂન કરવાને આવ્યો છુ."

"મામા, તમે શુ કહો છો? મારૂ ખૂન? અને તે પણ તમે કરશો? શામાટે? હુ અતામુહમ્મદખાનો બેટો છુ તે માટે? તમે મને હસતા તો નથી?"

"એવી ઘેલી વાતો છોડી દે, અને ધીમેથી વાત કર તારૂ ખૂન કરવાને જ હુ અહી આવ્યો છુ અને તે કાર્ય પૂર્ણ કર્યા પછી જ અહીથી જવાનો છુ"

"હે? શુ તમે ખરૂ જ કહો છો? મામા! તમે તો મારા રક્ષક છો તમે જાણો છો કે મારા પિતા કયાય જતા રહ્યા છે અને અમે તમારા આશ્રય તળે છીએ ત્યારે શુ તમે જ મારો જીવ લેશો? શુ તમને કોઇનો ભય નથી?"

"ભય માત્ર તારો છે અને તે ભયને નિર્મૂળ કરવાને જ હુ અહી અત્યારે આવ્યો છુ." જુબ્બારખાએ નિષ્ઠુર થઇને કહ્યુ.

"મારો ભય? મારો ભય શુ હોઈ શકે? મારા જેવો નિર્દોષ બાળક તમને શુ ઉપદ્રવ કરે છે કે તમને જરા પણ ભયભીત થવાનુ કારણ હોય? ભય તો ખુદાનો-પાક+ પરવરદેગારનો રાખો અને પછી આવુ અધમાચરણ ન કરતા ઇન્સાફની રાહે ચાલો."

"ખુદાના ભયને હુ હમ્મેશા મારા પગ તળે કચરીને જ ચાલુ છુ જોકે તુ અત્યારે કાઇ ઉપદ્રવ કરતો નથી, પરતુ ભવિષ્યમાં કદાચ તુ કાસ્મીરનુ તખ્ત બથાવી પડે, કારણકે તુ જ કાશ્મીરનો *હકીકી વારિસ છે ભવિષ્યનો ભય નિર્મૂળ કરવાને એટલે કે તારૂ મૂળમાથી ઉચ્છેદન કરવાને હુ અહી આવ્યો છુ, સમજ્યો?"

---

+ પવિત્ર * હકદાર વારિસ-ખરો વારિસ

જુલ્ભારખાનુ નિષ્ઠુરતાભર્યુ કથન સાભળતા ઈકિરામખાંની આશાઓ ઉડી ગઇ તેના ગભરાટનો પાર રહ્યો નહિ જે વાતનુ તેને કદાપિ સ્વપ્ન પણ ન હતુ, તે વાત દૃષ્ટિ સમીપે જોઇને તેનુ હૃદય હાથમા રહી શક્યુ નહિ ગભરાઈ જવાથી તે રડી ઉઠયો, અને બોલ્યો. " મામા ! હુ તમારી *હકીકી બહેનનો બેટા છુ, અને મારી અમ્માએ અમો ભાઈ-બહેનને તમારા હાથમા જ રક્ષણને માટે સોપ્યાં છે, તેનો શુ તમને વિચાર થતો નથી ? "

" ના, તેનો વિચાર હુ કદિ કરવાનો નથી તારી અમ્માની મને શુ દરકાર છે ? તેનો વિચાર કરૂ તો મારાથી શુ નિષ્કટક રીતે રાજ્ય ચલાવી શકાય ? કદિ નહિ અય્યાશથી‡ રાજ્ય ચલાવવાનો ખરો ઉપાય એ જ છે કે તારા જેવા કટકોને સમયાનુસાર દૂર જ કરતા રહેવા "

" યા ખુદા ! શુ તમે એટલા બધા ઘાતકી છો કે સગા ભાણેજનુ ખૂન કરવાને હાથમા કટાર પકડીને આવ્યા છો ? મામા ! હુ નિર્દોષ છુ, એક બાળક છુ જો તમે ભવિષ્યને માટે મને ભયકર ધારતા હો તો હુ અત્યારથી જ એવુ દસ્તખત× કરી આપવાને તૈયાર છુ કે કાશ્મીરનુ તખ્ત મારે લેવુ નહિ છતા તમે શામાટે મને ત્રાસ આપો છો ? મામા, ખુદાની ખાતર મારૂ રક્ષણ કરો—મને મારો ના "

" ઇકરામખાં ! તુ બાળક છે પણ નિર્દોષ નથી તેવું દસ્તખત ખુનામરકીના મામલામા નિરૂપયોગી જ થઇ પડે, માટે ખરો અને છેવટનો ઉપાય એ જ છે કે તારે તારો પ્રાણ આપ્યા સિવાય ચાલવાનુ નથી, માટે તૈયાર થા "

---

* સગી. ‡ મોજશોખ × લેખ-દસ્તાવેજ

"શુ બીજો કોઇ ઉપાય નથી? મારો જીવ જવાથી જ શુ તમારૂ હિત થશે? મામા! પણ તેમ ન કરો એક ભાણેજ તરીકે જે અમીદ્રષ્ટિથી તમે મને જોતા હતા તેવી દ્રષ્ટિ કાયમ રાખો અને ખુદાનો ભય રાખીને મને બચાવો! મને નિર્દોષને ન મારો."

"તુ નિર્દોષ નથી પણ દૂષિત છે કારણકે તુ એક અફઘાન સરદારનુ તુખમ* છે"

"બસ શુ એ જ? શુ હુ અતામુહમ્મદખાનો બેટો છુ, તે જ મારો દોષ છે? અને જો હુ આ બાદશાહી વંશમા ન અવતરતા કોઇ મુફલીસ× કુટુબમા અવતર્યો હોત તો જ હુ નિર્દોષ ઠરતે? મામા, તો પછી એમ જ માનો કે હુ એક મુફલીસ કુટુમ્બમા અવતરેલો રસ્તાનો ભિખારી છુ અને કાલે સવારથી જ હુ આ બાદશાહી મહેલ અને બાદશાહી વૈભવો ત્યજીને ચાલી જવાને તૈયાર છુ! પણ હરકોઇ કીસમે– તમે મારા પ્રાણને બચાવો! જુઓ! તે કટારના ભયથી મારૂ શરીર કમ્પે છે, તેને મ્યાન કરો"

"તે કટાર તારા સુકોમળ ખુનની પ્યાસી છે, જે તૃપ્ત થયા પછી જ મ્યાન થશે જો તને રસ્તાના ભિખારી તરીકે જાણવાને આ કટાર તૈયાર હોત, તો તે કદિ તારી પાસે આવી ન હોત, પરંતુ તુ એક બાદશાહી કુટુમ્બમા અવતરેલો છુ અને કાશ્મીરના તખ્તનો ખરો માલીક છુ, એમ સમજીને જ આ કટાર અત્યારે પોતાના માલીકનુ ભવિષ્યનુ શ્રેય કરવાને અંહિ આવી છે, માટે હવે વધારે વિલબ ન કરતા તૈયાર થા."

ઈકરામખા ડુસકા ભરતા બોલ્યો, 'અરેરે! શુ ત્યારે તમને રહેમ નહિ જ આવે? તમે મારા રક્ષક છો, હુ તમારા રક્ષણ તળે

* વંશજ × ગરીબ. – રીતે

મુકાએલો છુ એ વાતને જો તમે વિસરી જતા હો, તોપણ આદમ* જાતમાં રહેલી રહમ+ શુ તમારામા નથી ? રહમની નજરથી પણ શુ તમે મને નહિ બચાવો ? મામા ! વિચાર કરો કે તમે આ દુ-નિયામા અવતરેલા એક સખ્સ છો અને હુ પણ તેવો જ છુ શુ ×ઇન્સાને ઇન્સાનનો જીવ લેવો તે વાજબી છે ? શુ તે એક અપકૃત્ય નથી ?" ઇકરામખાએ જુબ્બારખાની દયાની લાગણી ઉશ્કેરવાને પ્રયત્ન કર્યો.

"રહમ શુ છે, તે હુ સમજતો નથી ! મૂર્ખ ! શુ તુ નથી જાણતો કે મારી અમ્માને પેટે અવતરતા જ મે તેનુ ખૂન કર્યુ છે ?! મારા જન્મથી જ તેનો જીવ ગયો છે ? એવો દૃઢ હૃદયનો જુબ્બા-રખા તારા જેવા એક ભયકર બાળક ઉપર રહમ કરે, તેવુ ખ્વાબ§ પણ તુ કદિ લાવતો ના" જુબ્બારખાએ ચહેરો ગભીર કરીને કહ્યું.

"બસ, થઇ ચૂકયુ તે બિચારી કટારનો વાક નથી જુઓ ! તે કાટથી કાળી થઇ ગઇ છે, તેને મારા જેવા નિર્દોષ બાળકનુ ખૂન કરવુ ગમતું નથી, પણ ખરૂ છે કે તમારામા જ રહમ નથી, તેથી અનિચ્છાએ પણ તે તમારા હાથમા રહી છે."

ઇકરામખાની સઘળી આશાઓ હવે નષ્ટપ્રાય થઇ ગઇ હતી. બચવાની એક પણ આશા તેના હૃદયમા રહી ન હતી જુબ્બારખાના હૃદયમાના દયાના અકુરોને પ્રફુલ્લિત કરવાને તેણે વચનજળનુ કરેલુ સિચન વ્યર્થ ગયુ મરણકાળ સમીપ જ આવી રહ્યો છે, તેમ તે જાણી ચૂકયો. બચવાને માટે જુબ્બારખાને હવે વધારે કહેવુ તે વ્યર્થ જ હતુ, કારણકે તે જાણતો હતો કે સપાટ પત્થર ઉપર જળનુ એક પણ બિદુ છબી શકતું નથી, તેમ નિર્દય જુબ્બારખાના

* મનુષ્ય + રહેમ—દયા. × મનુષ્ય પ્રાણીએ § સ્વપ્ન

હૃદયમાં જરા પણ અસર થાય તેમ નથી. વધારે આયાસો કરવા તેણે છોડી દીધા અને ગભરામણ ત્યજી દઇને હવે તે મરણીઓ થયો. "મરવુ નક્કી જ છે" એવી માન્યતાથી તેણે હવે જીુબ્બારખાની દરકાર કરવાનુ ત્યજી દીધુ તે આગળ બોલ્યો "મામા ! હજી પણ હુ તમને 'મામા' કહીને બોલાવુ છુ, જો કે અત્યારે તમે મારા કટ્ટા દુશ્મન થઇને આવ્યા છો. હુ તમને એક વાર ફરીથી કહુ છુ કે, ગમે તે શરતે તમે મને જીવતો રાખો; યાદ રાખજો મને નિર્દોષને મારીને તમે કદિ સુખી નહિ થશો. હુ નિર્દોષનો ઘાત કરવાથી કદિ તમારૂ શ્રેય નહિ થાય ! તમે તમારા નિર્દય હૃદયની સલાહ ન લો, પરતુ અનેક જણનુ લોહી ચૂસીને કાળમુખી બનેલી તે કટારને પૂછો કે, એક વાર તારા માલીકનુ ખૂન કરવાને તુ તૈયાર નહિ થાય ? બસ, માત્ર એટલો જ ડર રાખો, તો બસ છે, પણ નહિ, તમે નિર્દય છો, ઘાતકી છો કે અત્યારે ભાણેજનુ ખૂન કરવાને તે કટાર લઇને તૈયાર થયા છો કે જે કટારવડે તમારે કાશ્મીરની પ્રજાનું રક્ષણ કરવુ જોઇએ."

ઇકરામખાના જુસ્સાભેર બોલાતા શબ્દો સાભળીને બહાર ચાલીમાં સૂતેલો **સીફ્રખા** એકાએક જાગી ઉઠયો. ગભરાતે હૃદયે એકાએક જીુબ્બારખાએ બધ કરેલા બારણાને તેણે ધક્કો માર્યો, કે તરત જ ચમકી ઉઠેલા જીુબ્બારખાના હાથમાથી કટાર નીચે પડી ગઇ. ઈકિરામખા બોલી ઉઠયો "જો, જીુબ્બારખા ! આદમ જાતની રહમને કલકિત કરનાર નરપિશાચ ! એ ગરબડી કટાર મારૂ નિર્દોષનુ ખૂન લેવાને ઇતેજાર નથી–તુ જ મારૂ ખૂન લેવાને આવ્યો છે ! ખુદાની પ્રેરણાથી નીચે પડી ગએલા શસ્ત્રને કદિ ખરો અફઘાન તુષ્મનો માણસ તો ઉપાડે નહિ, પરતુ તુ નીચ છે–બદજાત છે,

કે નિર્દોષનુ ખૂન લેવાને ફરીથી તે તેને તારા હાથમા પકડી છે. શરમ છે ! જુબ્બારખા ! તુ આદમ જાતમા હોવા છતા ખરો અફ઼ઘાન સરદાર નથી ! નહિતો તુ આટલો નિર્દય ન થાત ”

“ ચૂપ રહે, બેવકૂફ઼ છોકરા ! નથી જાણતો કે તારો કાળ હવે પાસે આવી લાગ્યો છે ? છતા ઝાઝો બકવાદ કરે છે ? ’

બહારથી સીફ઼ખા જુબ્બારખાનો અવાજ સાભળતા જ ગભરાયો, છતા તેણે બારણાને ધક્કો મારીને ઉઘાડવાનો પ્રયત્ન ચાલુ જ રાખ્યો ઈકિરામખાએ સત્વર બારણાની સાકળ ઉઘાડી નાખી કે તરત જ બારણુ ઉઘડી ગયુ અને એક મોટો અવાજ થયો પરતુ તે મહેલમા કોઇ બીજુ સૂતુ ન હતુ કે તે અવાજ બીજા કોઇને જગાડવાને સમર્થ થાય બારણુ ઉઘડતા જ જુબ્બારખાએ એકદમ દોડીને ઈકિરામખાનુ ગળુ પકડી તેને નીચે પટકી દીધો ઈકિરામખાએ હવે પોતાનુ રૂદન અને કાલાવાલા છોડી દીધા હતા તે બોલી ઉઠયો “ સીફ઼ખા ! આ દુષ્ટ જુબ્બારખા મારૂ ખૂન કરવાને તૈયાર થયો છે હુ હવે મરવાને તૈયાર છુ તુ મારી પ્યારી +માદરને એટલુ જ કહેજે કે તેના આ દુષ્ટ ભાઇનો બદલો તે કોઇ રીતે લે ”

જુબ્બારખા ઘાટો કાઢી બોલ્યો “ બદજાત ! તે ઓરત જાત શુ મારો બદલો લેશે ? અને જો તેમ હશે, તો તારા જેવા તેના હાલ કરી નાખતા આ હિમતે બહાદુર જુબ્બારખાને શુ વાર લાગવાની છે ? ”

સીફ઼ખા ગભરાઇ ગયો હતો, છતા ઈકિરામખાના દયાજનક શબ્દોથી તેનો જુસ્સો ખીલી ઉઠયો તે એકદમ જુબ્બારખાના હસ્તમાથી કટાર પડાવી લેવાને દોડયો જુબ્બારખા તેને ડર બતાવતા

---

+ માતા–અમ્મા

બોલ્યો "સીફૂખા ! એક બદબખ્ત નામર્દ ખોજા ! તારે પણ જો જીવ ખોવો હોય, તો તુ પણ તૈયાર થઇ જા આ એક જ કટાર તારા માટે અને તારા માલીક આ ઇકરામખાને માટે બસ છે "

જુબ્બારખા ઇકરામખાને પોતાના બન્ને પગની વચ્ચે દબાવીને એક હાથ તેનુ ગળુ પકડીને ઊભો હતો, અને બીજે હાથે તેણે સીફૂખાની સામે પોતાના હાથમાહેની કટાર ઉગામી. સીફૂખા ગમે તેવો હોવા છતા એક ખોજો હતો દિલનો બહુ પાક પણ ન હતો. ઇકરામખાના શબ્દોથી તેને જે એક ક્ષણનો ઉમળકો આવ્યો હતો, તે જુબ્બારખાના ભયદર્શક શબ્દોથી એક જ ક્ષણમા બેસી ગયો અને તેનુ સ્થાન ભયે લીધુ તેથી નજીક આવતા તે દૂર જ ઊભો ઊભો આ ભયકર દેખાવ જોઇને થરથરવા લાગ્યો

ઇકરામખા બોલી ઉઠ્યો "સીફૂખા ! તું કાઇ પ્રયત્ન ન કર. તુ ખોજો છે, તે હુ જાણુ છુ, માટે કદાચ તું પણ આ નરપિશાચના હાથમા સપડાઇ જઇશ જુબ્બારખા ! હવે તુ કેમ વાર કરે છે ! મને વધારે શામાટે ત્રાસ આપે છે ? જલ્દી કર અને આ ભાણેજના મુડદાના દર્શનથી તારી રાક્ષસી આખોને તૃપ્ત કર."

"કમનસીબ છોકરા ! બોલતો બધ થા તું એક બાળક છે, અને તને બોલતા બોલતા ન મારવાના હેતુથી હુ તને જેમ જેમ વધારે બોલવા દઉં છુ, તેમ તેમ તું લવારો ચલાવતો જ જાય છે, માટે હવે તારી જીભને બધ કર, નહિતો પહેલા તારી જીભને કાપી નાખીશ અને પછી તને રીબાવી રીબાવી બેજાન કરીશ "

"બસ થયુ, મારા વ્હાલા મામા ! બસ થયુ ! તારા પિશાચી વર્ત્તનમા જો હવે તેટલુ જ બાકી રહ્યુ હોય તો તુ તેમ પણ કરી લે;

આ રહી મારી જીભ. પણ યાદ રાખજે, જુબ્બારખાં ! તારૂં આ ગુપ્ત પાપ તને જ એક વાર દગા દેશે. તારી નીચતા એક વાર તારા ઉપર જ બદલો લેશે. મને તો તખ્ત લેવાની કે તે ભોગવવાની ઇચ્છા પણ નથી, પરન્તુ તારી તે ઇચ્છા તને પાયમાલ કરી નાખશે. દુનિયામા કદાચ તારા જેવા ગેરઇન્સાફીથી ઇન્સાફ નહિ થતો હોય, પરંતુ તે પાક પરવરદેગારને ત્યા તો ઇન્સાફ છે જ તે તને તારા કુકૃત્યનો બદલો આપ્યા સિવાય કદિ નહિ રહે !"

"બસ, હવે તારો લવારો બધ કર હુ ઇન્સાફ કરૂ છુ કે ગેરઇન્સાફ કરૂ છુ, તે બીના તારા મૂર્ખ મુખમાથી હુ સાભળવા માગતો નથી જેમ જેમ તું વધારે વખત જીવતો રહે છે, તેમ તેમ તારો લવારો વધતો જ જાય છે, મરણ નજીક હોવા છતા આવુ તોફાન કરનાર તારા જેવા મૂર્ખ છોકરાને જીવતો રહેવા દેવામા મને ભવિષ્યમા કેટલુ હેરાન થવુ પડે, તેનુ મને વધારે જ્ઞાન છે, સમજ્યો?" એ શબ્દોની સાથે જ જુબ્બારખાએ એકદમ પોતાના હાથ માહેની કટાર ઈકરામખાના કલેજામા હુલાવીને આતરડા બહાર ખેચી કાઢયા પીડા પામતા ઈકરામખાના મુખમાથી મૃત્યુની ભયકર ચીસ નીકળી ગઇ અને પાસે ઊભેલા સીફૂખાના મ્હોમાથી પણ આ ભયકર કૃત્યથી એક કારમી ચીસ પડાઇ ગઇ. ચીસ સાથે ચીસ મળી ગઈ !



## પ્રકરણ ૨ જું.

—'o'—

### કનકપ્રભા.

Fair is the damsel, passing fair,
Sunny at distance gleams her smile,
Approach—the cloud of woeful care
Hangs trembling in her eye the while

*Lucinda, a Ballad*



આષાઢ માસ ચાલતો હતો. સમય સાયંકાળનો હતો, અને વરસાદ મૂશળધારાએ વરસી રહ્યો હતો સ-ધ્યાકાળના અધારામા આકાશ માહેના વાદળાઓ પ્રકાશના આવરણરૂપ થઇ પડીને વધારો કરતા હતા અને તેથી લગભગ રાત્રિનો સમય થવા આવ્યો હતો, એમ પણ કહી શકાય આકાશમા વિજળીમા ચમકારા અને ધનગર્જના એ ભયંકરતામા વધારો કરી રહ્યા હતા તે વખતે એક ચૌદ વર્ષની બાળા માથે ખાલી ટોપલો ઉચકીને "ઓ વિધાતા' મારા કપાળમા હજી કેટલુ દુખ લખ્યુ છે?" એમ પોતાના દૈવને ઠપકો દેતી દેતી ઉતાવળી, એક નાના અને લચી પડેલા કરાવાળા ઘરમાં દાખલ થઇ. તે બાળાના વસ્ત્રો ઘણાજ હલકા અને ફાટેલાં-તૂટેલા હતા, છતા પણ વરસાદમાથી શરીરનુ રક્ષણ કરવાને તેણે સોડીયુ વાળી લીધુ હતુ. તેના મુખકમળ ઉપર દુખ અને દરિદ્રતાના ચિન્હો

સ્પષ્ટ રીતે તરી નીકળેલા હતા. તેનુ શરીર ગૌર હોવાને લીધે ફાટ્યા તુટ્યા કપડામા પણ તે મનોહર લાગતી હતી તે શરીરે દુર્બળ દેખાતી હોવા છતા ઉતાવળે પગલે ચાલતી હોવાથી બળવતી જણાતી હતી. તેના તરફ સ્થિર દષ્ટિ કરીને જોતા સ્ત્રીજાતિમા સ્વાભાવિક રહેલા લજ્જા નમ્રતા ધૈર્ય વગેરે ગુણોના રેખાઓ તેના મૃદુ મુખકમળ ઉપર તરી નીકળેલી જોવામા આવતી હતી, પરતુ તેનુ તે સઘળુ સૌદર્ય નિરાશાથી ભરેલુ હતુ તેના મુખનુ અનુપમ લાવણ્ય જોઇને સહૃદયોના મનમા મોહ ઉપજતો હતો એટલુ જ નહિ પણ તેઓના હૃદયમા તે બાળા પ્રત્યે સ્વાભાવિક રીતે જ દયા, સ્નેહ અને વાત્સલ્યનો ઉભરો આવતો હતો

એ તરૂણ બાળા હાફતી હાફતી તે નાના ઘરમા દાખલ થઇ કે તુરત બોલી ઉઠી " મા, મા, હજી કેમ અધારૂ છે ? દીવો નથી કર્યો ? "

" ના બેટા, તેલ થઇ રહ્યુ છે, શેનો દીવો કરૂ ?"

બિલકુલ રાત્રિ પડી ન હતી જેથી હજી કાઇક પ્રકાશ જણાતો હતો તે પ્રકાશમા તે બાળા પોતાની માને એક ખુણામા સોડીયુ વાળીને બેઠેલી જોઇ શકી. બીજી બાજુએ તે બાળાનો વૃદ્ધ પિતા એક સગડી સળગાવીને બેઠો હતો અને અગ્નિની ગરમીથી પોતાના શરીરનુ શરદીમાથી રક્ષણ કરતો હતો તે બાળા પોતાના માથા ઉપરનો ટોપલો એક બાજુએ મેલીને પોતાની મા કને જઇને એકદમ રોઇ પડી અને પોતાના હૃદયની ગભરામણને ખાલી કરવા લાગી

" કેમ બાપુ ! રૂએ છે કેમ ? આમ એકાએક શુ થઇ આવ્યુ ? હે કનક ! કેમ બોલતી નથી ? " તેની માતાએ તે બાળાને ધીરજ આપતા કહ્યુ

બીજી બાજુએ એકાએક તેનો વૃદ્ધ પિતા પણ તેના રૂદનથી ચમકી ઉઠયો અને બોલ્યો "કોણ ' કનક રડે છે? શા માટે?"

તે બાળાનુ નામ કનકપ્રભા હતું, પણ સૌ તેને કનક કહીને બોલાવતા હતા. કનકપ્રભા હીબકતી હીબકતી બોલી "બાપુ ! આ ઘરમા થોડો પણ આટો નથી. હુ ઉનના કોકડા કાતીને કારખાનામા આપવા ગઇ હતી, પણ રસ્તામા અચાનક વરસાદ પડયો અને કોકડા પલળી ગયા રોયા કારખાનાવાળાએ મજુરીના અર્ધા પૈસા આપ્યા અને કોકડા પલળી ગયા તે બદલ અર્ધા પૈસા કાપી લીધા હવે આ આઠ પૈસામથી આપણે અત્યારે કેવી રીતે ચલાવી શકોશુ?" એમ કહીને કનકપ્રભા પુન રડી પડી

કનકના પિતાનુ નામ મહેશ્વર હતુ, અને તેની માતાનુ નામ સત્યવતી હત કુટુમ્બનું પોષણ કરવામા પુત્રીની કાળજીભરેલી ચિન્તા હોવા છતા આવી રીતે દુ ખ ઉત્પન્ન થતુ હોવાથી મહેશ્વરને પણ ખોટુ લાગી આવ્યુ તેની આખમા આસુ આવી ગયા, પરન્તુ કોઇ ન જાણે તેવી રીતે તેણે તે લૂછી નાખ્યા અને કનકપ્રભાને ધીરજ આપતા કહ્યુ "બેટા ! હશે, જેવુ આપણુ નસીબ તેમાં રડે છે શાને? જયારે નસીબ અવળુ હોય છે, ત્યારે ગમે તેવી અનુકૂળતા પણ પ્રતિકૂળતા થઇ પડે છે જો, વરસાદ લોકનુ કેટલુ હિત કરે છે? તેથી અનાજ પાકે છે અને મનુષ્ય માત્રનું જીવન તેને જ અવલબીને રહે છે ખેડૂતો વરસાદની ચાતકની પેઠે રાહ જોતા હોય છે જગતનુ હિત કરનાર એ વરસાદ આપણુ અહિત કરનાર શા-માટે થઇ પડે? પરતુ આપણુ નસીબ ખડેલુ છ કે, જેથી જગતને સુખ થાય તેથી જ આપણને દુ ખ પેદા થાય છે. માટે દિકરા ! રડ ના એ આઠ પૈસામાથી દોઢ શેર આટો લઇ આવ એક પૈસાનું તેલ

લાવજે અને એક પૈસાનુ ચદન લાવજે–મારે પૂજા કરવા માટે.”

“દોઢ શેર આટામા આપણે શુ ધરાઈશુ ? સવારનુ કાંઇ ખાધુ નથી વળી આમા એક પૈસો તો ખોટો છે તે બદલાવી દેવાને કારખાનાવાળાને કહ્યુ તો રોયાએ મને ગાળો દીધી અને ધમકાવી બાપુ ! આ દુખી જીવનમાથી કયારે છુટાય ?” કનકપ્રભા ગભરાઇ ગઇ અને ધ્રુસ્કો મૂકીને રડી પડી સત્યવતીની આખમાં પણ પુત્રી ના હૃદયના દુખથી આસુ આવી ગયા હતા

મહેશ્વર બોલ્યો “બેટા ! એમ રડવાથી કાંઈ મોત આવી જાય છે ? એ તો વિધિના હાથમા છે માટે જરા ધૈર્ય રાખ પ્રભુએ જે ગરીબાઈ આપણને આપી છે, તે આપણે વેઠવી જ જોઇએ એમા શુ શક ? જો અત્યારે તારો ભાઇ ધનેશ્વર હોય તો તને કુટુમ્બના પોષણની શુ ચિન્તા હોય ! પણ મારૂ નસીબ જ વાંકુ તેમા કાઇનો શુ દોષ ?”

સત્યવતી ગદ્‌ગદિત કઠે બોલી “ધનેશ્વર તો ગયો ત્યારથા જ ગયો જ હે ? આજ ત્રીસ ત્રીસ વર્ષ થયા પણ નહિ કાઇ તેના સમાચાર ! અરેરે, એ દિકરો અત્યારે અહીં હોય તો આમ હોય? મારી કુનકનુ દિલ જરાએ દુભાય ખરૂ?”

રૂદનમાથી વિચારમા ચડી ગએલી કનકપ્રભા બોલી ઉઠી “શુ ધનભાઇ ગયાને આજ ત્રીસ વરસ થઈ ગયા ? ત્યારે તો તે વખતે મારો જન્મ પણ નહિ !”

“તું તો તે વખતે સ્વપ્નામા પણ ન હતી. એક રાત્રે તે ઘર માથી છાનોમાનો ચાલ્યો ગયો, પછી તે કયા ગયો અને તેનું શુ થયું તેના ખબર પણ અમને મળ્યા નહિ. લોકો એમ વાત કરતાં કે

કોઇ વૈરાગીઓના ટોળા સાથે નાસી ગયો. પછી પ્રભુ જાણે તેનુ શુ થયુ હશે."

મહેશ્વર એક ગરીબ બ્રાહ્મણ હતો પૂર્વાવસ્થામા તેણે થોડુ-એક સસ્કૃત જ્ઞાન સપાદન કરેલુ હતું, પરન્તુ અત્યારે તેનુ તેને જરા પણ સ્મરણ ન હતું થોડા ઘણા નીતિના શુદ્ધાશુદ્ધ શ્લોકો મુખ-પાઠ કરી રાખેલા તે માત્ર યાદ હતા અને યાચના કે દક્ષિણામા યજમાનને રીઝવવાને તે શ્લોકવડે કઇક અસર ઉપજાવવાને તે સફળ થતો હતો. પરતુ છેલ્લા થોડા માસ થયા તેનુ શરીર કાઇ કામકાજ કરવાને અશક્ત થઈ પડયુ હતુ. તેની ઉમ્મર લગભગ ૬૦ વર્ષ જેટલી થવા આવી હતી. સત્યવતીની ઉમ્મર પણ લગભગ તેટલી જ હતી, પરન્તુ વૃદ્ધ હોવા છતા હજી તેનુ શરીર કાઇક સુદઢ ભાસતુ હતુ, અને તેથી કનકપ્રભાને ઉન કાતવામા તે કોઈ કોઈ વાર મદદ કરતી હતી. આ નાના કુટુમ્બનો નિર્વાહ પહેલા તો મહેશ્વરની આ વકમાથી સારી રીતે ચાલતો હતો, પરતુ વૃદ્ધાવસ્થાને લીધે તેનુ શરીર કામકાજ કરવાને કે ચાલીને દૂર જવાને અશક્ત થઇ પડવાથી કનકપ્રભાની ઉન કાતવાની કમાણી ઉપર જ તેનો નિર્વાહ ચાલતો હતો. કાશ્મીરમા ઉનનો ઉદ્યોગ પ્રાચીન સમયથી ઘણો સારો ચાલ્યો આવે છે અને એ પ્રદેશમા ઝીણુ અને સફાઇદાર ઉન મોટા જથ્થામા પેદા થતુ હોવાથી કાશ્મીરના એક મોટા ભાગના લોકની રોજી તેના ઉદ્યોગ ઉપર જ ચાલે છે જે સમયની આપણે વાત કરીએ છીએ, તે સમયે પણ ઉન કતાવીને તેમથી શાલ-ધાબળા વગેરે બનાવવાના કેટલાક કારખાના ચાલતા હતા. આવા કેટલાક કારખા-નાઓ અફઘાન માલેકોના હાથ તળે પણ ચાલતા હતા, જ્યારે કેટલાંક હિદુ માલેકીનાં પણ હતા.

અફઘાન માલેકોના ઉનના કારખાનામા પણ મોટે ભાગે ઉન કાતનારી સ્ત્રીઓ તો હિન્દુ જ હતી. મુસલમાન સ્ત્રીઓ ઉન કાતવાનો ધધો ઘણા ઓછા પ્રમાણુમા કરતી હતી કનકપ્રભા એક અફઘાન કારખાનામાથી રોજ સવારે ઉન કાતવાને લઈ આવતી હતી અને સાજે તે કાતી, તેના કોકડા કરી, પાછા આપી આવતી હતી અને મજુરીના જે પૈસા આવે તેમાથી પોતાનુ તથા વૃદ્ધ માતા-પિતાનુ ગુજરાન ચલાવતી હતી પણ તેમાએ ઘણી ઘણી વાર આફત આ-વી પડતી હતી અફઘાન કારખાનાવાળાઓ હિન્દુ સ્ત્રીઓ તરફ ઘણી દુષ્ટતાથી વર્ત્તતા હતા. કેટલીક ગરીબ બાળાઓની તેઓ લાજ પણ લૂટતા અને કેટલીકને ઉન ચોરી લેવાનું બ્હાનુ કાઢીને ફસાવતા હતા છતા પણ ગરીબ સ્ત્રીઓને તે કારખાનાનો આશ્રય લીધા વિના ચાલતું નહિ કારખાનાવાળાઓ બેદરકાર હતા, જ્યારે કાત નારીઓને પોતાના પોષણની અપેક્ષાએ તેમની ગરજ પડતી હતી. આવી સ્થિતિમા કનકપ્રભાને પણ આજે હમ્મેશ કરતા માત્ર અર્ધા જ પૈસા મળ્યા હતા અને તેમાથી આજે પોતાના કુટુમ્બનુ પોષણ કરવાનુ હતુ

માતા-પિતાના ધૈર્યયુક્ત શબ્દોથી હૃદયને શાત કરીને કનક-પ્રભાએ આસુ લૂછી નાખ્યા અને ગભરામણુને વેગળી રાખી ખા-વાની સામગ્રી તૈયાર કરવા લાગી ભીંજાઇ ગએલા કપડા કાઢી ના-ખીને એક સૂકાએલી સાડી પહેરી તે દર્મ્યાન વરસાદ પણ બંધ રહી ગયો હતો, જો કે આકાશ ઘેરાયલુ જ હતું ઘરની ઓસરીમાં વરસાદથી પાણી ભરાએલુ હતુ, તે કનકપ્રભાએ સાવરણીથી વાળી નાખ્યુ અને ભીની થએલી જગ્યાએ એક ગ્રાદડીનો કકડો પાથર્યો તેલ થઇ રહ્યુ હતુ જેથી દીવો થઇ શકે તેમ ન હતુ તેથી

તેણે થોડાક લાકડાના કકડા મહેશ્વરની મગડીમા નાખ્યા એટલે ઘર મા ચોતરફ આછો આછો પ્રકાશ ફેલાયો, અને પછી તે બજારમા આટો લેવાને ગઇ.

ઘરના એક ખૂણામા રાધવાનો નાનો માટીનો ચૂલો હતો, અને તેની બાજુના ભાગમા ઘરનો સર સામાન પડયો હતો એ સરસામાનમા બે ઠીકરાના મોરીયા, બે મોટા તુંબડા, એકાદ પીત્તળની ગાગર અને બે-ત્રણ થાળીઓ તથા વાઢકા હતા, તે સિવાય બીજું કાઇ ન હતુ. એકની એક કનકપ્રભાને પોતાને માટે કેટલી ચિતા ઉત્પન્ન થાય છે, તેનો વિચાર કરતા મહેશ્વરની આખોમાથી ડબ ડબ આસુ પડવા લાગ્યા, અને પુત્રી ઉપર બહુ દયા આવવા લાગી જો તે એક કનકપ્રભા ન હોત, તો અત્યારે પોતાની શી દશા થઇ હોત, તેનો વિચાર કરતા વૃદ્ધ મહેશ્વર હૃદયથી પુત્રીનો આભાર માનવા લાગ્યો એટલામા કનકપ્રભા આટો લઇને આવી. તે બોલી 'બાપુ! તમારી પૂજાને માટે ચદન પૈસાનુ ન આવ્યુ, પણ પૈસો ખોટો હોવાથી તે અર્ધા પૈસામા ચાલ્યો, તેથી અર્ધા પૈસાનુ લાવી છુ."

' વારૂ, બેટા, બહુ સારૂ કર્યુ હવે તુ રાધવાની તૈયારી કર, મને તો બહુ ભૂખ લાગી છે " મહેશ્વરે કહ્યું.

પિતાની આજ્ઞાથી કનકપ્રભાએ સત્વર ચૂલામા દેવતા સળગાવ્યો અને એક હાંલ્લામા થોડી તરકારી રાધવા મેલી રાધતા રાધતા ત બોલી "બાપુ! કાલે દુર્ગા માતાનું વાર્ષિક પૂજન છે, ખરૂ?"

"હા દિકરા, કાલે જ તે પૂજન છે. તે ઠીક સભાર્યુ. કનક, બેટા, જો તુ કાલે મને ત્યા લઇ જાય, તો સારૂ. વાર્ષિક પૂજન છે એટલે દક્ષિણા સારી મળવા સભવ છે"

" ના બાપુ! તમે ત્યા કેવી રીતે જઇ શકો?" આટલેથી આ-

ટલે પણ જઇ શકતા નથી અને એ એક ગાઉનો ડુંગર ચઢીને તમે ખીરભવાનીએ કેવી રીતે જાઓ ? ના, એ દક્ષિણા આપણુને જોઇ-તી નથી. તમારૂ શરીર નખાઇ જાય, તો હુ શુ કરૂ ? ”

કનકપ્રભાના શબ્દો સાભળીને ઉપકારવશ થતા થતા મહેશ્વર બોલ્યો “ બેટા ! મને કાઇએ થવાનુ નથી, અને આપણે પૈસાને માટે કેટલા દુ ખી થઇએ છીએ તે તને કયા ખબર નથી ? તુ રોજ ને રોજ મુઝાય છે, ત્યારે હુ આમ નકામો ઘરમા ને ઘરમા ઘલાઇ રહુ, એ ઠીક કહેવાય ? ”

“ બાપુ ! તમે મારા માટે ચિન્તા ન કરો પ્રભુની કૃપાથી સઘળુ સારૂ થશે તેણે દાત આપ્યા છે, તો ચાવણુ પણ આપી રહે શે આપણને ભૂખ્યા નહિ રાખે. ”

“ ના બેટા તું એ જક છોડી દે, અને કાલે પરોઢિયે મને જરૂર તેડી જા સવારથી ત્યા લોકો આવવા લાગશે, એટલે સવારમા જ આપણે ત્યા પહોચવુ જોઇએ તુ મારા શરીરની ફીકર કર નહિ. જેમ હરિની ઇચ્છા હશે તેમ થશે ”

પિતાના અત્યાગ્રહથી થોડી વાર સુધી કનકપ્રભા મુગી રહી. થોડી વાર પછી તે બોલી, “ પણ બાપુ ! તમારૂ શરીર એટલે દૂર જવા-મા ઠીક કરવાનુ નથી, હો ”

“ કાઇ હરકત નહિ બેટા ! અમારા શરીરનુ કાઇ નક્કી નહિ. જૂના વખતના શરીર અત્યારના શરીર કરતા બહુ સુદૃઢ નીવડે છે, પછી તો જે થવાનુ હશે તે થશે પણ કાલે મને તુ જરૂર ત્યા લઇ જા. ”

‘ વારુ હું વહેલી ઉઠીને તમારે માટે ગરમ પાણી કરી દઇશ,

એટલે તમે સ્નાન, પૂજા વગેરે કરી લેજો અને પછી આપણે નીકળીશુ."

"હા, તેમ જ." મહેશ્વરે પ્રત્યુત્તર આપ્યો.

થોડી વારમા કનકપ્રભાએ રોટલા પણ કરી નાખ્યા, અને પછી એ નાના ગરીબ કુટુમ્બે રાત્રિભોજન કર્યું.

## પ્રકરણ ૩ જું.

### ઈતિહાસ.

But what was before us we know not,
And we know not what shall succeed.

*Mattheu Arnold*




સ ૧૭૫૨ મા મુગલોના પ્રતાપી સૂર્યનો અસ્ત થયો અને કાશ્મીરના રાજ્યનુ સિહાસન અફ્ઘાનોના સરદાર અહમદખા દુર્રાનીના હાથમા આવ્યુ મુગલો યદ્યપિ મુસલમાનો હતા તથાપિ બાબર અને અકબર જેવા સમદષ્ટિ બાદશાહો એ વંશમા થયા હોવાથી એકદર રીતે તે સમયમા હિંદની પ્રજા દુખી અવસ્થા ભોગવતી હતી એમ કહેવાતુ નહિ હતું,-સિવાય કે એક ઔરગજેબનો સમય પરતુ અફ્ઘાનોના આવવા સાથે હિંદુસ્તાનવાસીઓ સંખ્યાબંધ પ્રકારનાં દુખો

ભોગવતા થયા હતા. અહમદખા દુર્રાનીના મરણ પછી કાશ્મીરનુ આધિપત્ય શાહ જમાનના હસ્તમા આવ્યુ તેનુ આધિપત્ય કાશ્મીરમા ઘણું નિર્બળ ગણાતુ હતું, જેથી મુખ્યત્વે કરીને હિદુ પ્રજાને તેના સમયમા ઘણા સકટો વેઠવા પડ્યા હતા અફઘાન અમલદારો કાશ્મીરમા ધોળે દહાડે લૂટ ચલાવે અથવા તો અબળાઓની લજ્જા લે કિંવા ખૂનામરકી ચલાવે, તોપણ તેમને કોઈ પૂછનાર ન હતુ તે સમયે કાશ્મીરના પ્રદેશને કાબુલના શાહોની રાજધાનીનો એક વિભાગ ગણવામા આવતો હતો, જેથી કાબુલમા જો કાઇ ગરબડ પેદા થાય, તો તેની અસર કાશ્મીરના પ્રદેશમા પણ ભાગ્યે જ ફેલાયા સિવાય રહેતી હતી શાહ જમાનના મરણ પછી તેનો ઉત્તરાધિકારી અબદુલ્લાખા નામનો બાદશાહી વશનો એક પુરૂષ હતો, પરતુ તેને કાબુલમા કેદ કરવામા આવ્યો અને શાહ જમાનના વશજ એક સરદાર અતામુહમ્મદખાને કાશ્મીરનુ તખ્ત બક્ષીસ કરીને કાશ્મીરમા મોકલવામા આવ્યો અતામુહમ્મદખા ઘણો ઘાતકી અને ક્રૂર હતો તેની ક્રૂરતાથી હિદુઓજ નહિ, પરન્તુ મુસલમાનો પણ ત્રસ્ત થવા લાગ્યા કાશ્મીરમા જ્યારે આ પ્રકારે પ્રજા ઉપર જુલ્મનો વરસાદ વરસી રહ્યો હતો, ત્યારે કાબુલમા એક નવો જ બનાવ બન્યો કાબુલના શાહે કેદ કરેલા અબદુલ્લાખાને તેમાથી મુક્ત કર્યો અને કાશ્મીરના તખ્તનો પટ્ટો આપીને તેને કાશ્મીર તરફ રવાના કર્યો અફઘાન સરદારો બહુ દીર્ઘદર્શી નહિ, કિન્તુ મનસ્વી હતા એક ક્ષણે તેઓ જેના ઉપર ક્રોધ અને નફરતની નજરથી જોતા, તેના જ ઉપર બીજી ક્ષણે તેઓ પોતાની મનસ્વીતાને અનુસરીને મહેરબાનીનો વરસાદ વરસાવતા. અબદુલ્લાખા કાશ્મીરમા આવ્યો અને તરત જ અતામુહમ્મદખા કે જે અધિકાર ઉપર હતો, તેણે શાહના ફરમાનથી તખ્ત અબદુલ્લાખાને

સોપી દીધુ અને પોતે જમાનાના ફેરબદલાની રાહ જોતો બેઠો.

અબદુલ્લાખા નીચ પ્રકૃતિનો અને મૂર્ખ હતો. કાસ્મીરનુ રાજ્ય તે લાબો વખત કરી શકયો નહિ તખ્ત સોપાયા પછી થોડા જ માસમા પોતાને કાસ્મીરનો સ્વતત્ર અધિકારી માનીને ઇચ્છાનુસાર વર્ત્તન કરવા લાગ્યો, અને કાબુલના તે સમયના શાહ મહમૂદશાહનાં ફરમાનો નામજુર રાખવા લાગ્યો આ ઉપરથી કાબુલના શાહના ફરમાનથી વજીર ઉલ-મુલ્ક શેર મુહમ્મદખાએ એક મોટી સેના સાથે કાસ્મીર ઉપર ચઢાઇ કરી અબદુલ્લાખાએ પુરી રીતે વિરૂદ્ધતા દર્શાવી અને ઝેલમ નદીના કિનારાપર પોતાના લશ્કરને એકઠુ કર્યુ, પરન્તુ માત્ર બે દિવસના જ યુદ્ધમા અબદુલ્લાખા ટકી શકયો નહિ અને નદીમા થઇને કયાક નાસી ગયો શેર મુહમ્મદખાએ વિજયલક્ષ્મી સાથે સેરીંગીર નગરમા પ્રવેશ કર્યો અને ત્યારપછી કાસ્મીરનુ આધિપત્ય અતામુહમ્મદખાને સોપવામા આવ્યુ.

ઇ સ ૧૮૧૦મા અતામુહમ્મદખાએ હરી પર્વત ઉપર એક કિલ્લો બધાવ્યો આ સમયે પ્રાત પંજાબમા સીખ સરદાર મહારાજા રણજીતસિહના હાથ નીચેની ખાલસા સેના સરહદ ઉપર ભારે તોફાન મચાવી રહી હતી. અફઘાનીસ્તાન સાથે ખાલસા સેના ઘણી વાર યુદ્ધમા ઉતરી ચૂકી હતી. આ વખતે કાબુલના તખ્ત ઉપર શાહ શૂજા હતો અને તે ખાલસા સેનાથી બહુ હેરાન હોવાથી અતામુહમ્મદખાએ પોતાના ભાઇ જહાદારખાને એક મોટી સેના લઇને શાહ શૂજાની કુમકે મોકલ્યો.

અતામુહમ્મદખાનો સાળો ફત્તેહખા બારકજની તે સમયે કાસ્મીરનું તખ્ત પચાવી પાડવાનો બહુ ઇરાદો રાખતો હતો. આગળ પણ તેણે કાસ્મીર પર ચઢાઇ કરવાને મહારાજા રણજીતસિહને

ઉશ્કેર્યો હતો અને આ સમયનો લાભ લઇને પણ તે લાહોર ગયો તેની સાથે તેનુ એક નાનુ લશ્કર હતું અને તે લશ્કર સહિત તે સિંધુ નદી ઓળગીને લાહોર પહોચ્યો. ફત્તેહખા બારકજની એક વાગ કાબુલના શાહ મહમૂદનો વજીર હતો. અતામુહમ્મદખા પોતાના દુશ્મન શાહ શૂજાને મદદ કરે છે અને કાશ્મીરની હિદુ તથા સીખ પ્રજાને તે બહુ પીડે છે, એવા ખૂબીદાર વર્ણનથી ફત્તેહખાએ રણજીતસિહને કાશ્મીર ઉપર ચઢાઇ કરવાને ઉશ્કેર્યો રણજીતસિહને જેટલો રાજ્યનો લોભ હતો, તે કરતાં ઘણો વધારે ધર્મનો જુસ્સો હતો. ,હિદુ પ્રજા દુખી થાય છે એમ જાણવામા આવતા રણજીતસિહનુ દિલ વધારે ઉશ્કેરાયુ અને તેણે ચઢાઇની તૈયારી કરી.

જો કદિ રણજીતસિહ ઇચ્છને, તો પોતે એકલો જ કાશ્મીરપર ચઢાઇ કરી તેને તાબે કરી શકે તેમ હતુ, છતા પણ ફત્તેહખા ઘણે દૂરથી આવ્યો હતો, તેનુ માન રાખવાને માટે રણજીતસિહે કાશ્મીરની ચઢાઇમા તેના હિતનો પણ સમાસ કર્યો વળી ફત્તેહખા કાશ્મીરના ડુગરી પ્રદેશનો વધારે જાણીતો હતો, જેથી રણજીતસિહને આ ચઢાઇમા ફત્તેહખાની આવશ્યકતા પણ જણાઇ ગજપ્રકરણી અને લશ્કરી કુનેહથી વિચાર કરતા એક આખુ લશ્કર તે પહાડી પ્રદેશમા જાય અને જો દુશ્મનો પાછળથી છાપો મારે, તો વિપરીત પરિણામ આવે, એવી નજરથી મહારાજા રણજીતસિહે ફત્તેહખાની દોસ્તીનો સ્વીકાર કર્યો એવો ઠરાવ કરવામા આવ્યો કે, કાશ્મીરની જીત થયા પછી તેનુ તખ્ત ફત્તેહખાને સોપવુ અને ફત્તેહખાએ દરવર્ષે આઠ લાખ રૂપિયા પંજાબના દરબારમા ખડણીના મોકલવા તથા પંજાબ તરફનો એક સૂબો દેખરેખ માટે કાશ્મીરમા રાખવો. વળી ચઢાઇ કરતા જે લૂટ હાથ લાગે, તેનો

ત્રીજો ભાગ ખાલસા સેનાને મળે એવો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો ખાલસા સેનાના નાયકનુ પદ પંજાબના દીવાન મોખમચદને આપવામા આવ્યુ હતું. ફત્તેહખાં અને મોખમચદ બન્ને પોતપોતાના લશ્કર સાથે ઝેલમથી કાશ્મીર તરફ રવાના થયા.

ખાલસા સેના ચઢી આવે છે, એવા ખબર મળતાં જ અતામુહમ્મદખાએ પીરપજાલ નામક પર્વત પાસે પોતાનુ સૈન્ય એકઠું કર્યું. કાબુલનો શાહ શૂજા તે વખતે પદભ્રષ્ટ થયો હતો અને તેને કાશ્મીરમા કેદ રાખવામા આવેલો હતો, જેથી તેના તરફથી પણ કાશ્મીરના બચાવને માટે કાઇ થઇ શકે તેમ ન હતું ફત્તેહખાનુ લશ્કર પહાડી મુલકમા પ્રવાસ કરવાને ટેવાએલુ હતું, તેમજ ડુગરના ટુંકા ટુંકા રસ્તાથી જાણીતું હતું, જેથી ફત્તેહખા જ્યારે પીરપજાલના પર્વત સુધી પહોચી ગયો, ત્યારે મોખમચદનુ લશ્કર ત્યાથી ઘણા કોસ દૂર રહી ગયુ હતુ ! ફત્તેહખાનુ મન જરા ડગમગ્યુ. થોડા વખત પહેલા જ મહારાજા રણજીતસિહ સાથે કરેલા દોસ્તીનો ભગ કરીને પોતે એકલા અતામુહમ્મદખાના લશ્કરને હરાવી કાશ્મીરનુ તખ્ત પચાવી પાડવાનો તેણે વિચાર કર્યો. અતામુહમ્મદખાનુ લશ્કર ઘણું થોડું હતુ અને તેને હરાવવાને ફત્તેહખાનુ નાનુ લશ્કર પણ સમર્થ હતું, તેથી જ મોખમચદના લશ્કરની તેને જરૂર જણાઇ નહિ. આ કારણથી ફત્તેહખાએ પીરપજાલ પર્વતની આડી-દોઢી ખીણોમા માર્ગ લેવા માડ્યો અને ઘણી ઉતાવળથી મજલ કરવા માડી ફત્તેહખાનો ઇરાદો દીવાન મોખમચદના જાણવામા આવી ગયો પણ તેથી તે ગભરાયો નહિ તે ડુગરી મુલક માહેના એક પ્રાત રાજૌરીના રાજા અગરખાને મોખમચદે કોઇ ટુંકો ડુગરી માર્ગ બતાવવા કહ્યુ અને તેના બદલામા રૂપિયા પચીસ હજારની એક જાગી-

ર આપવાનુ વચન આપ્યુ. રાજા અગરખાએ મોખમચંદને તેવો માર્ગ બતાવ્યો અને ફત્તેહખા જે વખતે અતામુહમ્મદખાની છાવણી-ની નજીક પહોચ્યો, તે જ વખતે મોખમચદ પણ જઇ પહોચ્યો. પરતુ આ વખતે મોખમચદ પાસે માત્ર ઘણુ નાનુ લશ્કર હતુ લશ્કરનો મોટો ભાગ એ ઉતાવળી મુસાફરીમા પાછળ રહી ગયો હતો

ફત્તેહખા અને મોખમચદ બન્નેનુ લશ્કર એકઠુ થએલું જોતા અતામુહમ્મદખા ડરી ગયો. તે લડ્યા સિવાય છાવણી ઉઠાવીને પ-લાયન કરી ગયો તે શેરગઢના મહેલમા જઇને ભરાયો અને ત્યા-થી પેશાવર તરફ નાસી ગયો. તે નાસી જવાથી કાશ્મીરનો પ્રાત સ-ત્વર તાબે થઇ ગયો, પરતુ ફત્તેહખાએ લૂટનો ત્રીજો ભાગ ખાલસા સેનાને આપવા ના કહી બ્હાનુ એવુ બતાવ્યુ કે મોખમચદ પોતાની સાથે માત્ર નાનુ લશ્કર લાવ્યો હતો

ફત્તેહખાએ ખાલસા સેનાને લૂટનો ત્રીજો ભાગ આપ્યો નહિ તેથી રણજીતસિહને બહુ ગુસ્સો ચડયો અને ભય રહ્યો કે ભવિષ્યમા બીજા ઠરાવ પણ તે તોડશે અને કાશ્મીર બીલકુલ પોતાના હાથ-માથી ચાલ્યુ જશે આ કારણથી અતામુહમ્મદખાના ભાઇ જહાદાર ખાને રણજીતસિહે એવુ સમજાવ્યુ કે અટકનો કિલ્લો તેણે રણજી-તસિહને સોપી દેવો અને પછી કાશ્મીર પર હલ્લો કરી કાશ્મીરનુ તખ્ત જહાદારખાને સાપવુ જહાદારખાના હાથમા હજી અટકનો કિલ્લો ટકી રહ્યો હતો અને તેણે માડ માડ રણજીતસિહની સલાહ-નો સ્વીકાર કર્યો

અટકનો મજબૂત કિલ્લો રણજીતસિહના હાથમા જાય, તે લોભી ફત્તેહખા સહન કરી શકે તેમ ન હતુ. આ કારણથી ફત્તેહ-ખાએ અટકના કિલ્લાને ઇ. સ ૧૮૧૩ ના એપ્રિલ માસમા ઘેરો

ઘાલ્યો, તથા કાશ્મીરનુ તખ્ત પોતાના ભાઇ મુહમ્મદ અજીમખા-ના હાથમા મડતો ગયો કાબુલના નવા શાહ દોસ્ત મુહમ્મદ તરફ મદદ માગવા માટે ફત્તેહખાએ પોતાના દીવાન નન્દરામને કાબુલ તરફ મોકલ્યો અફઘાનીસ્તાનના પડોશમા જ કાશ્મીર આવેલુ હો-વાથી કાશ્મીરને અફઘાનીસ્તાનના શાહ તરફની મદદની ઘણી વાર જરૂર પડે છે, આ કારણથી દોસ્ત મુહમ્મદ સાથે મિત્રાચારી કરવા તેમજ અટકના ઘેરામા મદદ માગવા નન્દરામને કાબુલ ખાતે મો-કલવાનુ ફત્તેહખાએ વધારે વાજબી માન્યુ હતુ.

મુહમ્મદ અજીમખા એક બહાદુર લડવૈયો હોવા છતા એક અય્યાશી અને ઓછી સમજણવાળો પુરૂષ હતો તેને લડતા આવ-ડતુ હતુ પરતુ રાજ્ય કરતા આવડતુ ન હતુ પોતાના નાના ભાઇ જુબ્બારખાની દુષ્ટતાભરેલી સલાહને અનુસરીને પ્રજા ઉપર જુલ્મ કેમ કરવો તેનુ જ તેને જ્ઞાન હતુ કાશ્મીરનુ તખ્ત થોડા વખતને માટે પોતાના હાથમા આવતા જ અજીમખાએ જુબ્બારખાને સિપ-હસાલાર ( લશ્કરનો ઉપરી ) નુ પદ આપ્યુ, જો કે વસ્તુત જુબ્બા-રખા બાદશાહ શાની ( ખાજો ) થઇ પડચો હતો કાશ્મીરનુ આધિ-પત્ય હાથમા આવતા જ પહેલી ક્રૂરતા જુબ્બારખાએ પોતાના ભા-ણેજ ઇકરામખા ઉપર વાપરી તે સમયે અતામુહમ્મદખા પેશાવરમાં ભરાઇ બેઠો હતો, અને તેની સ્ત્રી તથા એક પુત્ર-પુત્રી હરીપર્વતના કિલ્લામા હતા તેઓના મનથી તેમને જુબ્બારખા તથા અજીમ-ખાનો આશ્રય હતો. ભવિષ્યમા કદાચ કાશ્મીરનુ રાજ્ય લેવાને અને પોતાના બાપને નસાડી મૂકવાનુ વૈર લેવાને ઇકરામખા ઉદ્યુક્ત થાય અને પોતાને લોકમા કાશ્મીરનો હકીકી વારિસ જાહેર કરે, તો

પોતાને તે કંટક રૂપ થઇ પડે, તેવા વિચારથી જુબ્બારખાએ પોતાના નિર્દોષ ભાણેજ બાળક ઇકરામખાનું ખૂન કર્યું હતું. કેવી ભયંકરતા અને દુષ્ટતાથી એ બાળકનો જાન લેવામા આવ્યો હતો, તે બીનાથી વાચકો અજ્ઞાત નથી. એ ખૂન થયાની ખબર બીજે જ દિવસે પ્રભાતમા સર્વત્ર ફેલાઇ ગઇ હતી. કોઇ કહે ખાલસા સૈનાના સિપાહીએ વૈરને લીધે તેનુ ખૂન કર્યું, તો કોઇ તેને કાશ્મીરના કોઇ પ્રજાજનનુ જ અપકૃત્ય માનવા લાગ્યા ઇકિરામખાનો બાપ અતામુહમ્મદખા જુલ્મી હતો, અને તેથી પિતાનુ વૈર કોઇએ પુત્ર ઉપર લીધુ હોય, તેમ માનવુ સભવિત હતુ, પરતુ એ ખૂન કોણે કર્યું તે બાબત લાબી તપાસ ચલાવવાની જુબ્બારખાએ એક સિપહસાલાર તરીકે દરકાર કરી નહિ, તેથી કોઇને તે ખૂનને માટે જુબ્બારખા ઉપર પણ શક આવતો હતો આ શક જાહેર કરવાની શક્તિ કોઇ પણ ધરાવતુ ન હતુ; તેમજ ખૂનની વાત જાણનાર ખોજા સીફૂખાને જુબ્બારખાએ ડર અને દામથી કયારનોએ મેળવી લીધો હતો.



# પ્રકરણ ૪ થું.

## તા. ૧૩ મી જુલાઈનું પ્રભાત.

एकोऽहमसहायोऽहं कृशोऽहमपरिच्छदः ।
स्वप्नेप्येवंविधा चिन्ता मृगेन्द्रस्य न जायते ॥

रामायण ॥



ફત્તેહખાં બારકજનીએ અટકના કિલ્લાને ઘેરો ઘાલ્યાના ખબર મહારાજા રણજીતસિંહને મળતા એક મોટા લશ્કર સાથે દીવાન મોખમચંદને કિલ્લાનો બચાવ કરવા માટે મોકલ્યો. હવા પાણી ઘણા અનુકૂળ હતા બરફ પડવાની ધાસ્તી દૂર થઈ ગઈ હતી કારણકે ઉનાળો બેસી ચૂકયો હતો, અને બરફ પીગળવા માંડયો હતો ફત્તેહખાંએ નાખેલા ઘેરાને માત્ર થોડા જ દિવસ થયા હતા, એટલામાં દીવાન મોખમચંદનું લશ્કર પણ ત્યાં જઇ પહોંચ્યું.

ફત્તેહખાં બારકજની એક કળાબાજ લડવૈયો હતો. વ્યૂહરચનાઓમાં તેમ જ દુશ્મન ઉપર અજાણતાં છાપો મારવામાં તે ઘણો બહાદુર હતો તે કિલ્લાને ઘેરો ઘાલીને પડયો હતો તેથી વધારે ભયભીત સ્થિતિ કિલ્લામાંહેની પ્રજાની હતી, અને ગભરાવાનું જહાંદારખાંને હતું. આ કારણથી લડાઇ કરવાની કે અટકનો કિલ્લો પોતાને સોંપી દેવાની, એવી કોઇ પણ પ્રકારની માગણી કર્યા સિવાય તે ઘેરો ટકાવી

રહ્યો મોખમચંદનુ લશ્કર ફત્તેહખાના લશ્કરથી થોડે દૂર પડેલુ હતુ. અફઘાન સિપાઈઓ અને સીખ સિપાહીઓમા વારંવાર છૂટી છવાઇ મારામારીઓ થવા લાગી અને તેમા સીખ લશ્કરને ઘણી વાર ખમવુ પડતુ હતુ ખાલસા સેના કપટયુદ્ધ કરતા ધર્મયુદ્ધને વધારે સારી રીતે જાણતી હતી અને તેથી કપટ કે દગાથી દુશ્મનના લશ્કર ઉપર છૂપો હલ્લો કરવાનુ કે અજાણી મારામારી કરવાનુ સીખ યોદ્ધાઓ વાજબી માનતા ન હતા આ કારણથી ખાલસા સેનાને ત્રાસ પમાડવામા અફઘાન સિપાહીઓ વારવાર ફાવી જતા હતા. ધીમે ધીમે ખાલસા સેનામા અફઘાન સિપાહીઓનો ત્રાસ એટલો બધો વધી પડયો કે, ખાલસા સેના અફઘાનો સાથે યુદ્ધ આરભતા ડરવા લાગી

આવી ડામાડોળ સ્થિતિમા બે માસ ચાલ્યા ગયા હવા અને ઋતુ અનુકૂળ હોવાથી કુદરત તરફની ભીતિ રહી ન હતી, પરતુ છેવટે જહાદારખા કિલ્લામા રહીને મુઝાવા લાગ્યો ખોરાક ખૂટી પડયો અને પ્રજા બહુ હેરાન થવા લાગી ઘેરો ઘાલી રહેલા અફઘાન લશ્કર સાથે જહાદારખા પોતે કિલ્લો ખોલીને લડી શકે તેમ ન હતુ તેથી તે મોખમચદ ઉપર લડાઇ શરૂ કરવાને માટે પેગામ ઉપર પેગામ મોકલવા લાગ્યો. દિવસ દિવસે પ્રજાનુ સકષ્ટ વધતુ ગયુ અને ખોરાકને માટે બૂમ વધતી જ ચાલી પરતુ ખાલસા સેનામાં અફઘાનો તરફનો સજ્જડ ભય વ્યાપી રહ્યો હતો જેથી તેઓની સાથે યુદ્ધ કરવાની ખાલસા સેનાની હિમત ચાલતી ન હતી એવામા કાબુલના શાહ દોસ્ત મુહમ્મદનો દીવાન નન્દરામ એક નાના લશ્કર સાથે મદદે તેડી લાવ્યો, એટલે તો ખાલસા સેનાનો ભય ઉલટો વધી પડયો મોખમચદ પોતાની સ્થિતિને વધારે ભયભરેલી અને ગભીર જોવા લાગ્યો, અને જો લડાઇ શરૂ ન કરે, તો અટકની પ્રજાનો

નાશ થઇ જાય એ કલ્પના પણ તેના હૃદયમા દુ:ખનો અગ્નિ પ્રજ્વલિત કરવાને પૂરતી હતી

છેવટે જહાદારખાએ મોખમચદને એવો સદેશો કહાવ્યો કે-"જો તમે આટલા બધા નિર્માલ્ય હતા, તો ચઢાઇ કરવાનો મોટો દેખાવ કરીને તમારે આવવુ જોઇતુ ન હતુ. પરતુ તમારા આવવાથી મને અને મારી પ્રજાને તમે વધારે મુઝવણમા નાખી છે શહેરમા ખોરાકી બિલકુલ નથી અને માણસો મરતા જાય છે છેવટે હવે હુ તમને જણાવુ છુ કે કાલે પ્રભાતથી જો તમે ફત્તેહખાના લશ્કરની સાથે લડાઇમા ઊતરીને કિલ્લાના બારણા ખુલ્લા નહિ કરો, તો લાચારી સાથે હુ ફત્તેહખાને મળી જઇશ " આવા શબ્દો વાચતા જ મોખમચદને શોક સાથે શૌર્ય વ્યાપી રહ્યુ ડરના માર્યા બેસી રહેવાથી કાઇ વળવાનુ નથી, અને ઉદ્યમથી વ્યાધિનો નાશ થાય છે, એ સૂત્રને અનુસરીને બીજે જ દિવસે પ્રભાતમા યુદ્ધ શરૂ કરવાનો તેણે ચોક્કસ વિચાર કર્યો જહાદારખાનો પેગામ મોખમચદને મધ્યરાત્રિએ મળ્યો, કે તુરત જ તેણે લશ્કરના મુખ્ય સરદારોને પોતાના તબૂમા એકઠા કર્યા તે વખતે તેના મ્હો ઉપરથી શોકની તથા ભયની મલીન રેષાઓ ઉડી ગઇ હતી અને શૌર્ય તથા ક્રોધની તેજસ્વી-રક્તવર્ણીય રેષાઓ સ્ફુરી આવી હતી સઘળા સરદારોને પોતાની મનોવાચ્છના જાહેર કરતા મોખમચદે કહ્યુ

"ખાલસા સેનાના સ્થભરૂપ યોદ્ધાઓ ! સઘળા યુધ્ધો કરતા આ યુદ્ધને તમે વધારે ભયકર જુઓ છો, કારણકે અહીં છાવણી નાખીને પડ્યા પછી અફઘાન સિપાહીઓ તરફથી આપણને બહુ ખમવુ પડયુ છે પરંતુ આવી રીતે ડરના માર્યા બેસી રહેવાથી કાઈ આપણો વિજય થવાનો નથી. અફઘાન લશ્કરમા દોસ્ત મુહમ્મદનુ

લશ્કર ઉમેરાયુ છે, તેથી તમારા તે ભયમા વિશેષતા થઇ હશે, પ-રન્તુ યુદ્ધ કરવાથી આપણને જેટલુ નુકસાન નહિ થાય, તે કરતા વધારે નુકસાન યુદ્ધ નહિ કરવાથી થશે જો આપણે યુદ્ધ કરીશુ નહિ, તો નિર્માલ્ય ગણાઇશુ અને અફઘાનો વખતોવખત આપણને સતાવતા જ રહેશે વળી કાશ્મીરમા જે કાઇ પંજાબનો-આપણો હિસ્સો છે, તે પણ ફત્તેહખા દૂર કરી નાખીને એકલો પચાવી પાડશે વળી નહિ લડવાથી અટકની સઘળી પ્રજાનો નાશ થશે કારણકે કિલ્લામા ખોરાકી ખૂટી પડી છે, અને જહાદારખા જો કિલ્લો છૂટો ન થાય તો ફત્તેહખાને મળી જવાને તૈયાર થયો છે તમે દેશનો લોભ રાખતા નથી, પણ ધર્મના લોભી છો, તો ધર્મની હાનિ કરનાર એ અફઘાનોનો આપણા જાનોનુ નુકસાન સહીને પણ નાશ કરવો, તે આપણુ કર્ત્તવ્ય છે ધર્મવીરો અને યુદ્ધવીરો મરવાની કે હાર-વાની બીતિથી ત્રસ્ત થતા નથી, તો આપણે શામાટે ત્રસ્ત થવુ જોઇએ ? આવા રીતે છાવણી નાખીને પડી રહેવાથી કાઇ આપણો વ્યાધિ દૂર થવાનો નથી, પરન્તુ **उद्यमेन व्याधिर्विनश्यति**-ઉદ્યમથી વ્યાધિનો નાશ થાય છે. માટે કાલે પ્રભાતથી આપણે યુદ્ધનો ઉદ્યમ શરૂ કરવાનો છે. યુદ્ધના ખબર તમે તમારા સૈનિકોને અત્યારથી જ સભળાવજો જુઓ ! ઉત્સાહ રાખજો ! ડરતા ના ઉત્સાહથી તમે એ બન્ને સેનાઓને જીતી લેશો ઉત્સાહ શુ કરી શકતો નથી ?

**+ उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परं बलम् ।**
**सोत्साहस्य हि लोकेषु न किञ्चिदपि दुर्लभम् ॥**

---

+ रामायण.

ઉત્સાહ છે તેજ બળવાન્ છે, ઉત્સાહ કરતા પરમ બળ બીજુ છે જ નહિ, કારણકે લોકોમા ઉત્સાહવાન્ પુરૂષોને કઇ પણ દુર્લભ નથી. વળી તમે એમ પણ ન માનતા કે, તમે નાનુ સૈન્ય ધરાવો છો. હુ એકલો છુ, કે અસાહાય છુ, કે પરિવારહીન છુ એવા પ્રકારની ચિતા સિહ સ્વપ્ને પણ કરતો નથી, અને તમે પણ ' સિહ ' જ છો તમારા ઉત્સાહ અને શૌર્યના અભિમાનથી તો તમે તમારી જાતને 'સિહ' ના નામથી ઓળખાવો છો અને સીખ ધર્મના બાજા વિભાગોથી જૂદા પડી ગયા છો, માટે ધ્યાનમા રાખજો કે તમે બળવાન્ છો–નિર્બળ નથી–સિહ જેવા જ છો અને પંજાબ–કેસરી મહારાજા રણજીતસિહના સૈનિક છો મારૂ કથન ધ્યાનમા રાખજો અને ઉત્સાહથી પો ફાટતા જ યુદ્ધ કરવાનુ હોવાથી પરોઢમા સૌ વ્યહમા ગોઠવાઈ રહે તેવી તૈયારી કરજો અફઘાનો સાથે ખુલ્લા રણક્ષેત્રમા આપણે આ પહેલવહેલા જ ઊભા રહીએ છીએ, પરતુ તેથી તેઓ બળવાન્ હોય, તો આપણે શુ નિર્બળ છીએ ? નહિજ અને તે માટે આજસુધી આપણે દર્શાવેલી ભીતિને માટે આપણે શરમાવુ જોઇએ. હવે પુન કથનની કાઇ જરૂર નથી મારા આટલા કથનનો ભાવાથ સમજીને કાલે અટકના કિલ્લા ઉપર પંજાબ–કેસરીનો વાવટો ચઢે તેમ કરવાને પૂરા પ્રયત્નવાન્ થજો"

દીવાન મોખમચદનુ કથન સઘળા સરદારોને ઘણુ જ વાજબી લાગ્યુ કેટલાક સરદારો કે જેઓ લાબા' વખત થયા આવી રીતે ડરથી પડી રહેવાનુ ગેરવાજબી માનતા હતા, પરતુ બીજાઓની યુદ્ધ કરવાની અનિચ્છા જાણીને આજસુધી કાઇ બોલતા ન હતા, તેઓ સત્વર બોલી ઉઠયા " ખરૂ જ કહો છો, કે બેસી રહેવાથી કાઇ વળવાનુ નથી "

પોતાના કથનનો આવો ઉત્સાહભર્યો પ્રત્યુત્તર સાભળીને મોખમચદ હર્ષિત થયો અને નજીકમા આવેલી હાઇદારૂ નામની જગ્યાએ વ્યૂહ ગોઠવવાનો હુકમ ફરમાવી દીધો માત્ર એક પ્રહર નિદ્રામા ગાળીને ખાલસા સેના હાઇદારૂના સ્થળે જઇને વ્યૂહના રૂપમા ગોઠવાઇ ગઇ અને પો ફાટતા જ તેણે યુદ્ધપ્રારભ કરવાને તોપનો એક ખાલી અવાજ કર્યો

દિવસ તારીખ ૧૩મી જુલાઇ ( ૧૮૧૩ ) નો હતો પ્રભાતની શીતળ વાયુલહરિઓ અફઘાન લશ્કરની નિદ્રાગ્રસ્ત આખો ઉપર થઇને વાતી હતી, અને પક્ષીઓના કલરવરૂપી અમીવૃષ્ટિનુ તેમના કર્ણપુટમા સિચન કરતી હતી. ખાલસા સેના તરફથી યુદ્ધ પ્રારભ થયાના ખબર મળતા જ અફઘાન યોદ્ધાઓ બ્હેબાકળા બની હથીઆર સભાળવા લગ્યા, અને ફત્તેહખાને સપૂર્ણ ભય ઉત્પન્ન થયો કે ખાલસા સેના કપટ કરીને અણધાર્યો હુમલો કરવાને આવો લાગ જવા દેશે નહિ પરન્તુ તે જાણતો ન હતો કે ધર્મનિમિત્તે શસ્ત્ર ધારણ કરી રહેલી ખાલસા સેના અધર્મયુદ્ધમા–કપટયુદ્ધમા કદિ પ્રવૃત્ત થતી જ ન હતી અફઘાન લશ્કર આવી રીતે ગફલતમા રહેલુ હોવાથી ફત્તેહખાએ દોસ્ત મુહમ્મદને વિનતિ કરી કે–જો તે પોતાના લશ્કરવડે યુદ્ધના પ્રારભમા જોડાય, તો થોડા વખતમા અફઘાન લશ્કર સજ્જ થઇને મોખરે ઊભુ રહે ફત્તેહખાની આ વિનતિનો દોસ્ત મુહમ્મદે સ્વીકાર કર્યો અને તેનુ લશ્કર તાજુ આવેલુ હોવાથી લગભગ તૈયાર જ હતુ, જેથી ખાલસા સેનાના યુદ્ધના આરભને ઝીલી લઇને તેણે એક તોપનો બહાર કરી યુદ્ધપ્રારભનો પ્રત્યુત્તર વાળ્યો

દોસ્ત મુહમ્મદનુ લશ્કર નાનુ હોવા છતા ઘણુ કસાએલુ હતુ

શરૂઆતથી તેના લશ્કરના હલ્લાથી ખાલસા સેનામા ત્રાસ ફેલાઇ ગયો. ખાલસા સેના કરતા દોસ્ત મુહમ્મદનુ લશ્કર નાનુ હોવા છતા બદુકો અને તોપોના અવાજ ખાલસા સેના કરતા વધારે પ્રમાણના કરવા લાગ્યુ અને આખા સીખ લશ્કરમા ગભરાટ ફેલાવી દીધો. સીખોની પહેલી બે હારોમાથી સેકડો સિપાહીઓ ઘવાયા અને લડવાને માટે નકામા જેવા થઇ પડ્યા મરણ પામતા સૈનિકોની દયાજનક બૂમો પણ ખાલસા સેનાની ગભરામણમા વધારો કરનારી થઇ પડી જેમ જેમ ખાલસા સેના પાછી હઠતી ગઇ, તેમ તેમ દોસ્ત મુહમ્મદનુ લશ્કર વધારે ને વધારે જોરમા આવતુ ગયુ ખાલસા સેનાનો પરાજય થતો જોઇને દોસ્ત મુહમ્મદના લશ્કરની પછવાડે જ લશ્કર સાથે સજ્જ થઇને ઉભેલો ફત્તેહખા બારકજની ઘણો હર્ષિત થવા લાગ્યો, અને જો દોસ્ત મુહમદનુ લશ્કર બાજુએ ખસી જાય તો સીખોને પોતાના લશ્કરવડે વધાર હઠાવી નાખવાને માટે તત્પર થઇ રહ્યો.

મોખરાના લશ્કરને થાકી ગએલુ જોઇને દીવાન મોખમચદે તેને એક બાજુએ ખસેડી નાખવા માડ્યુ, અને એક નવા તથા તાજા લશ્કર સાથે દુશ્મનો ઉપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો ખાલસા સેનાને બાજુએ ખસી જતી જોઇને અફઘાનોમા હર્ષના અવાજો થવા લાગ્યા અને આખી અફઘાન સેના ખાલસા સેનાને હારીને પાછી હઠતી માનવા લાગી

આ વખતે ફત્તેહખા બારકજનીએ એક ગભીર લશ્કરી ભૂલ કરી. ખાલસા સેનાને બાજુએ હઠતી જોઇને તે પોતાને સપૂર્ણ રીતે વિજયી થએલો માનવા લાગ્યો અને તેને એમ જ લાગ્યુ કે હવે વધારે વખત યુદ્ધ ચલાવવાની જરૂર રહી નથી. આ માન્યતાથી આખુ અફઘાન લશ્કર તથા દોસ્ત મુહમ્મદનુ નાનુ લશ્કર લૂટફાટ ચ-

લાવવાને વેરાઈ ગયુ. તેમણે ખાલસા સેનાની કેટલીક તોપો તથા દારૂગોળો પોતાને હાથ કર્યો. આથી અફધાનોને પોતાના વિજય ઉપર સપૂર્ણ ભરોસો આવી ગયો અને ખાલસા સેનાના હલ્લાને માટે તેઓ ગફલતમા રહ્યા. દીવાન મોખમચદે આ પ્રસગનો લાભ લઇને પોતાના નવા લશ્કરવડે અફધાન લશ્કર ઉપર સખ્ત હલ્લો કર્યો, અને અફધાનો ગભરાયા. ફત્તેહખા મુઝાઈ ગયો કારણકે તેનુ ઘણુ ખરૂ લશ્કર લૂટફાટ કરવાને વેરાઇ ગયુ હતુ, અને જે કાઇ તૈયાર હતુ તે ઘણુ થોડુ હતુ દોસ્ત મુહમ્મદ પણ ગફલતમા રહેલો હતો, જેથી પોતાના બાકી રહેલા લશ્કર સાથે તે નાસી ગયો દીવાન મોખમચદે ફત્તેહખાના લશ્કરને સપૂર્ણ રીતે હાર ખવરાવી અને કીલ્લાની આસપાસ જયા જયા અફધાનો પડેલા હતા, ત્યા આગળથી તેમને નસાડી મૂકયા દોસ્ત મુહમ્મદ ન હોવાથી ફત્તેહખાને એમ લાગ્યુ કે તે ખાલસા સેનાના હલ્લાથી મરાયો છે, તેથી તે પણ પોતાનો જીવ બચાવવાને લશ્કરની પણ દરકાર ન કરતા અફધાનીસ્તાન તરફ પલાયન કરી ગયો આવી રીતે માત્ર એક જ દિવસની હાર્દારૂની લડાઇમા ખાલસા સેનાનો વિજય થયો અને અટકનો કિલ્લો આબાદ રહેવાથી તે મહારાજા રણજીતસિહના હાથમા આવ્યો સીખ અને અફધાન સેનાઓ વચ્ચે ખુલ્લા રણક્ષેત્રમા થએલી લડાઇઓમા આ લડાઇ પહેલી જ હતી, અને તેમા મોટા અફધાન લશ્કર સામે લડવામા ખાલસા સેનાને વિજય મળ્યો, તેથી સીખ લોકોને પોતાની શક્તિ ઉપર ઘણો જ વિશ્વાસ બેસી ગયો



## પ્રકરણ ૫ મુ.

— ૦ —

### દુર્ગાપૂજા.

काष्टभारसहस्रेण घृतकुंभशतेन च ।
अतिथिर्यस्य भग्नाशस्तस्य होमो निरर्थकः ॥
पाराशरस्मृति ॥



આજે દુર્ગાપૂજાનો વાર્ષિક દિવસ હતો દુર્ગામાતાનુ મંદિર એક પર્વતની ટેકરી ઉપર આવેલુ હતું અને તેનીજ નિકટમા શંકરાચાર્ય નામક એક શિવલિંગ હતુ તથા તેનુ મંદિર હતું આથી શિવભક્તો તેમજ દેવીભક્તોની આવજા ત્યા મોટા પ્રમાણમા રહેતી હતી આ પર્વતનો ઢાળાવ લગભગ એક કોસ જેટલો હતો એટલુ જ નહિ પણ તે ઘણો આકરો હતો કેટલેક સ્થળે પત્થરો અને ખડકો આડી આવતી હતી અને તેથી બેપગા મનુષ્યોને ચોપગા થઇને ચાલવાની જરૂર પડતી હતી તે પર્વત ઉપર બીજા પર્વતોની પેઠે વૃક્ષ વહેળા કે નહેર જેવુ કાઇ ન હતું, માત્ર પત્થરની બોપો અને ગુફાઓ કે હિંસ્ર પ્રાણીઓને રહેવાના ગહ્વરો જ જ્યા ત્યા જોવામા આવતા હતા પર્વતના શિખર ઉપર ચડયા પછી તેના બે વિભાગો પડી જતા હતા તેમાનો એક વિભાગ ઘણો ઉચો અને એક બાજુએ ઢળી પડતો હતો, તેમજ તે ઘણો ભયંકર તથા નિર્જન

હતો. વર્ષાઋતુમા જ્યારે વાદળાઓ તે શૃગ ઉપર વાનરના ટોળાની પેઠે એકઠા થતા ત્યારે માત્ર સૃષ્ટિસૌદર્યનો દેખાવ જોનાને તે શૃગ કામમા લાગતું હતું કારણકે તે સમયે તેનો દેખાવ ઘણો જ આહ્લાદક અને રમણીય થઇ પડતો હતો બીજા શૃગ ઉપર એક બાજુએ શકરાચાર્યનુ મદિર અને બીજી બાજુએ દુર્ગામાતાનુ મદિર આવી રહેલુ હતુ અને તેને લોકો 'શકારાચાર્ય શૃગ'ના નામથી ઓળખતા હતા સામેના બીજા શૃગ કરતા તે શૃગ જરા નીચુ હતું અને તેના ઉપર એક સપાટ મેદાન આવેલુ હતુ શકરાચાર્યનુ મદિર બહુ ભવ્ય ન હતુ પરતુ નાજુક અને સુશોભિત મડપ સાથે ઘણુ મનોહર દેખાતુ હતું દુર્ગામાતાનુ મદિર પણ તેવુ જ મનોહર હતું શકરાચાર્યના મદિરની આસપાસ પણ થોડે દૂર ત્રણ—ચાર નાની નાની દહેરીઓ હતી જેમા કોઇમા નાના શિવલિગ તો કોઇમા પાર્વતીજીના પગલા પધરાવેલા હતા એક દહેરી એવી હતી કે તેનો ઉપલો ભાગ તોડી નાખીને તેના ઉપર એક હજીરા જેવો ઘુમ્મટ બાધવામા આવેલો હતો તે હજીરાનો અર્ધોભાગ નવો બનાવેલો અને અર્ધો ભાગ જૂનો—અસલી વખતનો હોય તેમ જણાતુ હતુ એ દહેરીના સબધમા લોકો એવી વાત કરતા હતા કે ત્યારથી લગભગ સો—સવાસો વર્ષો ઉપર જ્યારે હિંદુસ્તાનમા ઔરગજેબ બાદશાહ તખ્ત ઉપર હતો ત્યારે ત્યા એક શિવલિગ સ્થાપિત કરેલુ હતુ, તે દેરી ઔરગજેબે તોડી નખાવીને તેના ઉપર હજીરો ચણાવ્યો વળી કેટલાકો એમ પણ વાત કરતા કે ઔરગજેબે તે હજીરો ચણાવ્યો તેને બીજે દિવસે જ મરાઠાઓએ તેના અમલનો ઉચ્છેદ કરવાનુ શરૂ કર્યુ અને ત્યારથી ઔરગજેબની પડતી આવી. આ હજીરાને કોઈ મુસલમાનો તે સમયમા કાઈ પણ માન આપતા

નહિ, જેથી મુસલમાનોનુ આવાગમન શંકરાચાર્યશૃંગ ઉપર બિલકુલ થતુ નહિ હતું શંકરાચાર્યના મંદિરની નજીકમાં જ કેટલાક પુજારીઓ પોતાના કુટુમ્બો સમેત રહેતા હતા જેમા કેટલાક શિવભક્ત હતા અને કેટલાક દેવીભક્ત હતા, પરંતુ "દુર્ગા માતા તો શ્રીમતી પાર્વતીજીનો અવતાર છે" એવી માન્યતાથી તેઓ બન્ને ધર્મના કાંઇ પણ ઝઘડા સિવાય સંપ અને શાંતિથી વર્ત્તતા હતા મંદિરની એક બાજુએ એક નાનુ તળાવ હતુ અને તેના કાંઠા ઉપર એક નાજુક ધર્મશાળા બાંધવામા આવેલી હતી કે જ્યા પાંચ-પચીસ વિદેશી યાત્રાળુઓ સુખપૂર્વક રહે તેવી સગવડ હતી શંકરાચાર્યશૃંગની આ સઘળી સુંદરતાનુ હાલમા તો નામ-નિશાન પણ રહ્યુ નથી માત્ર ત્યા શિવમંદિર અને દુર્ગામંદિર તથા એક સપાટ મેદાન સિવાય કાંઇ હૈયાતી ધરાવતુ નથી તથાપિ ઐતિહાસિક દૃષ્ટિથી પર્યટન કરનારાઓ એ સ્થળ જોતા જ અનુમાન કરી શકે છે કે સેંકડો વર્ષ પહેલા તે સ્થળ અતિ રમણીય તો હોવુ જ જોઇએ. પરંતુ જમાનો પલટાઇ જતા જેમ સંખ્યાબંધ ઐતિહાસિક સ્થળો વિકૃત થઇ જાય છે, તેવી રીતે શંકરાચાર્ય શૃંગ પણ હાલમા વિકૃતિને પ્રાપ્ત થયુ છે.

જેમ શિવલિંગને શંકરાચાર્યના નામથી ઓળખવામા આવતું હતુ તેમ દુર્ગાદેવીને ખીરભવાનીના નામથી પણ કેટલાક લોકો ઓળખતા હતા ખીરભવાનીની વાર્ષિક પૂજાનુ માહાત્મ્ય તે સમયે કાશ્મીરમા ઘણી સારી ખ્યાતિ પામેલું હતુ આજે પ્રભાતમા જ માતાજીનુ નગારૂ વાગતા પૂજામા ભાગ લેનારાઓ અને દક્ષિણાના યાચક બ્રાહ્મણો એકઠા થવા લાગ્યા કનકપ્રભા અને તેના વૃદ્ધ પિતા મહેશ્વરે પણ એ યાચકોમા પોતાની હાજરી આપી હતી. જે સમયે મહેશ્વર ત્યા કનકપ્રભાની સાથે આવી પહોંચ્યો,

ત્યારે તો સખ્યાબધ બ્રાહ્મણો આવી ચૂકયા હતા અને સઘળા એ-કઠા થએલા બ્રાહ્મણોમા એક પણ એવો નહિ હોય કે જે મહેશ્વર-ની પછી આવ્યો હોય, એટલે કે સઘળામા મહેશ્વર છેલ્લો જ હતો. એક કોસ જેટલી ઉચાઇએ ચઢવાથી મહેશ્વર જોકે હાંફી ગયો હતો, તોપણ પ્રભાતનો સમય હોવાથી તેને બહુ વસમું લાગ્યુ નહિ. માર્ગમા જ્યારે જ્યારે તેને દમ ચઢી આવતો, ત્યારે ત્યારે કનકપ્રભા પિતાને વિરામ લેવાને કહેતી અને મહેશ્વર થોડો વખત વિરામ લઇને પછી આગળ ચાલતો.

ગઇ કાલની પેઠે આજે પણ આકાશ વાદળાથી છવાએલુ તો હતુ પરતુ વરસાદની બહુ ધાસ્તી રહેતી ન હતી સૂર્યદેવનુ દર્શન વાદળાવાળા આકાશમા ગુપ્ત રીતે થયુ અને બે ઘડી સૂર્ય ચઢતા તેનો પ્રભાવ અસર કરવા લાગ્યો તેટલા સમયમા સખ્યાબંધ દેવી-ભકતો ખીરભવાનીની પૂજા નિમિત્તે આવી ગયા હતા બરાબર એક પ્રહર દિવસ ચઢતા નગારૂ વાગવા લાગ્યુ અને હવન શરૂ થયો. હ-વનકુડ ઉપર માતાજીના પૂજારીઓ અને બીજા કેટલાક બ્રાહ્મણો બેસીને મત્રજાપ કરવા લાગ્યા હવન માહેના હવિષ્ પદાર્થોમા એક કોળુ, કેટલુક ઘી અને અજશિશુ હતુ અજશિશુની પણ યથા-વિધિ પૂજા કર્યા પછી તેનો વધ કરવામા આવ્યો અને તેને હવન-કુડમા હોમી દેવામા આવ્યુ સર્વત્ર "જય! જય!"ના ધ્વનિ થવા લાગ્યો અને આખુ શૃગ 'જય' શબ્દથી ગાજી રહ્યું એ સઘળુ બ્રાહ્મણો ઘણા ઉમગથી કરતા હતા અને સાથે સાથે મ્હોમાથી મ-ત્રજાપની દોરી છોડતા જતા હતા અજશિશુનો વધ કરતી વખતે તેનુ મ્હો બાધી લેવામા આવ્યુ હતુ છતા તે બુમો પાડતુ હતુ. તે વખતનો દેખાવ દયાજનક હોવા છતા કોઇ પણ માતાજીનો ભક્ત મ્હો

ફસાણું કરી શકે નહિ, એવો નિયમ હતો, તેથી તે સમયે ક્યાય પણુ શોક જોવામા આવ્યો નહિ અને ઉલટો સર્વત્ર ઉમગ વ્યાપી રહ્યો.

પરન્તુ કનકપ્રભાના હૃદય ઉપર આ પૂજાની જૂદી જ અસર થઇ. તે ઉમ્મરલાયક હતી પરતુ તેનુ હૃદય બાળક હતુ-સરળ હતુ. જીવતા પ્રાણીઓનો વધ તેણે કદાપિ પોતાની આખોએ નિહાળ્યો ન હતો પોતે ગરીબ હતી અને એ પૈસા કમાઇને જીવન ચલાવવા માટે શરીરનુ પોષણુ કરતા કેવી મુસીબત નડે છે તેનો તેને સારો અનુભવ મળેલો હતો જે જીવન ચલાવવાને માટે મનુષ્યો હજારો પ્રકારે ફાફા મારે છે, તે જ તે અજશિશુનુ જીવન માત્ર એક ક્ષણુમા દેવીપૂજાને અર્થે કાપી નાખવુ તે કેટલુ ભયકર ? ફરી ફરીને એના એ વિચારો કનકપ્રભાના હૃદયમા ઉભરાવા લાગ્યા જે સમયે અજશિશુનો વધ થતો હતો, તે સમયે તેના શરીરની તરફડીયા મારતી સ્થિતિએ કનકપ્રભાને બેભાન બનાવી મૂકી હતી અને તે મૂર્ચ્છિત થઇ નીચે પડી ગઇ હતી, પરતુ દુર્ગાપૂજા કરવામા અને તે નિહાળવામા નિમગ્ન થએલા ભક્તોનુ તત્પ્રત્યે ધ્યાન ખેચાયુ ન હતુ કનકપ્રભા એકદમ સાવધ થઇને વસ્ત્રો સમારી તે હવન ન નિહાળતા એક બાજુએ જઇને વિચાર કરતી જ બેસી રહી.

હવન પૂરો થતા જૂદા જૂદા સખ્સોને બ્રાહ્મણો પૂજા કરાવવા લાગ્યા અને માતાજીનો દોરો, કઠી વગેરે દ્વારા દક્ષિણાવડે ગજવા ભરવા લાગ્યા ઠેઠ ત્રીજા પ્રહર સુધી પૂજાનુ કામ ચાલુ જ રહ્યુ. ત્યારપછી મદિરમા લોકોની ઠઠ ઓછી થઇ અને સૂર્યાસ્ત થયા પહેલા તો આખુ શૃગ ખાલીખટ થઇ ગયુ. માતાજીના ભક્તો માતાજીની પ્રસાદી, દોરો, કઠી વગેરે લઇને ગૃહગમન કરી ગયા હતા, તેમ જ બ્રાહ્મણો પણુ પૈસાના પોટલા બાધીને ચાલ્યા ગયા હતા.

માત્ર મંદિરના બે પૂજારીઓ મંદિરમા પડેલું અનાજ, પૈસા, રૂપિયા વગેરે વાળી ચોળીને એકઠું કરવામા ગુંથાયલા જોવામાં આવતા હતા

હવન જોવાથી શોક અને વિચારમા નિમગ્ન બનેલી કનકપ્રભા પણ અત્યારે પોતાના વૃદ્ધ પિતાને પોતાના ખભા ઉપર ટેકો આપી ધીમે ધીમે પર્વત ઉતરતી હતી. મહેશ્વર અને કનકપ્રભા પણ બીજા બ્રાહ્મણોની સાથે જ ઘેર જવાને નીકળ્યા હતા, પરન્તુ સઘળા બ્રાહ્મણો હર્ષભેર સત્વર પર્વત ઉતરી ગયા હતા, જ્યારે વૃદ્ધ મહેશ્વર હજી અર્ધે પણ પહોચી શક્યો ન હતો. માર્ગમા વિરામ લેવામા પણ કેટલોક વખત ચાલ્યો જતો હતો સુર્ય અસ્ત થઇ ગયો હતો અને હજી રાત્રિનો અધકાર પ્રસરવાને થોડા સમયની વાર હતી કનકપ્રભા તે સમયે પોતાના પિતાને દુર્ગાપૂજાના સંબધમા કેટલાક ખુલાસા પૂછતી હતી અને દમ ખાતા ખાતા મહેશ્વર તેના યથાયોગ્ય ઉત્તર આપતો હતો.

કનકપ્રભા –" બાપુ ! કૃપા કરીને હવે ફરીથી મને આવી દુર્ગાપૂજામા કદી તેડી લાવશો નહિ "

મહેશ્વર –"એમ કેમ બેટા ? આખા વરસમા આવી મોટી પૂજા માત્ર એક વાર થાય છે. લોકો તેને માટે સેકડો ગાઉથી આવે છે અને તને તે ગમતુ નથી ? "

કનકપ્રભા –"બાપુ ! નિર્દોષ બકરાના બચ્ચાનો જીવ લઇને એટલે કે પાપ કરીને જે પૂજા કરવામા આવતી હોય, તેમા શુ ધર્મ થઇ જવાનો હતો? બિચારૂ બકરૂ તે વખતે એવી તો દયાજનક બૂમો પાડતું હતુ કે હું મૂચ્છિંત થઇ ગઇ હતી. મારા મનમા તો એમ થઇ આવ્યુ કે, જો હુ અત્યારે મહારાજા રણજીતસિંહની જગ્યાએ ગાદી

ઉપર હોઉં તો સઘળા એ ધુતારા બામણાને મારી મારીને દેશ-પાર કાઢું."

મહેશ્વર હસીને બોલ્યો "વાહ કનક ! તારી ઇચ્છા તો ભારે હો ! તો પછી આ તારા બાપને પણ તું તેમ જ કરે કે?" મહેશ્વરે જરા ટોળ કરી.

કનકપ્રભા મુગ્ધ ભાવથી તે ટોળ ન સમજતા બોલી "પિતા જો તેવા દુષ્ટ કર્મમાં ભાગ લે તો તેમને પણ તે જ સજા કરૂ પિતા હોય તેથી શુ થયુ ? ' કનકે છેલ્લા શબ્દ જરા જોરથી કહ્યા

"પણ બેટા ! તે એવો વિચાર કરવામા મોટું પાપ કર્યુ છે દુર્ગા માતા સાક્ષાત્ જનની સ્વરૂપ છે દુષ્ટ પ્રાણીઓનો તે નાશ કરે છે અને પોતાના પૂજકોનો વિજય કરે છે, માટે તેમના હવનને માટે તારે એવો મૂર્ખાઇભરેલો બાલીશ વિચાર કરવો ન જોઇએ. એ તો સારૂ થયુ કે તે વખતે તને કોઇ મૂર્ચ્છિત થએલી જોઇ શકયુ નહિ હોય, નહિતો તને ત્યાથી મારીને કાઢી મેલવામા આવત માતાજીના સબધમા હલકો વિચાર કરનાર બહુ પાતકી ગણાય છે "

"તમારે તેની દક્ષિણામાથી પેટ ભરવું છે, એટલે ગમે તેમ કહો પણ હુ તો તે માનવાની નથી વળી માતાજીના સબધમા હુ કયા કાંઈ અનિષ્ટ વિચારૂ છુ ? હું તો એ મૂર્ખ બ્રાહ્મણોએ જે બકરાને મારી નાખ્યુ તેને માટે જ કહુ છુ "

"દિકરી, શાસ્ત્રમા તો એવુ કહ્યુ છે કે, હવનમા જે પ્રાણીનો બલિ આપવામા આવે છે, તે પ્રાણીનો ઉદ્ધાર થઇ જાય છે તે આત્માને ફરી ફરીને જન્મવા મરવાની ત્રિવિધ ઉપાધિ રહેતી નથી એથી તે બકરાનુ તો હિત જ થયુ ની ! "

"ઓહો ! સારૂ હિત ! ત્યારે તે બામણામાથી એકાદ જણ

પોતે જ બલિ થઇને બળી ગયો હોત, તો તેની પણ તે ત્રિવિધ ઉપાધિ મટી જાત અને તેનુ પણ હિત થઇ જાત. કેમ તેમ કોઇએ ન કર્યું? પણ બાપુ! એ તો બધા ઢોંગ છે હો! બિચારા જીવતા જીવને મારી નાખવો તે પાપ નહિ? ત્યારે વળી પાપ કરવાથી તે ક્યાય ધર્મ થતો હશે? આપણે એ પૈસા કમાવાને શામાટે મજૂરી કરીએ છીએ? આપણા શરીરને ટકાવી રાખવાને અને જો કોઇ આપણને મારી નાખે તો આપણે બહુ દુખી થઇએ, તેમ તે બિચારૂ બકરૂ પણ કેટલાએ વખત થયા પોતાનુ જીવન ટકાવી રાખવાને પોતાની માતાને ધાવ્યુ હશે, તેણે ઘાસ ખાધુ હશે, વળી કોઇએ કાઇ મારતા રડતું રડતુ પોતાની મા પાસે દોડી ગયુ હશે તે સઘળી મુસીબત તે બચ્ચાએ માત્ર પોતાનુ જીવન ટકાવી રાખવાને જ વેઠી, અને આપણે જો તેવા આશાભર્યા નિર્દોષ જીવનો વધ કરીએ તો તેથી શુ આપણને ધર્મ થાય? ના ના, બાપુ! એ તો એક ભ્રમણા છે એના જેવુ મહા પાતકી કામ આ જગત્મા બીજુ કોઇ નહિ હશે?" કનકપ્રભાએ પોતાના સરલ સ્વભાવને વિસ્તારથી સમજાવતાં કહ્યુ.

પુત્રીનુ બોલવુ સાભળીને મહેશ્વરને બહુ હસવુ આવ્યુ અને તેની સાથે પુત્રીનુ હૃદય નિર્દોષ અને સરલ જણાતા તે સતુષ્ટ થયો. પુત્રીના સરલ વિચારોનો તે પ્રત્યુત્તર આપી શકયો નહિ તેણે વાત ઉડાવતા કહ્યુ "એ બધી ધર્મની ઉડી વાતો છે તુ તે સમજી શકે નહિ."

"ત્યારે જે ધર્મ સમજાય નહિ, તે અગીકાર કરવાથી શું હાસલ ?! હુ તો કદી આવા હોમ હવનને માનીશ નહિ, અને આજથી એવા બ્રાહ્મણોને પણ હુ ઠગારા જ માનવાની"

'ઠીક, તારી ઇચ્છા પ્રમાણે માનજે પણ કહે, આ ત્રણ રૂપીઆની આપણે શી વ્યવસ્થા કરીશુ ? મહેશ્વરે પુત્રીનો અભિપ્રાય જાણવાને પ્રશ્ન કર્યો બીજા બ્રાહ્મણો ઘણા રૂપિયા બાધી જવા પામ્યા હતા, પરતુ બિચારો મહેશ્વર વૃદ્ધ હોવાથી તેમ જ બીજા યુવાન્ બ્રાહ્મણોની પેઠે તેને જ્યા ત્યા માથુ મારતા આવડતુ નહિ હોવાથી પાઈ-પૈસે માત્ર ત્રણ રૂપિયા જ તે એકઠા કરી શકયો હતો અને તેટલાથી પણ તે ઘણો આનદિત થયો હતો. તેણે યજમાનોને પૂજા કરાવવામા ભાગ લીધો ન હતો, પરન્તુ જૂદા જૂદા માણસો તરફથી માત્ર છૂટક દક્ષિણાદ્વારા તે એટલુ મેળવી શકયો હતો.

કનકપ્રભા પિતાના પ્રશ્નનો ઉત્તર આપતાં બોલી "જેવી તમારી ઇચ્છા હોય, તે પ્રમાણે તેની વ્યવસ્થા કરીશુ."

"ત્યારે મારી ઇચ્છા તો એવી છે કે, આમાથી દોઢ રૂપિયાનુ અનાજ લાવીએ અને બાકીના પૈસામાથી તારે માટે, તારી માતાને માટે તથા મારે માટે સગવડ પ્રમાણે કપડા લાવીએ. કેમ ! તારો શો વિચાર છે ?"

"મારે માટે તે પૈસામાથી કાઇ પણ લાવવુ નથી. બકરાને મારવામા પુણ્ય સમજનારાઓમાથી તે પૈસા મળેલા છે અને તેવા પાપી પૈસામાથી મને કાઇ જોઇએ નહિ" કનકપ્રભા ગભરાતે હૃદયે પરતુ નિસ્પૃહતાથી બોલી.

પુત્રીનો આ પ્રત્યુત્તર સાભળીને મહેશ્વર ઘણો ખિન્ન થયો. તે કાઇ બોલવા જતો હતો, એટલામા પીઠ પાછળથી કોઇએ તેને એવો તો જોરથી ધક્કો માર્યો કે તે બિચારો વૃદ્ધ દડી પડયો કનકપ્રભા ભયથી બ્હેબાકળી બની ગઇ અને આસપાસ જોવા લાગી, તો ત્રણ અશ્વધાનો હાથમાં હથિયાર સહિત તેના જોવામા આવ્યા. ભયથી તે

બૂમ પાડી ઉઠી, એટલામા તો પેલા ત્રણમાહેના એક જણે એક કપડાનો મજબૂત ડૂચો તેના મ્હોમા ઘોચી દીધો અને બીજાએ તેના હાથ બાધી દીધા એકાએક સપડાઇ ગએલી કનકપ્રભાને તેઓ ઉપાડીને ચાલતા થયા અને મહેશ્વર સખ્ત ઠોકર વાગવાથી મૂર્છિતાવસ્થામા ત્યા જ પડી રહ્યો

## પ્રકરણ ૬ ઠું.

### બીબી ફીરોઝા.

"Hear it not, * * * for it is a knell
"That summons thee to Haven or to Hell"
"*Macbeth*" *by Shakespeare*




ત્તેહખા બારકજની અટકનો કિલ્લો ગુમાવીને નાસી ગયો, ત્યારથી તે ઘણો શરમાઇ ગયો. એક ચુનંદા લશ્કરી સિપાહી તરીકે ફત્તેહખાની આબરૂને તે કાઇ નાનુ સૂનુ કલંક ન હતુ ફત્તેહખાંની હાર લડતા થઇ ન હતી, પરતુ ગફલતના કારણથી થઇ હતી, તેથી તેને બહુ લાગી આવ્યુ હતુ અને પોતાની મૂર્ખાઇને માટે તે પોતાની જાતને જ ઠપકો આપતો હતો અટકના ઘેરામા ગએલી આબરૂ પાછી મેળવવાને તેણે સરહદ ઉપર આવેલા હેરાતના કિલ્લા ઉપર ચડાઇ કરી અને તે કબજે કર્યો, પરતુ અટક ખોઇને કાશ્મીરમાં પ્રવેશ

કરતા તે બહુ શરમાતો હતો જુલાઇ માસની ૧૩ મી તારીખનો દિવસ તેના હૃદયમા ભયકર અસર ઉપજાવી રહ્યો હતો. હેરાતનો કિલ્લો તાબે કરીને તે સીધ્ધો કાબુલ તરફ ચાલ્યો ગયો, કે જ્યાં દોસ્ત મુહમ્મદ પોતાના લશ્કર સાથે આવી રહ્યો હતો. દોસ્ત મુહમ્મદ મરાયો નથી, પરતુ જીવતો જ છે એમ જાણવાથી તેને અટક ખોવા માટે વધારે ખેદ થયો, અને તેથી પુન અટક ઉપર જ તરાપ મારવાને તથા કાબુલના રાજવશીઓ સાથે મિત્રાચારી ટકાવી રાખવાને તેણે પોતાના દીવાન નન્દરામ સાથે લાબા વખત સુધી કાબુલ ખાતે રહેવાનુ જ પસદ કર્યું, જો કે કાશ્મીર, હરીપર્વત અને સેરીંગીરના કિલ્લાઓ ઉપર ખાલસા સેના હુમલો કર્યા સિવાય નહિ રહે, એવી ભીતિ તો તેના હૃદયમા હતી જ. ફત્તેહખાં કાબુલમા જ પડી રહેવાથી અજીમખાં અને જુબ્બારખાને સ્વેચ્છાનુસાર જુલ્મ કરવાનુ અને પ્રજાને પીડિત કરવાનુ વધારે ફાવતું હતુ દિવસે દિવસે પ્રજામા ત્રાસ અને અસતોષની વૃદ્ધિ થતી જ જોવામા આવતી હતી.

ખોજો સીકૃખા જુબ્બારખાના દામ અને દમામમા અજાઇ ગયો હતો અને નિર્દોષ ઇકરામખાના ખૂનની બીના તે જાણતો હોવા છતા સર્વત્ર તત્સબધી પોતાની અજ્ઞતા પ્રદર્શિત કરતો હતો આ કારણથી ઇકરામખાના ખરા ખૂની સબધે સઘળી વાત અધારામા જ રહી. ઇકરામખાની મા બીબી ફીરોઝાને પોતાના એકના એક પુત્રના ખૂનની ખબર મળતા જે ગમ* પેદા થયો તેનુ વર્ણન કરવાને આ કલમમા જરા પણ શક્તિ નથી પોતાનો ખાવિદ અતામુહમ્મદખા કયા નાસી ગયો છે તેના ખબર નહિ મળવાથી તેના હૃદયમા જે ગમ ચાલુ રહ્યા કરતો હતો, તે ગમમા પુત્રના એકાએક મરણથી

* શોક.

અવર્ણનીય વધારો થયો. બીબી ફીરોઝાને ઈકરામખા કરતાં વયમાં જરા મોટી એક પુત્રી હતી અને તેનુ નામ શાહજાદી જૈનબ હતું. શાહજાદી જૈનબ એક સરળ અને સુશીલ હૃદયની બાળા હતી. તેની ઉમ્મર માત્ર બાર વર્ષની હતી, પરન્તુ બાદશાહી વૈભવોમા ઉછરેલી હોવાથી પોતાની ખરી વય કરતા તે બે વર્ષે મોટી દેખાતી હતી પોતાના નાના ભાઇને જૈનબ ઘણા ચાહની નજરથી જોતી હતી અને તેનો એક પણ દિવસ એવો નહિ ગયો હોય, કે જે દિવસે તેણે પોતાના ભાઇના અભ્યાસના અને તનદુરસ્તીના ખબર નહિ પૂછયા હોય અતામુહમ્મદખા ગાયબ થઇ જતાં પોતાના એકલા ભાઇ ઉપર જૈનબની પ્રીતિ વધી હતી મામા તેની સારી રીતે દેખરેખ રાખે છે કે નહિ તેના સમાચાર પ્રસગ મળતાં તે તેને ગુપ્ત રીતે પૂછતી અને ભાઇને સુખી જાણીને હૃદયથી આહ્લાદિત થતી આવી પ્રેમાળ બ્હેનને ભાઇનુ એકાએક મૃત્યુ થતા જે ગમ પેદા થયો જોઇએ તેના વર્ણનમા એક જૂદુ પુસ્તક જ લખી શકાય.

ઈકરામખાનુ ખૂન થવાથી ફીરોઝાના હૃદયમા ગભરામણનો સચાર થયો તેના ખૂની તરીકે તે જુબ્બારખા ઉપર શકા લાવતી, પરતુ તેનુ હૃદય તે શકાને પુષ્ટિ આપી શકતું ન હતું. સેરીંગીર (કાશ્મીરનુ તે સમયનુ રાજધાનીનુ શહેર) કે હુરીપર્વતના કિલ્લામા હવે વધારે સમય રહેવામા તે સલામતી જોઇ શકી નહિ, કારણકે પુત્રના ખૂનનો ત્રાસજનક દેખાવ રાત્રિ અને દિવસ તેની આખો સામે તરવયા કરતો હતો. વળી જુબ્બારખાનો પ્રજા પ્રત્યેનો જુલ્મ દિવસે દિવસે વધારે ને વધારે ખીલતો જતો હતો અને તેના હૃદયની ભય કરતાનુ દર્શન મોટા પ્રમાણમા થતુ હતું અહમદશાહ દુર્રાનીએ કાશ્મીર જીત્યુ ત્યારપછી ઘણા વર્ષે કાશ્મીરની પ્રજા એક હિંદુ

સામ્રાજ્ય તળે રહી શકી હતી, પરંતુ દુર્ભાગ્યે રણજીતસિંહે પુન તે વિભાગ એક અફઘાન સરદારની મિત્રાચારી કરીને તેના આધિપ્રત્ય નીચે મૂકયો અને પૂર્વના જેવા જ જુલ્મો ચાલુ થયા કાશ્મીરવાસીઓના મગજને જે ક્ષણિક વિરામ મળ્યો હતો તે જુબ્બારખાના જુલ્મથી નષ્ટ થવા લાગ્યો. આ કારણથી એક વાર બીબી ફીરોઝાએ પોતાના ભાઇ જુબ્બારખાને બોલાવીને કહ્યું, ' ભાઇ ' ઇકરામખાના મરણ પછી મારૂં દિલ હમ્મેશાં ગમમાં જ રહ્યા કરે છે અને મને કયાય ચેન પડતું નથી વળી જૈનબ પણ આખો દિવસ રોઇ રોઇને જ કાઢે છે આ કારણથી હવે અહીં રહેવાને મારૂં દિલ ચાહતું નથી. મહેરબાની કરીને મને જો પેશાવર સુધી પહોંચતી કરે, તો સારૂં."

" બહેન ! અહીં તમને શું દુઃખ છે ? અહીં જ રહો મારા આશ્રયતળે મજા કરો જૈનબનું લગ્ન કરી નાખીશું એટલે તેની ગમગીની પણ ઉડી જશે " જુબ્બારખાએ બેપરવાઇથી ઉત્તર આપ્યો.

પોતાના ભાઇનો આ ઉત્તર ફીરોઝાને કાંઇક વિચિત્ર લાગ્યો. તેણે કહ્યું. "ના ભાઇ ! અહીં રહેવાની હવે મારી ઇચ્છા નથી. જૈનબનું લગ્ન કરવાની પણ હમણાં જુરૂરત નથી."

જુબ્બારખાંએ પોતાનું પોત પ્રકટ કરવાનો હવે પ્રારંભ કર્યો. તે એકાએક બોલ્યો "ત્યારે પેશાવર જવાનું શું કામ છે ?"

"ત્યાં જો મારા ખાવિંદ હશે તો તેમની સાથે રહીશ, નહિતો શાહનો આશ્રય કયાં જતો રહ્યો છે ? "

"ઠીક, ઠીક, હું સમજ્યો છું. ત્યાં જઇને તારે ઇકરામખાના ખૂનનો આરોપ મારે માથે ઢોળી પાડીને લડાઇ જગાવવી છે, કેમ ?

પણ આ બહાદુર જુબ્બારખા તેમ કદાપિ થવા દે તેવો નથી, એમ તું ચોક્કસ સમજજે."

"હુ ક્યા એમ કહું છુ ? હુ તો માત્ર આજીજી કરીને કહુ છુ કે મને પેશાવર મોકલી આપો. તમે ઇકરામખાનુ ખુન કર્યું એમ હું કયા કહુ છુ, ભાઇ ?"

"બહુ સારૂ. ભલે. જવુ હોય તો જજે. પણ એક વાર જૈનબને અબ્દુલ્લ રહમાનખા સાથે પરણાવી દે અને પછી જા"

"અબ્દુલ્લ રહમાનખા ? એ કોણ છે ભલા ?"

"આપણા ચચાનો ( કાકાનો ) બેટો રહમાનખા"

"ઓહ ! તે પચાસ વર્ષનો બુઢ્ઢો ! અને તેની સાથે મારી કોમળ જૈનબના નિકાહ કરૂ ? જુબ્બારખા ! તને બોલતા શરમ નથી આવતી કાઇ ?"

"મારા કહેવા મુજબ નહિ કરે તો દુખી થશે, એ યાદ રાખજે હો ! માટે એક વાર વધારે કહુ છુ કે જો જીવતી રહેવા માગતી હોય તો મારૂ કહેવુ માન અને જૈનબને અબ્દુલ્લ રહમાનખાં સાથે પરણાવ" જુબ્બારખાએ કરડાકીથી ખુલ્લો ઉત્તર આપ્યો.

ભાઇનુ ક્રોધાતુર મુખ જોઇને ફીરોઝા ડરી તો ગઇ, તોપણુ તેણે હિમતથી કહ્યુ "જા, જતો રહે અહીથી શુ મે તને આવા શબ્દો સાભળવા માટે બોલાવ્યો હતો ? તને આમ બોલવુ શોભે છે શુ ?"

"ઠીક છે" એવા ગભીર શબ્દોની સાથે જુબ્બારખાંએ ચાલતી પકડી ફીરોઝા તે ગયા પછી એકાતમાં ઘણું રોઇ અને જૈનબની ચિતામા ત્યારથી તેનુ દિલ પરોવાયુ.

સાંજે પોતાની માના ચહેરા ઉપરથી જૈનબને લાગ્યુ કે, તે દિવસે તે કોઇ મોટી ચિંતામા ગિરફ્તાર થઇ રહી હતી. પરન્તુ તેનુ કારણ પૂછવાનું જૈનબે બીજા દિવસ ઉપર મુલ્તવી રાખ્યુ. સાંજે જમ્યા પછી જૈનબ પોતાના અભ્યાસના ઓરડામા જઇ કોઇ પુસ્તક વાચવામા રોકાઇ, જ્યારે ફીરોઝા શયનમા જઇ સૂતી. તે જ રાત્રિએ જુબ્બારખાના હુકમથી બે મારાઓએ બીબી ફીરોઝાનું ખૂન કર્યુ !

અગાઉથી ગોઠવી રાખેલી હીકમત પ્રમાણે અજીમખા, જુબ્બારખા, ખોજે સીપૂખા વગેરે ત્રણ-ચાર જણાઓ એકદમ દોડી આવ્યા અને ' ફીરોઝા બીબીને હૈજા-ઉલટીનુ દરદ એકાએક થઇ આવ્યુ છે" એવી અફવા ઉરાડી. શાહજાદી જૈનબ પણ પોતાની માદરના ખબર પૂછવાને દોડી આવી, પરંતુ ઓરડામા ન પેસવા દેતા તેને બારણામા જ રોકી રાખવામા આવી. ખોજે સીપખા જ બારણા આગળ ઊભો હતો અને તેણે જૈનબને કહ્યુ, " અંદર જવાની મનાઇ છે."

આ શબ્દોએ જૈનબને દિગ્મૂઢ બનાવી મૂકી તે બોલી; "અરે સીપૂખા ! હુ શાહજાદી જૈનબ છુ અને મારી અમ્માની તબીયત જોવાને અંદર જવા ચાહું છુ."

સીપૂખા કે જે થોડા દિવસ થયાં જૈનબનો નોકર મટીને જુબ્બારખાંનો નોકર થઇ રહ્યો હતો, તેણે બેપરવાઇથી ઉત્તર આપ્યો " હુ તમને પિછાણું છુ કે તમે શાહજાદી જૈનબ છો પણ આલી હઝરતનો હુકમ છે કે કોઇને અંદર આવવા દેવુ નહિ, તે તમે જાણો છો ? "

આ ગરબડ સાંભળીને જુમ્બારખા કે જે બીબી ફીરોઝાના મુડદાને સમુ કરતો હતો, તે એકાએક ત્યા આવી લાગ્યો. તે બોલ્યો:

"બેટી જૈનબ ! બીબી હમણા બહુ દુઃખમા છે. તેમને સખ્ત ઉલટી થાય છે, અને પોતાની પાસે બહુ માણસો હોવાથી ગભરાય છે–અકળાય છે. માટે હમણા તું બહાર જ રહે. થોડી વારમા આગમ થઈ જશે, એટલે તું મળીશ જ કેની ?"

"પણ મામા ! હુ એકલીને અદર આવવાને શુ હરકત છે ? તમારૂ કહેવુ સાભળીને હુ અજબ થાઉં છુ." જૈનબ અતિ આગ્રહ કરતી બોલી.

"રહે, હુ બીબીને પૂછી જોઉં" એમ કહીને જુબ્બારખા અદર ગયો અને થોડી વારે પાછો આવ્યો. જૈનબને તેણે કહ્યુ "બેટી! તારી માદર કહે છે કે–મારૂ દુખ જોઇને જૈનબને બહુ ત્રાસ અને ગમ પેદા થશે, માટે જ્યાસુધી મને આરામ થાય ત્યાસુધી તે બહાર જ રહે અદર આવવાની જરૂરત નથી ત્યારે ભલે, તું હમણા બહાર જ રહે" એમ કહેતા જ જુબ્બારખા સત્વર અદર ચાલ્યો ગયો, અને જૈનબ મૂઢ સરખી થઇને બહાર ઊભી રહી.

બહાર ઊભા રહેવાથી જૈનબ ગભરાઇ ગઇ આવા પ્રકારનુ વિચિત્ર વર્તન તણે ક્યાય પણ જોયુ ન હતુ કે, માની ખબર પૂછવા જવા માટે દીકરીને રોકવામા આવે ! તેની આખમા આસુ આવી ગયા અને પોતે ઇચ્છાનુસાર કરવાને મુખ્ત્યાર નથી, પરન્તુ પોતાના મામાના બધનમા છે, તેમ જાણી તેને બહુ લાગી આવ્યુ. પરવશ સ્થિતિમા શુ દુખ રહેલુ છે, તેનો ખરો અનુભવ તેને એ સમયે થયો પોતાની માતાને શુ થતુ હશે, તેને કેવુ દર્દ હશે, તે બીના જાણવાને પ્રતિક્ષણે તેનુ હૃદય વધારે ને વધારે આતુર થવા લાગ્યુ. તે હુસકા ભરી ભરીને બહાર ઊભી ઊભી રડવા લાગી, પરતુ

બહિશ્તમા પહોચેલો બાબી ફીરોઝાનો આત્મા તે શ્રવણ કરી શકે તેમ ન હતું ! પોતાની માને સભળાવવાને અને સીધ્ધો તેની પાસેથી જ ઉત્તર માગવાને જૈનબ બહાર ઊભી ઊભી રડતા રડતા ઉતાવળે બોલી "માદર ! તમને શું થાય છે ? મને કેમ તમારી પાસે આવવા દેતા નથી ?"

તરત જ જુબ્બારખા બહાર આવ્યો જૈનબને તેણે કહ્યુ "બેટી! દર્દ વધતુ જાય છે તારા શબ્દો બીબીએ સાભળ્યા છે, પરતુ તુ સાભળી શકે એટલા ઉતાવળા અવાજથી તે બોલી શકે તેમ નથી, અને તને ધીરજ આપીને બહાર જ રહેવા દેવા મને કહ્યુ છે" આમ કહીને જુબ્બારખા સત્વર પાછો અદર ચાલ્યો ગયો

લાચાર જૈનબ રડતી જ બહાર ઊભી રહી માની માદગીમા કાઇક ભેદ હોય, તેમ તેને શકા થવા લાગી, પરન્તુ અત્યારે આખા સેરીંગીર શહેરમા એક પણ સખ્સ એવો ન હતો કે જે જૈનબની શકાનુ શ્રવણ કરીને તેને પુષ્ટિ આપી શકે તે નિરાધાર હત-લાચાર હતી પોતાના હૃદયની શંકા કોઇને કહે, તેમા પણ મોટુ જોખમ સમાએલુ હતું સીકૂખા પણ અત્યારે જુબ્બારખાનો થઇ ગયો હતો, જેથી પોતાની શકા બાબત તેને પણ મત પૂછવાનો જૈનબને અધિકાર ન હતો. એકાએક ગભરાઇને જૈનબે સીકૂખાને કહ્યુ "સીકૂખા ! લે આ વીંટી હુ તને આપુ, મને એક વાર અદર જવા દે !"

"આલી હઝરતને પૂછુ, તેઓ હા કહે તો જાઓ."

"ના, તેમને પૂછવાની જુરૂરત નથી. સાહસ કરીને જો તું મને એક વાર અદર જવા દે, તો તુ કહે તે હુ તને આપુ."

"ના, તેવી નિમકહરામી મારાથી નહિ થાય ! માલીકના ફરમાન મુજબ ચાલવુ તે મારૂ કામ "

"તે મારૂ પણ નિમક ખાધુ છે, તે શુ તને નથી સાભરતું ? ખુદાની ખાતર મારા ઉપર એટલી રહમ લાવ, અને મને એક વાર અદર જવા દે."

"જે નિમક ખાધુ હતું તે તો આસમાનમા ઉડી ગયુ, અને અત્યારની વાત સાચી, તમે ગમે તેમ કરશો, તોપણ હુ અદર જવા દેનાર નથી."

"**સીફ્રૂખા** !" જૈનબ રડતા રડતા બોલી "**સીફ્રૂખા** ! શું *બિહિસ્તમા જતી મારી માદરને મળવા જવા દેવા માટે તુ મારા ઉપર એટલી રહમ નહિ લાવે ? જૂના વખતને જરા સભાર અને મારૂ આટલુ કામ કર અરે ! મારી માદરને અત્યારે કેમ હશે ? **સીફ્રૂખા** ! હુ ગભરાઉં છુ ! તેની પાસે જવાને મારૂં મન ઇતેજાર થઇ રહ્યુ છે ! મને એક વાર જવા દે ! **સીફ્રૂખા** ! માત્ર એક જ વાર ! ખુદા તારૂ ભલુ કરશે !"

"ના, ના ને ના. તેમ નહિ જ બને માલીકનુ નિમક હલાલ કરવુ ત્યારે ખુદાને ભૂલી જવો જોઇએ હવે વધારે વાર બોલીને મને વધારે કટાળો ન આપો !"

"કટાળો ?" જૈનબ, ગભરામણને ક્ષણભર ભૂલી જઇને ગુસ્સાથી બોલી "કટાળો ? એક વખતનો તુ મારો ગુલામ, તેને અત્યારે મારા શબ્દોથી કટાળો આવે છે કેમ ? નીચ ! બદજાત ! શુ તને શરમ નથી આવતી ?"

છેલ્લા શબ્દો જૈનબ બોલી રહી ન હતી, એટલામા અદરથી

---

* સ્વર્ગમા

ખબર મળ્યા કે બાંબી સાહેબ બિહિશ્તનશીન થઇ ગયાં ! આ ભયાનક ખબરે શાહજાદી જૈનબના હૃદય ઉપર એટલી તો ભયંકર અસર કરી કે તે "ઓફ ! ઓફ !" એટલા શબ્દોની સાથે જ મૂર્છાગત થઇ જમીન ઉપર ચત્તીપાટ પછડાઇ પડી. મોટો ધબકારો થયો

## પ્રકરણ ૭ મું

### કારાગૃહમાં.

स रक्षिता रक्षति यो हि गर्भे ।

नीतिमाला ॥



શંકરાચાર્યશૃંગ ઉપરથી નીચે આવતા કનકપ્રભાને બળાત્કારથી ઉપાડી જનાર ખોજો સીદૂખા હતો અને તેણે તે કૃત્ય જુલ્મારખાના ફરમાનથી કર્યું હતુ. દિનસે દિવસે હિંદુ પ્રજા ઉપરનો જુલ્મારખાનો જુલ્મ વધતો જ જતો હતો અને હવે તો તે પરાઇ બાલિકાઓને બળાત્કારથી ફસાવી ઉપાડી લાવવાનો ધંધો લઇ બેઠો હતો નાપાક સીદૂખા તેનો ખાસ મદદનીશ થઇ પડયો હતો ખીરભવાનીની વાર્ષિક પૂજામાંથી આવી એકાદ સુંદરીને ઉપાડી લાવવાનો સારો લાગ મળશે એવી માન્યતાથી તે ડુંગરાની એક ગુફામાં બે માણસો સાથે

ભરાઈ બેઠો હતો અને બરાબર રાત્રિનો સમય જોઇને તથા કનકપ્રભાને પોતાના એક વૃદ્ધ પિતાની સાથે જ જોઇને તેણે તેને ઉપાડી જવાનુ દુષ્કર્મ કર્યું હતુ. જે જે હિદુ કન્યાઓને કે સુંદરીઓને આવી રીતે પકડવામા આવે, તેમને એક કારાગૃહમાં ત્રણ દિવસ સુધી રાખવાનો જુબ્બારખાએ રીવાજ કર્યો હતો. કેટલીક સ્ત્રીઓની પ્રકૃતિ ઉપરથી જુબ્બારખાને એવો અનુભવ મળ્યો હતો કે મોટે ભાગે હિદુ સ્ત્રીઓ ઘણી હઠીલી હોય છે, તેથી પહેલેથી તેમને ખૂબ દુ ખ આપવુ અને પછી તેમની સાથે અધમાચરણમા પ્રવર્તવુ કે જેથી તેઓ દુ ખથી રીબાઇને પોતાની હઠ મૂકી દેશે. આ નિત્યના નિયમને અનુસરીને કનકપ્રભાને પણ એક કારાગૃહમા પૂરી રાખવામા આવી હતી.

આજે કારાગૃહના બંધનનો ત્રીજો એટલે કે છેલ્લો દિવસ હતો તે ત્રણ દિવસમા તેની પ્રત્યે જે વર્ત્તન ચલાવવામા આવ્યુ હતુ તે અતિનીચ પ્રતિનુ હતુ જવનો સૂકો રોટલો માત્ર થોડી તરકારી સાથે તેને ખાવા આપવામા આવતો હતો અને સાજે એક શેર દૂધ માત્ર મળતુ હતુ. કનકપ્રભા સાજે મળતુ દૂધ માત્ર પીતી હતી અને રોટલો તથા તરકારીને હાથ પણ લગાડતી ન હતી. બે દિવસ તેણે માત્ર શેરભર દૂધ ઉપર જ ગુજાર્યા હતા ભૂખ્યા રહેવાની, ઓછુ ખાવાની કે આખા દિવસમા માત્ર એક જ વખત ખાવાની તેને પોતાની દરિદ્ર અવસ્થામા ટેવ પડી ગએલી હતી, તેથી માત્ર દૂધના સ્વલ્પ ખોરાકથી તેના શરીરને બહુ ઇજા થઇ નહિ. પરન્તુ તેને જે કાઇ દુ ખ હતુ તે જૂદુ જ હતુ જુબ્બારખાના વર્ત્તનનો ત્રાસ આખા કાશ્મીરમાં ફેલાઇ ગયો હતો, અને પોતાની કન્યકાવસ્થાને કલક લાગશે તેવી ભીતિ પ્રતિક્ષણે તેના હૃદયમા ઉદ્ભૂત થતી હતી. સીપૂખા

એ મારેલા ધક્કાથી પોતાના પિતાનુ મરણ થઇ ગયુ હશે કે તેમનું જીવન ટકી શકયુ હશે, તેની પણ એક મોટી ચિતા તેના હૃદયમાં જન્મ પામી હતી. પોતાનાં વૃદ્ધ માતા-પિતા કેવી રીતે ગુજરાન ચલાવશે અને પોતાનુ શુ થશે, તે વિચારોથી પણ દીન કનકપ્રભાનુ મગજ ભ્રમી ગયુ હતું બધ દ્વારવાળા અધકારમય કારાગૃહમા એક છાદડી ઉપર કપાળે હાથ મૂકીને તે રાત્રિ અને દિવસ રડયા જ કરતી હતી અને કોઇ કોઇ વાર દુ:ખમાંથી વિરામ લેતી વખતે "હે ! પ્રભુ !" એવો જોરથી નિશ્વાસ મૂકતી હતી.

એ દિવસના અખડ ઉજાગરાથી અને રૂદનથી તેની આખો સૂજી આવી હતી અને મ્હો કૃશ થઇ ગયા સરખુ દેખાતું હતું મસ્તિકના કુંતલની લટો વીખરાઇ પડી હતી અને બન્ને કાનોની બાજુએ સરી પડી હતી, પરતુ તે કૃષ્ણવર્ણમય કુતલની સાથે તેનુ ગૌરવર્ણમય વદન તુલના પામતા તેમાથી તેજનુ પ્રતિબિબ ચોતરફ પ્રસરતુ હોય તેવો ભાસ થતો હતો જ્યારથી તેને તે અધકારમા રાખવામા આવી હતી, ત્યારથી તેણે સૂયના પ્રકાશ માત્રનુ દર્શન કર્યું ન હતું, અને તેથી તેનુ હૃદય વધારે અકળાઇ-ગભરાઇ ગએલુ હતું

એક રૂપવતી સુદરીને પરહેજ કરવામા આવી છે, એવી વાત એ દિવસ થયા આખા સેરીગીર નગરમા ચર્ચાતી હતી. તેવી જ રીતે કેટલીક સુદરીઓને પરહેજ રાખવામા આવતી હતી, પરન્તુ આ સ્ત્રી બહુ રૂપવતી હોવાથી આલી જનાબ જુમ્બારખા પોતે તેનાથી શાદી કરવા માગે છે, તેવી વાત પણ સાથે સાથે જોસભેર ચર્ચાતી હતી. સીદૂખા પોતાની બહાદુરીના બણગાં જેની અને તેની પાસે ફૂકતો હતો અને તેમાંથી જ આ લોકચર્ચાનો જન્મ થયો હતો

મધ્ય રાત્રિનો સમય થઇ ગયો હતો. સર્વત્ર ઘોર અંધકાર ફે-

લાઇ ગયો હતો. અંધારી રાત્રિમાં તારામંડળ આકાશમાં બહુ દેદી-પ્યમાન ભાસતું હતું. આ સમયે એક યુવાન્ મુસલમાની પોશાકમા સજ્જ થઇને હાથમાં દીવાના ફાનસ સાથે તે કારાગૃહ પાસે આવી લાગ્યો. એક સિપાહી તે મકાનના ઓટલા ઉપર ખુલ્લી સમશેર સાથે બેઠો હતો પેલા યુવાન્ પુરૂષને જોતા જ તેણે પ્રશ્ન કર્યો "કોણ છે એ ?"

' સહજારામ " ઉત્તર મળ્યો.

" કોણ ? સહજારામ મહારાજ ? પધારો " એમ બોલતો પેલો સિપાહી ઓટલા ઉપરથી નીચે આવ્યો અને આગતુક પુરૂષનો સ-ત્કાર કરતા બોલ્યો " કેમ સાહેબ ! શુ ફરમાન છે ? અત્યારને વખતે આવા પોષાકમા કેમ આવવુ થયુ છે ? " એમ બોલતા સિ-પાહીએ હાથ જોડયા

" કરીમખા ! આજે તમારૂ એક જરૂરનુ કામ પડ્યુ છે !"

" મારૂ કામ? બેલાશક ફરમાવો ખાદીમ+ તે કરવાને તૈયાર છે."

" આલી જનાબ જુબ્બારખાને માટે આ કારાગૃહમાં એક ઓરતને ત્રણ દિવસ થયા રાખવામા આવેલી છે, તે વાત શુ ખરી છે ? "

" હા, જનાબ "

" તો તે ઓરતને હુ જોવા માગુ છુ તમે બતાવી શકશો ? "

કરીમખા હૃદયથી કચવાતા બોલ્યો ' આલી જનાબનુ એવુ ફરમાન છે કે એ ઓરત *જ્યાદ ખૂબસુરત છે, માટે કોઇને બતા-વવી નહિ "

" હુ કાઇ આલી જનાબના હુકમની રાહે તેને જોવા માગતો નથી, માત્ર ખાનગી રીતે જ "

+ગુલામ-સેવક *વધારે-હદબહાર

કરીમખા કાંઇ જવાબ આપી શકયો નહિ, પરતુ તેનુ મન કચવાતું હોય, તેમ જણાયુ સહજારામે પુન કહ્યું "તમને કાંઈ ડર નથા. હુ તે ઓરતને માત્ર જોવા જ માંગુ છુ. બીના ખાનગી જ રહેશે-કોઇ જાણી શકશે નહિ."

કરીમખાંથી ના કહી શકાઇ નહિ. તેણે કારાગૃહના દ્વાર ખોલ્યા સહજારામે તેમા દીવા સાથે પ્રવેશ કર્યો. આજે ત્રણ દિવસે કારાગૃહમા પ્રકાશ જોતા જ કનકપ્રભા ગભરાઇ ગઇ-ચમકી ઉઠી. મધ્ય રાત્રિએ કોણુ આવ્યુ હશે, તે જાણવાની જિજ્ઞાસામા જ તે ભયભીત થઇ ગઇ અને બેબાકળી ઉઠીને ઊભી થઇ

સહજારામ ધીરજ આપતા બોલ્યો "ડરશો નહિ, હુ તમારો શુભેચ્છક છુ" આ શબ્દોથી કનકપ્રભાના જીવમા જીવ આવ્યો, એટલે સહજારામે પ્રશ્ન કર્યો "તમને કેવી રીતે હસ્તગત કરવામા આવેલા છે અને તમે કોણુ છો તે મને કહેશો ? હુ એક હિંદુ છુ. મારા મુસલમાની પોષાક ઉપરથી ડરશો નહિ-ગભરાશો નહિ."

કનકપ્રભા ભૂત અને ભવિષ્યના વિચારો કરતા રડતી જ હતી. તેના ગાલ ઉપર આસુના તાજા ડાઘ હજી પડેલા જ હતા તેને સહજારામના પ્રશ્નથી વધારે રડવુ આવ્યુ. રડતાં રડતાં તે બોલી; ' હુ એક ગરીબ બ્રાહ્મણની કન્યા છુ. મારા માતાપિતા વૃદ્ધ છે. ઉન કાતીને હુ તેમનુ પોષણુ કરતી હતી. શંકરાચાર્ય શૃગ ઉપર દર્શન કરીને પાછા આવતા હુ મારા પિતાની સાથે હતી. મારા પિતાને માર મારીને મને કોઇ ત્રણુ મુસલમાનોએ હસ્તગત કરી." એમ બોલતાંજ તે ધ્રુશકો મૂકીને રડી પડી.

કનકપ્રભાનુ ગરીબાઈભર્યું કથન સાભળતાં સહજારામની આંખોમાં પણુ આસુ આવી ગયાં. દીવાના આછા પ્રકાશમાં કનકપ્રભાનું

તેજસ્વી મુખ ઘણું દીન અને મનોહર જણાઇ આવ્યુ. સહજારામના હૃદયમાં ક્રોધ અને દયાની લાગણીઓ ઉભરાઇ જતી હોય, તેવી રીતે તેના ચહેરાની વિકૃતિ થવા લાગી ઉતાવળે પગલે તે સત્વર બહાર ચાલ્યો ગયો પુન કારાગૃહના દ્વાર ધબોધબ બધ થયા.

## પ્રકરણ ૮ મું.

### અત્યાચારીનો દરબાર.

प्रजापीडनसंतापात्समुद्भूतो हुताशनः ।
राज्ञः श्रियं कुलं प्राणं च दग्ध्वा विनिवर्त्तते ॥




જે જ દિવસે રાત્રિ પડતા અત્યાચારી જુબ્બારખાનો દરબાર હરીપર્વત ઉપરના કિલ્લામા ભરાયો તેના મદ્યપી મિત્રો, કેટલાક ખ્વાજાસરાઓ (ખોજાઓ), ખુશામતખોરો વગેરે તેની આસપાસ બેઠા હતા અને મદ્યની પ્યાલીઓ ભરાતી હતી. કેટલાક મદ્યપાન કરતા કરતાં આલી જનાબ જુબ્બારખાની બહાદુરીનાં વખાણુ પણ કરતા જતા હતા, અને નોકરો આલી જનાબના ફરમાનને ઝીલી લેવાને તૈયાર થઇને બેઠા હતા. થોડી વારે જુબ્બારખા મદ્યના નશામાં જરા મસ્ત થયો કે તુરત જ તેણે કનકપ્રભાને પોતાની હજુરમા લાવવા માટે એક ખોજાને હુકમ કર્યો

માત્ર એકાદ પ્રહર રાત્રિ ગઇ હશે. જુબ્બારખા મદ્યના નશામાં તેમજ કનકપ્રભાની ખૂબસુરતીની પ્રશસા પોતાના મિત્રોની પાસે કરવામા રોકાયો હતો અને તે સુદરીને જ પાક દીનમા લાવીને તેનાથા નિકાહ* કરવાની પોતાની ઇચ્છા જણાવતો હતો, એટલામા એ દરબારમા એક ફકીર આવીને ઊભો. "આલી જનાબ સલામત રહો" એવી આશીષ આપીને તે પણ એક બાજુએ બેઠો. જુબ્બારખા તેનો સત્કાર કરતા બોલ્યો "પધારો સાઇ સાહેબ ! આ આસનપર બેસો ! હઝરતની તબીયત બહાલ છે? કયાથી પધારો છો ?"

"જનાબ ! હુ નજીકના મુલકમા જ રહું છુ, તમારા સરખા પાક દીનવાળા રાજ્યોમા પણ ફરતો રહું છુ"

"લ્યો, થોડી મદિરા લેશો ?'

"નહિ જી, ઇચ્છા નથી."

એટલામા કનકપ્રભાને કરીમખાના પહેરા સાથે જ ત્યા હાજર કરવામા આવ્યા કનકપ્રભા તે સમયે ભવિષ્યમા થનાર શીલભંગના ભયમાં જ રડતી હતી. તેને ત્યા લાવવામા આવી કે તરત જ તે જમીનપર પછડાઇ પડી. દુખ અને ભયથી તેનુ શરીર નિર્બળ થઇ ગયુ હતું અને અત્યારે તે લગભગ બેભાન હાલતમા જ હતી ફકીરે તે રૂપવતી કનકપ્રભાને જોતા જ પૂછ્યુ "જનાબ ! એ ખુબસુરત નાજનીન+ કોણ છે ?"

જુબ્બારખાએ હર્ષપૂર્વક જવાબ આપ્યો "હઝરત ! એ એક ખૂબસુરત હિદુ નાજનીન છે. ત્રણ દિવસ થયા તે મારી કેદમા છે. જુઓ, તેની સુરત‡ કેવી ખુશબહાલ છે ? આવી ખુબસુરત નાજ-

*શાદી કરવાની-લગ્ન કરવાની +બાળા-તરૂણ સ્ત્રી ‡ મુખમુદ્રા

મેં મારી જીંદગીમા કદિ પણ જોઈ નથી. કેવી દીલફરેબ+ સુરત ! તમે આવી *દિલરૂબાને કદિ જોઇ છે?"

" નહિ, હરગીજ– નહિ. પણ તેને અહી શામાટે લાવવામા આવી છે?"

" સાહેબ ! એ ખૂબસુરત નાજનીનને પાક દીનમા લાવીને તેનાથી હુ નિકાહ કરવાની ઇચ્છા રાખુ છુ દેખો ! તેના ગુલબદનમાથી કેવી રોશની=નીકળે છે?" જુબ્બારખા ઘેલો થતા થતાં બોલ્યો

જુબ્બારખાના આવા બેઅદબીભરેલા શબ્દો સાંભળીને ફકીર ગુસ્સે થતો હોય તેમ જણાયુ તે ગુપ્ત રીતે પોતાના દાત કચડવા લાગ્યો, પરતુ તે કોઇના જોવામા આવ્યુ નહિ, કારણકે સૌ કોઇની આંખો કનકપ્રભાનુ સૌદર્ય જોવામા જ રોકાઇ ગઇ હતી, જ્યારે ખુશામતખોરો જુબ્બારખાની પ્રશસા કરવામા રોકાયા હતા "વાહ ! કેવી ખૂબસુરતી ! આલી જનાબે બહુ અચ્છો શિકાર પકડયો છે."

મદ્યની ખુમારીમા લચકતે પગે જુબ્બારખા એકદમ ઊભો થયો અને કનકપ્રભાની સામે જઇને ઊભો તેનુ સૌદર્ય જોઇને તે મનમા ને મનમા જ ખુશ થવા લાગ્યો ખુશ થતો થતો તે બોલ્યો " અય ! ખૂબસુરત નાજનીન ! મારી સાથે નિકાહ કરવાને તુ ખુશ છે ના? આહા ! હિદુ નાજનીનો આવી બાબતોમા ફિજિક બહુ કરે છે ! કોઇ પણ હિદુ ઔરત એવી મારા જોવામા નથી આવી કે જેણે કાઇ પણ જિક કર્યાં સિવાય મારૂ કહેવું કબૂલ રાખ્યુ હોય."

હાજર રહેલા મદ્યપીઓમાથી એક બોલી ઉઠયો "જનાબ! એ તો હિદુ ઔરતોનો એવો રીવાજ હોય છે કે પહેલા જિક

---

+મનોહર *રમણી –કદાપિ =પ્રકાશ-તેજ ફિકર-જીકર

કરવી અને [1]આશકની [2]તલબને જરા તેજદાર કરવી. અરે, એટલુ જ કેમ ? હિંદુઓનાં કેટલાક પુસ્તકોમાં પણ એવું લખ્યુ છે કે, કળાબાજ ઓરતોએ આશકની તલબને જ્યાદ કરવાને જિકર કરવી અને હિંદુઓ તેમા જ મજાહ માને છે"

"અહાહાહા ! " જુબ્બારખા ખુશ થતો બોલ્યો "એમ જ હોવુ જોઇએ ખરી વાત છે કે આશકની તલબ તેજદાર થતા કાઇ ઓર તરેહની મજાહ મળે છે પણ અય નાજનીન ! હવે બસ થયુ. આવો રડવાનો કળાબાજ ફરેબ[3] છોડી દે અને તારી મશા[4] જલ્દી જાહીર કરી આ દર્દીની તલબને પૂરી કર મારી મશા છે કે તુ પાક ઇસલામ [5]મજહબનો સ્વીકાર કરીને મારા જાન અને માલની માલીક બન આ કાશ્મીરના આલી જનાબની બીબી બનીને કાશ્મીરની પ્રજાને ખુશાકર ! "

જેમ જેમ જુબ્બારખા પોતાના વદનરૂપી ધનુષ્યમાથી વચનરૂપી બાણ છોડતો જતો હતો, તેમ તેમ કનકપ્રભા હૃદયથી વધારે ને વધારે દુખિત થતી જતી હતી તે લજ્જાળુ કન્યકાથી કાઈ બોલી શકાતું ન હતું. એક બાજુએ બેસીને સઘળુ જોતો અને હૃદયથી દગ્ધ થતો ફકીર તે સઘળુ સાભળતો હતો

જુબ્બારખા પુન બોલ્યો " પ્યારી ! હવે એ ફરેબ મારા જાણવામા આવી ગયો, માટે હવે તે છોડી દેવો જોઇએ ! આવ, વ્હાલી ! મારા [6]સીનામા સમાઇ મને ખુશ કર ! " જુબ્બારખા પોતાના બન્ને હસ્તો પહોળા કરી કનકપ્રભાને અડકવા જતો હતો, એટલામાં તે

---

૧ પ્રિયતમ ૨ ઇચ્છા ૩ છલ-કપટ ૪ ઈચ્છા ૫ ધર્મ ૬ હૃદયમા-છાતીમા

દૂર ખસી ગઇ. તેનામાં બોલવાનું જરા પણ શૌર્ય ન હતું. તે અબળા હતી-દીન અબળા હતી. જુબ્બારખા જેવા ઘાતકી અને વિષયાંધ નરપિશાચની પાસે તે એક પણ શબ્દ બોલવાની શક્તિ ધરાવતી ન હતી.

ફકીર બોલ્યો. "આલી જનાબ ! એ ઔરત ફરેબ કરતી હોય, તેમ લાગતું નથી. તેની મશા તમને કબૂલ રાખવાની હોય એમ જણાતું નથી, માટે એને છોડી દો."

ફકીરના શબ્દોથી જુબ્બારખાને કાઇ બોધ ન મળ્યો, એટલુ જ નહિ, પણ ઉલટો તે ગુસ્સે થયો તે ક્રોધથી બોલ્યો: "નાકબૂલ? શુ તે મને પોતાના ખાવિદ તરીકે કબૂલ નહિ કરે? યાદ રાખજે કે જો તુ મારી મશાને તાબે નહિ થાય તો આ ઇસલામી સમશેરની તેજ ધારથી તને આ હુરીપર્વતના ખૌફનાક †તાયખાનામા કત્લ કરવામા આવશે કે જ્યા તારા જેવી સખ્યાબધ નાજુક નાજનીનોની કત્લ થઇ ચૂકી છે"

આ શબ્દો સાભળતા ફકીરનુ હૈયુ થરથર્યું તે કાઇક બોલવા જતો હતો, એટલામા જુબ્બારખા ક્રોધાન્વીત થઇ બોલ્યો. "બોલ, જલ્દી બોલ! શુ જવાબ આપે છે? ‡જલ્લાદ તારે માટે તૈયાર થયો છે."

કનકપ્રભાએ છેલ્લો જવાબ તો આપવો જ જોઇએ, એવી માન્યતાથી તે બોલી "હુ કદાપિ ઇસલામી ધમમા દાખલ થવાની નથી. તારી ઇચ્છા હોય, તો ભલે તું મને કત્લ કરાવ."

એ શબ્દો પણ કનકપ્રભાએ અશ્રુપૂર્ણ નેત્રોથી કહ્યા. તે શબ્દો સાભળતા જ જુબ્બારખાનો પિત્તો એકદમ ઉછળી આવ્યો. તે બોલ્યો "યાદ રાખ, બદબખ્ત*, હુ હમણા જ તારી ટેક જોઉ છુ." એમ બોલતા તે તલવાર લેવાને દોડયો.

---

†ભયકર કત્લખાનુ. ‡વધ કરનાર. *કમનસીબ

પેલો ફકીર કે જે આ સઘળુ એક બાજુએ બેઠો બેઠો જોયાં કરતો હતો, તે બોલ્યો " જુબ્બારખા ! હવે બસ કરો. એ ઓરત જ્યારે એ વાતનો બિલકુલ ઇનકાર કરે છે, ત્યારે તેને સતાવવાથી શો ફાયદો? માટે અને છોડી દો."

જુબ્બારખાં બોલ્યો " નહિ, નહિ ! તેમ કદી બનવાનુ નથી. આટલી બધી જિદ્દ? હું જોઉં છુ કે તેની શી હાલત થાય છે ? "

" નહિ, જુબ્બારખા ! હુ કહુ છુ કે તુ એ જાલિમ જુલ્મ કરવાનુ છોડી દે. એ ખિલાપ દિલને હવે વધારે પજવવામા કાઇ ફાયદો નથી."

"માફ કરો, હઝરત ! હુ તમારા તે શબ્દોનુ માન રાખી શકીશ નહિ."

' હુ કહુ છુ કે મારૂ માનીને તું તેને છોડી દે, નહિતો હેરાન થશે " ફકીર જરા ક્રોધપૂર્વક બોલ્યો.

" હુ હેરાન ? મને હેરાન કરનાર કોણ છે ? મહેરબાની કરીને આપ એક બાજુએ બેસી રહો તમારે વચ્ચે બોલવાની કાઇ પણ જરૂરત નથી "

" જુબ્બારખા ! " ફકીરે ભવા ચઢાવીને કહ્યુ " મારાથી તું એવી ×ગુસ્તાખી ન કર, નહિતો હેરાન થઇ જશે હુ જાણુ છુ કે તું એક જાલિમ જુલ્મ કરનાર *શયતાન છે, લેકિન ખબરદાર ! મારી હાજરી દર્મ્યાન તું એ કુકર્મ કદાપિ કરી શકશે નહિ."

" બદબખ્ત ફકીર ! તું કોણ છે–મને હુકમ કરનાર ? ચાલ્યો જા અહીંથી, નહિતો અપમાન પામીશ " જુબ્બારખાએ ફકીરને તિરસ્કારી કાઢતાં કહ્યુ

---

× બીજાજ. *નરપિશાચ.

"બસ, સાવધાન ! પાતકી ! તું મને તિરસ્કારે છે ? કાશ્મીર, કાબૂલ, પેશાવરના અધ્ધાનોના માન્યવર એવા મને તું અપમાન પહોચાડીશ ? રહે, બદબખ્ત ! હુ જ તેના ફળ તને ચખાડીશ." ફકીરે દમમા ને દમમા જ કહ્યુ

"અરે કોઈ છે કે ? આ બેવફા ફકીરને ધકકા મારીને અહીથી બહાર કાઢો"

તુરત જ બે ખોજાઓ ફકીરની તરફ દોડ્યા અને ફકીરે પોતાની કમ્મર આગળથી કાઢીને એક ઘટડી બજાવી. માત્ર બે જ પળ વ્યતીત થતા ખુલ્લી તરવારો સાથે વીસ-પચીસ તેના જેવા જ ફકીરો દરબારમા ધસી આવ્યા તેમાના ત્રણ ચાર કનકપ્રભાને ઉપાડીને પલાયન કરી ગયા દરબારમા એકાએક ફકીરોનુ ટોળુ પ્રકટ થતા એકઠા થએલા મદ્યપીઓ સત્વર જીવ લઈને નાઠા અને પેલા ફકીરને પકડવા આવેલા બે ખોજાઓ ઘાયલ થઇ જમીન પર પડ્યા. સીદૂખા તેમના હાલ જોઇને એક બારીવાટે નાસી ગયો જુબ્બારખા કે જે આ આશ્ચર્યભરેલુ કૌતુક એક બાજુએ દિગ્મૂઢ સરખો થઇને ઊભા ઊભા જોતો હતો, તેના હાથ પગ બાધીને તે ફકીરોનું ટોળુ સત્વર દરબારમાથી પલાયન કરી ગયુ સખ્યાબધ ખુશામતખોરોની સભામા બેઠેલો જુબ્બારખા અત્યારે પરવશ સ્થિતિમા પડ્યો હતો અને માત્ર બે ઘાયલ થએલા ખોજા બુમો પાડતા અને તરફડીયા મારતા આમ-તેમ આળોટતા પડ્યા હતા !

# પ્રકરણ ૯ મુ.

## જમ્મુ આગળનું મેદાન.



હાઇદારૂના યુદ્ધમા ખાલસા સેનાનો વિજય થયો અને અફઘાન લશ્કરનો પરાજય થયો તેનુ પરિણામ બન્ને પક્ષમા જૂદુ જૂદુ આવ્યુ ફત્તેહખા તે યુદ્ધમા પોતાની આબરૂ જવાથી શરમને લીધે ઘણો પસ્તાવા લાગ્યો, ત્યારે પંજાબ કેસરી રણજીતસિંહને પોતાની સેનાના સામર્થ્ય વિષે અસાધારણ વિશ્વાસ આવી ગયો ફત્તેહખાં સાથે મિત્રાચારી અને રીતસરના કોલકરાર કર્યા પછી તે પોતાને આવી રીતે ઠગવા માગે છે, ત જાણી તેને બહુ લાગી આવ્યુ અટક આગળ હાર ખાધા છતા ફત્તેહખાએ કાશ્મીરને હાથ કરતી વખતની લૂટનો ત્રીજો ભાગ હજી મોકલાવ્યો ન હતો. વિશેષમાં કાશ્મીરની પ્રજા ઉપર થતા જુલમની વાતો ઉડતી ઉડતી પંજાબના દરબારમાં આવી પહોચી અતામુહમ્મદખાની બીબી અને તેના પુત્ર ઇકરામ-ખાનુ ખૂન કરવામા આવ્યુ છ અને કાશ્મીરની હિદુ બાળાઓ તરફ અત્યાચારી વર્ત્તન ચલાવવામા આવે છે, જેથી કાશ્મીરની પ્રજામા અસતોષનો અગ્નિ વૃદ્ધિ પામતો જાય છે અને લોકો અફઘાનો સિ-વાયનુ રાજ્ય ઇચ્છે છે, એવા ખબર મહારાજા રણજીતસિંહને મળતાં કાશ્મીર ઉપર એક નવી ચડાઇ કરવાનો તેને વિચાર થઇ આવ્યો

દીવાન મોખમચંદ અત્યારે બિમાર હતો, જેથી તે યુદ્ધમાં ભાગ લઇ શકે તેવી સ્થિતિમા ન હતો રણજીતસિંહે પણ તેના

બિમાર મગજને તસ્દી આપીને તેની સલાહ લેવાનુ યોગ્ય વિચાર્યું નહિ. જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ કાશ્મીરમાં અફઘાનોના અધમાચરણના વધારે ને વધારે ખબરો મળતા જ રહ્યા અને એ ખબર પણ મળી ચૂકયા કે કેટલાક અફઘાન-મુસલમાન ફકીરો પણ અફઘાન સરદાર ઉપર ક્રોધાન્વીત થઇ ગયા છે, જેથી તેઓ અજીમખા તથા જુબ્બારખાના જુલ્મી વર્તનની સામે થાય છે. કાશ્મીરમા આવો અસતુષ્ટ વર્ગ ઊભો થયો છે, એમ જાણવાથી રણજીતસિહને લાગ્યુ કે જો કદિ કાશ્મીર પર ચઢાઈ કરવામા આવે તો અફઘાન અમલથી અસતુષ્ટ થએલી પ્રજા જરૂર પોતાને મદદ કરે આ માન્યતા પોતાને સત્ય લાગવાથી પોતે જમુ આગળના એક મેદાનમા આખા પંજાબની ખાલસા સેના એકઠી કરવાનો હુકમ દીવાન મોખમચદના પૌત્ર દીવાન રામદયાળને આપી દીધો, અને થોડા વખતમા રણજીતસિહે પોતે પણ જમુ અને શિયાલકોટની વચ્ચે એક છાવણી નાખીને પડાવ કર્યો

આદરેલુ કોઇ પણ સાહસ જ્યારે નિર્વિઘ્ને પાર પડે છે, ત્યારે લોકો સાહસિકતાની પ્રશસા કરે છે અને જ્યારે તે પાર ન પડતાં પરિણામ વિપરીત આવે છે ત્યારે લોકો સાહસિકતાને નિદે છે, પરતુ ખરી રીતે દીર્ઘ દૃષ્ટિપૂર્વક વિચાર કર્યા સિવાય સાહસ કરવુ તે સદ્ગુણ નહિ કિન્તુ દુર્ગુણ છે, છતા પણ સાહસિકતાની સાથે ખતનો ગુણ મિશ્રિત થએલો હોય છે તો તે સાહસિકતા સદ્ગુણરૂપ છે। આ પ્રકારની સદ્ગુણરૂપતા મહારાજા રણજીતસિહમા હતી કાશ્મીર ઉપર અત્યારે ચઢાઇ લઇ જવામા મહારાજાના મનથી જેટલી અનુકૂળતા હતી, તેટલી જ બીજી પ્રતિકૂળતા હતી, છતા તે સાહસ

કરવાનુ તેણે કબૂલ રાખ્યુ હતુ અને ખતથી વળગી રહીને પોતાના પ્રયત્નને ઇષ્ટ પરિણામમા ફેરવી નાખવાનો નિશ્ચય કર્યો હતો

જમ્મુ આગળના મેદાનમા એક માસ સુધી છાવણુ ને સ્થિર રાખીને દીવાન રામદયાળ તથા મહારાજા રણજીતસિંહે પંજાબના જૂદા જૂદા વિભાગોમાથી લશ્કર એકઠુ કરવાનુ કામ ચાલુ રાખ્યુ જોધસિંહ કળશ્યાનુ અને બીજા એકાદ બે લશ્કરો બાકી રહ્યા હતા જે આવી જતાં ત્યાથી કૂચ કરી જવુ એવો કાર્યક્રમ ગોઠવી રાખવામા આવ્યો હતો, અને તે લશ્કરો આવી પહોચવાને પણ હવે તો માત્ર બે-ત્રણ દિવસનો જ વિલબ હતો

'લગભગ સઘળી તૈયારીઓ થઇ ચૂકી છે અને હવે બે-ત્રણ દિવસમાં કૂચ કર્યા બાદ પહેલો મુકામ કયા કરીશુ ?" એવા વિચારમા મહારાજા રણજીતસિંહ તથા દીવાન રામદયાળ એક વાર મધ્યરાત્રિએ શાતિથી બેઠા હતા. પાસે એક વૃદ્ધ સરદાર સિવાય બીજુ કોઇ ન હતુ શુકલ પક્ષની રાત્રિ હોવાથી આકાશમા અર્ધ ચદ્ર વિરાજી રહ્યો હતો અને તેના સ્વલ્પ પ્રકાશમા સાગરમા ખાલસા સેના ડૂબી રહી હતી. તે આખુ વિશાળ મેદાન જ્યા ત્યા તબુઓથી અને રાવટીઓથી ભરપૂર લાગતું હતું અને દષ્ટિમર્યાદા તબૂઓના શિખર અને આકાશને એકત્ર થએલા જોતી હતી. અત્યારે એક પાલખી મહારાજા રણજીતસિંહના તબૂની બહાર આવી અને પાલખી ઉપાડનારા નોકરો તેમા બેઠેલા એક વૃદ્ધ પુરૂષને પોતાના હાથવડે ઉચકીને રણજીતસિંહની હજુરમા લઇ ગયા તે વૃદ્ધ પુરુષને જોતા જ રણજીતસિંહ ચમકી ઉઠયો અને બોલ્યો. " મોખમચદ ! અત્યારે તમે અહી કયાથી ? શુ પ્રયોજન ?"

પાલખીમા સૂતા સૂતાં પણ વૃદ્ધ અને બિમાર મોખમચદને

શ્વાસ ચડયો હતો, તેથી તે તુરત પ્રત્યુત્તર આપી શકે તેમ ન હતુ એક ખાટલા ઉપર તળાઇ પાથરવામા આવી અને મોખમચદ તેના ઉપર સૂઇને વિરામ લેવા લાગ્યો લગભગ એકાદ ઘડી સુધી તે બોલી શકયો નહિ. ત્યારપછી તેના ફેફસાને જરા વિરામ મળ્યો અને તે બોલ્યો "મહારાજ ! હવે હુ આજ છું તો કાલ નથી, તેવી સ્થિતિમા છુ. બે-ત્રણ દિવસ કરતાં વધારે વખતનો મેમાન હવે હુ નથી મારા સાભળવામા એમ આવ્યુ કે હવે થોડા દિવસમા આપ સેરીગીર અને હરીપર્વત તરફ કૂચ કરી જવાના છો, એટલે મરતા મરતા પણ છેવટની આપની સેવા બજાવવાને આવીરાતે મારે અહી આવવુ પડયુ છે."

"મોખમચદ ! તમારી સ્વામીભક્તિ તમારે માટે મારા હૃદયમા આભારની લાગણીઓને જન્મ આપે છે તમે મૃત્યુના પંજામા સપડાએલા હોવા છતા આવી રીતે રાતોરાત મુસાફરી કરીને સીખ પ્રજાની સેવા બજાવવાને અહી આવ્યા છો, તે માટે મને બહુ હર્ષ ઉત્પન્ન થાય છે."

'મહારાજ ! તેમા હુ કાઇ વિશેષ કરતો નથી કારણકે મે મારૂ આયુષ્ય આપની અને સીખ ધર્મની સેવામા જ વ્યતીત કર્યું છે, અને અત્યારે જે કાઇ હુ આપને સલાહ દેવાને આવ્યો છુ, તે માત્ર આપના પ્રત્યેની અને સીખ ધર્મ પ્રત્યેની મારી ફરજને લીધે જ. મહારાજ ! કહો તે શુ વિશેષતા છે?"

"તમે આ અવસ્થામા હોવા છતા જે કાઇ ફરજ જેવુ બજાવો તેને પણ હુ તો વિશેષતા જ કહીશ. મનુષ્ય પ્રાણી સામાન્યત જે કાઇ કરી શકે, તે કરતા તમારા અત્યારના આગમનમા શુ કાઇ વિશેષતા સમાએલી નથી ?"

"તે આપની કદરદાની છે, મહારાજ ! અત્રથી કયારે કૂચ કરી જવાનો વિચાર રાખો છો ?"

"બે દિવસ પછી, કારણકે તેટલા વખતમા જે બે લશ્કરો આવવાના બાકી રહ્યા છે, તે આવી જશે"

"મહારાજ ! અત્યારના યુદ્ધમા હુ કાંઇ પણ ડહાપણ સમાએલુ જોઇ શકતો નથી, કારણકે હાલમા ચઢાઇ લઇ જવામા તમે જે પ્રતિકૂળતાઓ માનતા હો, તે કરતા વિશેષ પ્રતિકૂળતાઓ–ભયકર પ્રતિકૂળતાઓ હુ મારી મરણ પામતી આખોવડે જોઇ શકુ છુ"

"મોખમચદ ! તમે બહુ બિમાર હોવાથી આ બાબતમા તમારી સલાહ લઇને તમારા મગજને વધારે તસ્દી ન આપવાનુ મે વાજબી માન્યુ હતું, છતાં તમે અહી સલાહ આપવાને જ આવ્યા છો તે મારા હૃદયમા આશ્ચર્ય સાથે આનદ ઉત્પન્ન કરે છે. તમે પ્રતિકૂળતાઓ જોતા હશો, પરતુ હુ અત્યારના જેવી અનુકૂળતા કદાપિ મળે તેમ માની શકતો નથી જુઓ કાશ્મીરની હિદુ તેમજ અફઘાન–મુસલમાન પ્રજા અફઘાન અમલથી અસતુષ્ટ થઇ ગઇ છે. લોકો ઉપર જુલ્મનો પાર નથી અફઘાન રાજવશી કુટુમ્બના બે નિર્દોષ જીવોની હત્યા થઇ છે, તેથી પ્રજા ડરે છે કે–અફઘાનો લોકોનો પણ સહાર કરી નાખતા વાર કેમ કરશે ? અરે શુ કહુ ? અફઘાનોના ધર્મ-ગુરૂઓ–ફકીરો પણ અજીમખા અને જુબ્બારખા ઉપર હુમલા કરે છે અને પ્રજાના સરક્ષણને માટે પ્રયત્ન કરે છે હવે વિચાર કરો કે કાશ્મીરની પ્રજાના આટલા અસતોષમાં જો આપણે કાશ્મીર પર ચઢાઇ લઇ જઇએ, તો ખુદ કાશ્મીરની પ્રજા તરફથી પણ આપણને કેટલી મદદ મળે ? વળી અફઘાનો અધમ, નિર્બળ અને પ્રમાદી–મોજશોખી બની ગયા છે. હાઇદારૂના યુદ્ધમા તેમણે તેમની કેટલી

નિર્બળતા પ્રકટ કરી છે તે તમે કનાં જાણુતા નથી ? તમારા અનુ-ભવની જ તે વાત છે હવે વિચારો કે આ ચઢાઇમા આપણુને જય મળે તેવા કેટલા સજોગો છે ? "

મોખમચદે ખિન્ન થતા થતા કહ્યુઃ "મહારાજા ! મને ખેદ થાય છે કે તમારી કલ્પનાઓ બિલકુલ ઉધે માર્ગે દોરાઇ ગઇ છે ! તમે જે જે અનુકૂળતાઓ જણાવો છો, તે તે ઘણી નજીવી છે જ્યારે પ્રતિકૂળતાઓનો આપણી સામે મોટો અબાર છે. જુઓ, ઋતુ વર્ષાદની ચાલે છે અને ડુગરી પ્રદેશમા તથા પર્વતોની ખીણોમા યુદ્ધ કરવાનુ છે, વિચાર કરો કે આપણી સેના કેટલી હેરાન થશે ? વળી ડુગરી પ્રદેશના ઘણાખરા રાજાઓ આપણાથી વિરૂદ્ધતા ધરાવે છે. કોઇ વાર આપણી સેના ડુગરોમા સપડાઇ ગયા પછી તેઓ પાછળથી દગો કરીને હલ્લો કરશે તો ? વળી સામગ્રીમા, વાહનોમા, દારૂ-ગોળામા કેટલી ન્યુનતા છે, તેનો વિચાર કરો છો ? આ સઘળી પ્રતિકૂળતાઓ જ્યારે એકી સાથે એકઠી થશે, ત્યારે કેવડી મોટી ગુચવણ ઊભી થશે, તેનો વિચાર આપના સરખા લશ્કરી કુનેહવાળા મહારાજાએ જરૂર કરવો જોઇએ "

"મોખમચદ ! તમે ભૂલ ખાઓ છો ડુગરી પ્રદેશથી આપણા સરદારો હવે લગભગ જાણીતઃ થઇ ગયા છે, જેથી ડુગરી પ્રદેશમાં કે ખીણોમા સપડાઇ જવાનુ અને ડુગરી રાજાઓ તરફથી ભય રા-ખવાનુ કાઇ કારણ નથી તમારા સરખા વૃદ્ધ પુરૂષોની કૃપાથી રામ-દયાળ સરખા વીર સરદાર ખાલસા સેનામા હૈયાત છે, ત્યાસુધી ખાલસા સેના એ દુષ્ટ અફઘાનો ઉપર કદિ વિજય મેળવ્યા સિવાય નહિ જ રહે ગુરૂ મહારાજ ગોવિદસિંહજીની હજી એટલી કૃપા છે કે

ધર્મને ખાતર યુદ્ધ કરનારી આ ખાલસા સેનામાં તમારા જેવા અને રામદયાળ જેવા વીર પુરૂષો ઉત્પન્ન થતા જ રહ્યા છે"

"હુ ઇચ્છુ છુ કે ગુરૂજી આપણો જય કરે, પરતુ મહારાજ ! આપણી સેનાના સામર્થ્ય ઉપર જે હદ બહારનો ભરોસો રાખો છો તેટલા ઉધે માર્ગે દોરાઓ છો, હો ! માટે મારૂ-મરણ પામતા આ ડોસલાનું કથન માન્ય રાખીને હમણા થોડા વખતને માટે ચઢાઇ કરવાનુ મુલ્તવી રાખો તો વધારે સારૂ."

"દીવાનજી! તમે નિશ્ચિત રહો હિન્દુઓના દુ ખમોચનને અર્થે આપણી આ ચઢાઇ છે અને તેમા આપણો પરાજય કદાપિ નહિ જ થાય જેમ જેમ વધારે વખત ગુમાવાને કાશ્મીરની પ્રજાને વધારે દુ ખમા સબડવા દઇશુ તેમ તેમ આપણે આપણા પાપપુજમા વધારો કરીએ છીએ; માટે ગુરૂજી ઉપર વિશ્વાસ રાખીને જ આ ચઢાઇ આપણે અવશ્ય કરવી અને અભિમાનમાં આળોટતા ફત્તેહખાની ખુમારી ઉતારવી તે જ હવે તો જરૂરનુ છે વળી ફત્તેહખા તો હેરાત અને કાબુલ વચ્ચે રખડે છે તેથી મને પૂરો સભવ રહે છે કે આપણો પરાજય નહિ જ થાય અને તેથી " મુલ્તવી રાખવાના માઠાં ફળ" ને લક્ષમા રાખીને જરા પણ વિલબ કરવામા હુ ડહાપણ સમજતો નથી. શુભ કાયમા શીઘ્રતા જ જોઇએ, અને તેથી આપણો જય-વિજય જ થવાનો ! બોલો, વાહ ! ગુરૂજીના ખાલસા ! વાહ ! છેવટનો 'વાહ' શબ્દ પાસે બેઠેલા સઘળાએ ઝીલી લીધો અને પાસેની રાવટીઓમા-સર્વત્ર શાતિ ફેલાએલી હોવાથી-તેનો પ્રતિઘોષ પડયો.

"ત્યારે, વિજય હો મહારાજાનો" એમ કહી મોખમચંદે પણ

એ વાત આરોપી દીધી, અને બોલ્યો "મહારાજ! હવે મારૂં હૃદય ખાલી થયુ. મારી ઈષ્ટ સૂચના આપને જાહેર કરવાની મને લાંબા વખત થયા ઇચ્છા હતી તેથી જો હુ અહી ન આવ્યો હોત અને આપ કૂચ કરી જાત, તો મારા મનની ઇચ્છા મનમા જ રહી જાત, અને હુ શાતિથી મરણ પામત નહિ. હવે હુ મારી ઇચ્છા આપને જાહેર કરી ચૂકયો, મારી ફરજ બજાવી ચૂકયો. હવે હુ શાતિથી મરીશ મારો આત્મા સદ્‌ગતિ પામશે."

"તમારા આગમનથી મને પણ આનદ થયો. તમારી સલાહ કેટલેક અશે ઠીક છે, પરતુ હવે વિલબ કરવામા કાઇ સાર્થક્ય નહિ રહેલુ હોવાથી તેને હુ સપૂર્ણત માન્ય રાખી શકતો નથી"

"આપની મનોવાચ્છના સફળ હો." એમ કહી મોખમચદ બિછાનામા શાત પડી રહ્યો થોડી વારે તે નિદ્રાધીન થયો. રણજીત-સિહ, રામદયાળ વગેરે સો કોઇ વેરાઇ ગયા

* * * * *

પ્રભાત થયુ સહસ્રરશ્મિધારી રક્ત મુખ સમેત પુર્વ દિશામા ઉદય પામતા હતા અને પક્ષીગણો તે ઉદય પામતા સૂર્યનુ સ્તવન ઉચ્ચરી રહ્યાં હતા સૃષ્ટિસુદરી સોનેરી સાડી પરિધાન કરીને સૂયદેવને વધાવી લેવાને તૈયાર થઈ રહી હતી. જમુ આગળના મેદાન ઉપર પડાવ કરીને રહેલુ રણજીતસિહનુ લશ્કર આખી રાતની નિદ્રામાથી અત્યારે જાગૃત થતું જતું હતુ. સરદારો પોતપોતાના હાથ નીચેની ટુકડીઓની કવાયત લેતા હતા અને તેમને યોગ્ય સૂચનાઓ કરતા હતા. સૌના આશ્ચર્ય વચ્ચે અત્યારે દીવાન મોખમચદ પોતાના બિછાનામા જ મરણ પામેલો સૌના જોવામા આવ્યો! સર્વત્ર સાશ્ચર્ય શોક વ્યાપી રહ્યો અને સૌ નિર્ણય કરવા લાગ્યા કે "મ-

હારાજાને પોતાની ઈચ્છાનુસાર સલાહ આપ્યા પછી તેણે પોતાના શાંત બનેલા હૃદયથી અને પોતાની છેવટની ઇચ્છા પૂરી થવાથી હર્ષ સહિત પ્રાણત્યાગ કર્યો હશે."

## પ્રકરણ ૧૦ મુ.

### શાહજાદી ઝૈનબ અને મુહમ્મદ અઝીમખાં.

My mother ! when I learnt that thou wast dead,
Say, wast thou conscious of the tears I shed ?

*Couper*



×"જીગરપર જૂદાઇકા ઝખમા લગે,
"બિછડકર મેરી અમ્મા કયુ તૂ ચલે ?"

આ શેર પુન પુન ગાતી શાહજાદી ઝૈનબ નિશાત બાગમા આવેલા એક નાના તળાવના કિનારા ઉપરના આસનપર બેઠી હતી. *બિહિશ્તનશીન માતાનુ તથા ભાઇ ઈકરામખાનુ સ્મરણ તેના હૃદયમા ભરાઇ આવ્યુ હતુ, જેથી તેની સુન્દર આંખોમાથી અશ્રુબિંદુઓ ગળતા હતા અને નજીકના કોમળ કપોલ પ્રદેશ ઉપર પથરાઇ જતા હતા. રૂદનથી તેની

---

× બીબી ફાતમાના વફાતનામા ઉપરથી થોડા ફેરફાર સાથે.

* સ્વર્ગસ્થ.

આંખો રક્ત વર્ણમય થઇ ગઇ હતી જેથી દૂરથી લાલ કમળના સરખી દષ્ટિગોચર થતી હતી અને આખની કીકી કમળ માહેના ભ્રમરની સાથે તુલનામા મૂકી શકાય તેવી દેખાતી હતી.

સમય બરાબર સધ્યાનો હતો. સૂર્યદેવ અસ્તાચળપર વિરામ લેવાને અદશ્ય થઇ ગયા હતા બાગમા સર્વત્ર પક્ષીગણોનો મધુર કલરવ થઇ રહ્યો હતો. શીતળતા પ્રસરી રહી હતી અને નાજુક તળાવના જળમા થઇને સોસરી વાતી વાયુની લહરિ તે શીતળતામા વૃદ્ધિ કરતી હતી તથા જૈનબના કપોલપ્રદેશ ઉપર પ્રસરેલા અશ્રુબિંદુઓને સુકાવી નાખતી હતી, જ્યારે તે વાયુલહરિની સાથે હરિફાઇમા ઉતરતી જૈનબની ચક્ષુઓ નવા નવા અશ્રુબિદુઓને તે પ્રદેશ ઉપર પ્રસારી દેતી હતી અને કપોલને ભીના ને ભીના જ રાખી વાયુલહરિને પરાજીત કરતી જણાતી હતી.

"અહા ! માદર !" રડતા રડતા જૈનબ બોલી "મારી પ્યારી માદર ! તું ગઇ અને તારી આ કમબખ્ત બેટીને તુ આ ×બિયાબાંમા કેમ રખડતી મૂકી ગઇ ? આ કાશ્મીરનો સઘળો મુલ્ક મારા મનથી શુ બિયાબા નથી ? અહીં મને મદદ કરનાર, મારી મશાને કબૂલ રાખનાર હવે કોણુ રહ્યુ છે ? દુષ્ટ જુબ્બારખા અને અજીમખા શુ મારા રક્ષક છે ? નહિ જ. તેઓ મારા મામા નથી, મારા રક્ષક પણ નથી મગર ભક્ષક છે. તે દુષ્ટોએ જ મારા એકના એક વ્હાલા ભાઇનો જીવ લીધો, મારી અમ્માને પણ તે દુષ્ટોએ જ મારી નાખી અને ફરેબી રમતમા રમતા તે દુષ્ટ મામાઓએ મારી અમ્માનુ શબ પણ મને જોવા ન આપ્યુ ! અહા ! એ દુષ્ટોનું કાવતરૂ શું મારાથી

---

× જંગલમા

અજાણ્યુ છે ? તેમનુ કાવતરૂ ખુલ્લુ પડી ન જાય, તેવા ઇરાદાથી તેમણે મારી માદરની મુલાકાત લેવા ન દીધી, એટલુ જ નહિ પણ કફનમાથી તેના શબને કબ્રમા નાખતી વખતે તે શબનુ મ્હો પણ મને જોવા ન દીધુ અને માના મરણથી ઘેલી થઈ ગએલી મને ગણીને દૂર લઇ જવામા આવી, આ બધી ફરેબી રમતનો અર્થ શુ એવો નથી નીકળતો કે તેમણે મારી માદરનુ ખૂન કરેલુ હોવુ જોઇએ ? અહા ! પણ એ કેવી દુષ્ટતા ? બેટીને મરણ પામતી માની મુલાકાત પણ લેવા દેવામા ન આવે, બેટીના કલ્પાતની અસર પણ એ દુષ્ટો ઉપર ન થાય, ત્યારે તેમનુ હૃદય કેટલુ નીચ હોવુ જોઇએ ? તેમનુ હૃદય લોઢા કરતા પણ વધારે કઠણ હોય, તેમા શી અજાયબી ? અને એ દુષ્ટોના આશ્રયમા રહીને પણ શુ હુ વધારે વખત જીવી શકવાની છુ ? નહિ જ. એક વાગ મારૂ પણ અવશ્ય ખૂન જ થશે. ભલે થાય, તે જ વધારે સારૂ છે દુષ્ટોના કુકર્મોથી આ દિલને ખાક કરી નાખવા કરતા મરણ થાય તે જ વધારે સારૂ છો ઓ ખુદા ! આ કમનસીબ જૈનબને હવે તુ તારી પાસે બોલાવી લે ! ! ”

આમ બોલતા જ તેનાથી ગુપ્ત ડૂઠવો મુકાઇ ગયો, પરતુ પાસે કોઇ ન હોવાથી તે કોઈના જાણવામા આવ્યો નહિ.

ધીમે ધીમે રાત્રિ પડતી જતી હતી જૈનબની આખો સામેના તળાવના પાણીમા સોનેરી માછલીઓ ચમકાટ કરી રહી હતી અને તે સુદરતામા જૈનબનુ દિલ જરા પરોવાયુ. આખોમાં સુકાઇ જતા અશ્રુબિદુઓ સાથે તે તે માછલીઓની પ્રકૃત લીલા નિહાળી રહી. થોડી વાર માના મરણનુ વિસ્મરણ થયુ અને હૃદયમાથી ગમગની દૂર થઇ. માછલીઓ આમથી તેમ અને તેમથી આમ દોડતી આનદ સાથે ક્રીડા કરી રહી હતી. જૈનબ સત્વર ઉઠી અને પાણીમાથી એક

સોનેરી માછલીને ધીમેથી તલપ મારીને પકડી જાળમા સપડાએલુ માછલુ એકદમ ગભરાતુ નથી પરન્તુ આ માછલી તો જૈનબના હાથમા જ સપડાઇ જવાથી તરફડીઆ મારવા લાગી. જૈનબ તેને સુંદર લાલ અને ચળકતો રગ જોઇને બહુ ખુશ થઇ, પરતુ તેના હાથમાં તે માછલી છૂટી જવાને ફાફા મારતી હોવાથી તેના ઉપર તેને ક્રોધ ચડયો અને તે બોલી "અરે મૂર્ખી! પણ શામાટે આમ કરે છે? હુ કાઇ તને મારી નાખવાની નથી, હમણા જ તને પાણીમા છૂટી મૂકી દઇશ"

જેમ જેમ વધારે વખત જવા લાગ્યો તેમ તેમ માછલી જળના વિયોગથી વધારે ને વધારે ગભરાવા લાગી જૈનબ તેનાથી વધારે ચીડાઇને બોલી "અરે, પણ તું કેમ ગભરાય છે?"

"પોતાના પ્યારા પાણીની જૂદાઇથી ગભરાય છે" એકદમ મહતાબ પાછળ આવીને બોલી ઉઠી.

પોતાના પ્રશ્નનો આવો આશ્ચર્યયુક્ત ઉત્તર મળતા જ જૈનબે ફરીને જોયુ તો પોતાની બે લૂડીઓ–દાસીઓ મહતાબ અને ગુલાબ પોતાની પાછળ ઉભેલી જોવામા આવી તેમને જોતા જ જૈનબ બોલી ઉઠી "અરે, મહતાબ! ગુલાબ! અચાનક અહીં કયાથી?" એમ બોલતા જ તેણે હાથમા તરફડીઆ મારતી માછલીને પાછી પાણીમા મૂકી દીધી અને માછલી પોતાની પૂર્વની લીલામા પ્રવૃત્ત થઇ

મહતાબ બોલી 'શાહજાદી સાહેબ! અમે તમને શોધતા ફરીએ છીએ અને તમે તો બિચારી માછલીઓને પજવવાને અહીં પધાર્યા છો!"

"મહતાબ! એમ કાંઈ નથી. માદરના ગમમા હુ અહીં બે-

'ડી હતી, એવામા તે માછલીની રમત તરફ નજર જતા તે જોવાનુ મન થયું."

"માછલી જોવાનુ મન થયુ ? ઠી–ક, સમજી. પોતે પોતાના પ્યારા ખાવિંદના વિયોગના દુખમા દિવસો ગાળે છે એટલે તે માછલીને પોતાના પ્યારા જળના સયોગમા જોઇને ઇર્ષ્યા થઇ આવી હશે ! પણ, હવે બહુ ગમ ન રાખશો થોડો વખત જ બાકી છે"

મહતાબ અને ગુલાબ એ શાહજાદી જૈનબની લૂડીઓ હતી જાતની ખવાસ હતી મહતાબ ઓછી બુદ્ધિની અને બોલકણી હતી સમયને ઓળખવાની તેનામા શક્તિ ન હતી, જ્યારે ગુલાબ ઓછાબોલી, દીર્ઘદર્શિણી અને ડાહી હતી મહતાબના શબ્દો સાભળતા જ જૈનબને એકદમ ગુસ્સો ચઢી આવ્યો તે ભવા ચઢાવીને બોલી "ચૂપ રહે, નીચ ગુલામડી ! તને એવુ ડહાપણ કરવાનુ કોણ કહે છે ? શુ તુ મને બનાવે છે ? જા, દુષ્ટા, જતી રહે અહીંથી !"

શોકમાથી જે ક્રોધ ઉત્પન્ન થાય છે તેને ભાગ્યે જ દબાવી શકાય છે. જૈનબ પોતાની માના વિયોગના શોકમા બેઠી હતી અને મહતાબે તેની અપ્રાસંગિક હાસી કરી, તેનુ પરિણામ જૈનબના ગુસ્સામા આવ્યુ બિચારી અજ્ઞ મહતાબ શરમાઇ ગઈ અને સમયને વિચારી તે ત્યાથી ચાલી ગઇ. થોડોએક વખત ચાલ્યો ગયો. શાહજાદીનો ગુસ્સો જરા નરમ પડ્યો એટલે ગુલાબ ધીમેથી બોલી "શાહજાદી સાહેબ ! હઝરત આલી અજીમખા આપને બોલાવે છે. તેમના કહેવાથી જ હું અને મહતાબ તમને શોધતા ફરતા હતા"

જૈનબ પોતાના વિચારમાથી જાગીને બોલી "કોણ ? હઝરત બોલાવે છે ? કયાં છે ?"

"રંગમહાલમાં." ગુલાબે જવાબ આપ્યો એવામા અજીમખા

એક ખવાસ સાથે ત્યાજ આવતો જણાયો. તેને ત્યાં આવતો જોતાં જ જૈનમ પોતાના વડીલનો સત્કાર કરવાને ઊભી થઇ અને ગુલાબ સમય વર્તીને ત્યાથી ચાલી ગઇ. જૈનબે અજીમખાને જોઇને ઉપર-ઉપરનો હર્ષ પ્રદર્શિત કર્યો અને અજીમખાં બેઠા પછી પોતે તેની સામે એક આસન નંખાવીને બેઠી. અજીમખાંની સાથે આવેલો ખવાસ હુક્કાની નળી તેના હાથમા આપી હુક્કો નીચે મૂકી ચાલતો થયો.

"કેમ બેટી! મિજાજ ખુશ છે?" અજીમખાએ પ્રશ્ન કર્યો

"હા, જનાબ! આપની રહમથી" જૈનબે ઉત્તર આપ્યો

"બેટી! તારા બિહિસ્તનશીન ભાઇ અને માદરના મરણનો ગમ તારે હવે છોડી દેવો જોઇએ, કારણકે ગમ કરવાથી કાંઇ મરેલાં માણસો પાછા મળી શકતા નથી" એમ કહી અજીમખા હુક્કાની નળી મ્હોમા લઇ ધુમાડાના ગોટા કાઢવા લાગ્યો.

"ખરૂ કહો છો." જૈનબે ઉત્તર આપ્યો.

"જો બેટી જૈનબ! તારે જરા પણ ગભરાવુ નહિ તારે એમ જ સમજવુ કે હુ તારો બાપ છુ અને તું મારી બેટી છે. હુ તને સારી રીતે રાખીશ, માટે ગભરાવુ નહિ. તારે એમ ન સમજવુ કે બીબી ફીરોઝાના જવા સાથે તારા ઉપરનો મારો પ્યાર પણ ચાલ્યો ગયો છે."

"હુ એમ સમજતી પણ નથી."

"તું ડાહી છે, કાંઇ અણસમજુ નથી. આ કાસ્મીરનુ રાજ્ય પણ તારે તારૂં પોતાનુ સમજવાનુ છે. માટે તારે મારા રક્ષણ નીચે આનદમાં રહેવુ, કાંઇ ફિકર કરવી નહિ. જુબ્બારખા પણ તારાપર દેખરેખ રાખ્યાં કરશે."

" ખરૂ કહો છો, જનાબ."

" બેટી ! હજી કાજી સાહેબ આવે છે કે ? તુ અભ્યાસ કર્યા કરે છે કે ? "

" અમ્માના બિહિસ્તનશીન થયા પછી અભ્યાસ નહિ ગમવાથી છોડી દીધો છે."

" ઠી–ક. ભલે છોડી દીધો. હવે થોડા વખતમા તારો નિકાહ કરવાનો છે, એટલે પછી નિશ્ચિતતાથી પાછળથી અભ્યાસ કરજે."

" નિકાહ ? કોનાથી ? "

" તારા માટે એક ઘણો દાનેશમંદ સખ્સ ખાવિંદ તરીકે શોધી રાખ્યો છે. તેને માટે તારે કાંઇ ફિકર કરવાની નથી."

" પણ ત કોણ ? "

"અબદુલ્લ રહમાનખા ! તેમને તુ ઓળખતી જ હઇશ. કેવો દાનેશમંદ અને લાયક સખ્સ છે !"

" નહિ, જનાબ ! રખે સાહસ કરતા. હુ તેમનાથી નિકાહ કરવાની નથી. મારી મરજી જાણ્યા સિવાય તે માટે તમે કાંઇ પણ ન કરતા."

" શુ તું ગાંડી થઇ છે ? અબદુલ્લ રહમાનખા કરતા વધારે લાયક ખાવિંદ તને બીજો કોણ મળવાનો હતો ? દર માસે પાંચસો *અશરફી અફઘાનીસ્તાનના શાહી દરબારમાથી તેમને પગારની મળે છે. વળી આપણા જાણીતા અને દાનેશમંદ લડવૈયા છે."

" તે ગમે તેમ હો, મગર હુ તેને માટે ચોખ્ખી ના કહુ છુ."

" તું હજી બાળક છે, એટલે કાંઇ ન સમજે. તારા હિતને માટે શુ અમને ચિંતા નથી ? "

---

* સોનામહોરો.

" કદાચ હશે, પરંતુ આ બાબત તમે કાંઇ પણ આડું પગલું ભરતા ના, અને જો ભરશો તો તેને માટે હું જોખમદાર નથી "

" અરે, ઘેલી ! તું આ શું બોલે છે ? ખુદ મારૂ-તારા એક હિતચિંતકનું કહેવું પણ તું માનતી નથી ? "

અજીમખાનો આટલો હદ બહારનો વિવેકનો દેખાવ જૈનબ સહન કરી શકી નહિ તે બોલી " તમે મારા હિતની કેટલી દરકાર કરો છો, તે હું વધારે સારી રીતે જાણું છું માટે આ બેટી ઉપર રહેમ લાવીને મને વધારે બોલીને હવે ન સતાવશો, જનાબ ! "

" જૈનબ ! જૈનબ ! શું હું તારી પાસેથી આવું સાંભળવાને અહીં આવ્યો હતો કે ? " અજીમખા ઉશ્કેરાતા બોલ્યો

" અને શું મારી અમ્મા તથા મારો ભાઇ પોતાના જીવ ગુમાવવાને જ તમારા આશ્રય નીચે રહ્યા હતા કે ?" જૈનબે પણ તેવી જ રીતે ઉશ્કેરાઇ જઇ પ્રશ્ન કર્યો.

" એ તો ખુદાની મરજીથી એમ થયું એમાં આપણ આદમ જાતથી શું થઇ શકે ? "

" ખુદાની મરજીથી એમ થયું નથી, મગર બાદશાહ શાની જુલ્મારખાની મરજીથી જ એમ થયું છે અને તમે મારા હિતના પરેજથી અહિત કરવાને પણ તે જુલ્મારખાના કહેવાથી જ અહીં આવ્યા છો, તે પણ હું સારી પેઠે સમજું છું મામા ! હવે હું કાંઇ બાળક નથી. "

" જૈનબ ! તારા આ શબ્દો બહુ જોખમભરેલા છે, હો ! તું મૂર્ખ છે, બાળક છે, એટલે હું તને વધારે કહી શકતો નથી, મગર રખે તારા હિતની ખાતર આવા શબ્દો બીજા કોઇને મ્હોએ કહેતી તું ગમે તેમ કહે અને ગમે તેવો આરોપ અમારા શિર ઉ

પર ઢોળી પાડે, છતા તેથી તારા હિત માટેની અમારી લાગણી કાંઈ દૂર થવાની નથી."

"હિત ? મારૂ હિત તમે શુ કર્યુ છે ? અને શુ કરવાના છો ? એક પચાસ વર્ષના બુઢ્ઢા સાથે મારો નિકાહ કરવાનુ તમે કહો છો તે શુ તમે મારૂ હિત કરો છો ? મામા ! હવે તેવા હિતકારક *સખુનો તમા । મ્હોથી સાભળવા હુ રાજી નથી " આટલુ બોલતા બોલતા જૈનબનુ મ્હો લાલચોળ થઇ ગયુ.

એટલામા એક નોકર અજીમખાની હજુરમા આવીને ઊભો અને સલામ કરીને બોલ્યો " હઝરત ! રાજૈરીના રાજા અગરખા તરફથી પેગામ આવ્યો છે કે ખાલસા સેના કાશ્મીર ઉપર ચઢી આવે છે. "

" હે ! ! ! " કહેતા અજીમખા દિગ્મૂઢ બની ગયો આશ્ચર્ય સાથે તેણે નોકરના શબ્દો સાભળ્યા જૈનબ હમણા શુ બોલી તે સઘળુ તે વિસરી ગયો નોકરને તેણે પૂછ્યુ "જીબ્બારખા ક્યા છે?"

" રગમહાલમા " નોકરે જવાબ આપ્યો, અને અજીમખા નોકરની સાથે સાથે રગમહાલ તરફ ચાલ્યો ગયો

જૈનબ એકલી પડી શોકયુક્ત વિચારવમળમા તે ખેચાઈ જવા લાગી અજીમખાના સ્વાર્થપરાયણ શબ્દો તેની સ્મૃતિમા ઉભરાઈ આવવા લાગ્યા અને તેની સ્મૃતિ ચક્ષુઓ દ્વારા અશ્રુ વરસાવવા લાગી રડતા રડતા તે બોલી

" ઓ ખુદા ! હજી મારૂ કેટલુ અહિત થશે ? દુષ્ટો પોતાની દુષ્ટતાનો ઉપયોગ કરવામા કમી રાખતા નથી ! હવે હુ શુ કરીશ ? જીબ્બારખા–એ મારો દુષ્ટ મામો મને ખરાબખસ્ત કરી નાખવાને

* શબ્દો

તૈયાર થયો છે ! અહા ! એ દુષ્ટ જીુબ્બારખાંની જ શિખવણીથી અ-જીમખા કેવો પોતાના ઝેરી સખુનોથી મને ફસાવવા આવ્યો હતો ? તે મને ધીરજ આપવાનો અને આખુ કાશ્મીરનુ રાજ્ય મારૂં છે એમ સમજવાનો ફરેબ-દગો-ઢોગ કરીને મને ફસાવતો હતો ! પણ શુ હુ તે દુષ્ટની દુષ્ટતાને કબુલ કરીશ ? શું હું મારી પ્યારી માદરનું મૃત્યુ ભૂલી જઇશ ! ના, નહિ ભૂલુ અને જ્યાસુધી જીવતી રહીશ ત્યાંસુધી એ દુષ્ટ મામાઓને માટે ખુદાને અરજ કરીશ કે-તેમને તુ પામાલ કરી નાખજે ! શુ કરૂ ? એક પરતંત્ર બાળા-હું શુ કરૂ ? નહિતો એ દુષ્ટ જીુબ્બારખાને હુ બદલો આપ્યા સિવાય રહેત ? નહિ, પણ ખુદા પાક છે-તે તેને જરૂર તેનો બદલો આપશે ! મારી મરણ પામેલી માદરનુ મ્હો ન જોવા દેવા જેવી દુષ્ટતાને તે પાક ખુદા કેમ સાખશે ? આવા દુષ્ટ અને ઘાતકી અફઘાન કુટુમ્બમા જન્મવા કરતા જો હું એક ગરીબડા હિદુ કુટુબમા જન્મી હતે, તો કેવુ ? મજુરી કરીને પેટ ભરત, પરન્તુ આવુ કત્લખાનુ તો આંખોથી દૂર રહેત ! એક જુલ્મી અને ઘાતકી કુટુમ્બમા જન્મ પામવા માટે ગરીબ હિદુઓ મને પણ તેવી તો ન ગણત ! મગર હુ કમનસીબ છુ. જેવુ મારૂ દિલ છે, તેવા તુખ્મની હુ જન્મી નથી ! ખુદા કરે, ને ખાલસા લશ્કર ચઢી આવ્યુ છે, તો આ ઘાતકી અફઘાનોને કાશ્મીર જેવા શાંત અને ગરીબ પ્રજાવાળા મુલકમાથી દૂર હાકી કાઢે ! ખરેખર, જો એમ થાય, તો દુષ્ટ જીુબ્બારખાંને અને અજી-મખાને તેમની દુષ્ટતાનો પૂરો બદલો મળે, કત્લ ઓછી થાય, જુલ્મો ઘટે અને ખૂની દેખાવો નજર આગળથી દૂર થાય ! ખુદા તેમ જ કરશે ! ”

# પ્રકરણ ૧૧ મું.

## પીરપંજાલનું યુદ્ધ.



વાન મોખમચંદના મરણથી ખાલસા સેનાએ એક અઠવાડિયા સુધી શોકમાં જ જમુ આગળના મેદાનમા સ્થિર વાસ કર્યો, તેટલા વખતમા જે નાના નાના લશ્કરો આવવાના હતા તે આવી પહોચ્યા હતાં, એટલે તુરત સેનાએ ત્યાથી કૂચ કરી.

સરદારીની વ્યવસ્થાને માટે રણજીતસિંહે આખી સેનાના બે વિભાગો કરી નાંખ્યા. તેમાંના એક વિભાગની સરદારી પોતે લીધી અને બીજા વિભાગની સરદારી દીવાન રામદયાળને સોંપી રામદયાળ એક વીર યુવક હતો અને તેના પિતામહ મોખમચંદની સઘળી વીરતા તેનામાં ઉતરી હતી. તેણે એક બહાદુર યોદ્ધા તરીકે ઘણી લડાઇઓમાં નામના મેળવી હતી અને તે યુદ્ધકળામાં ઘણો કાબેલ હોવાથી રણજીતસિંહે તેને જ સેનાના બીજા વિભાગની સરદારી સોપવાનુ ઉચિત માન્યુ હતું

રાજૌરીના ડુંગરી પ્રદેશમા ખાલસા સેનાએ પહેલો પડાવ નાખ્યો. આ સઘળા પ્રદેશના રાજાઓ મુસલમાની ધર્મમાં વટલેલા રાજપૂતો હતા. રાજૌરીના રાજા અગરખાંએ દીવાન મોખમચંદને એક વાર ટૂંકો માર્ગ બતાવીને મદદ કરી હતી, તેથી રણજીતસિંહે માન્યુ કે આ વખતે પણ એ રાજા તરફથી ઉચિત સલાહ મળશે, પરંતુ અ-

ગરખા માહેથી ફૂટેલો હતો રણજીતસિંહે અગરખાની સલાહ માગી અને અગરખાએ સલાહ આપવાની ના તો કહી નહિ, પરંતુ ઘણી ઉંધી સલાહ આપી કે જેથી ખાલસા સેનાને ઘણુ સંકષ્ટ સહન કરવું પડયુ અને બીજી બાજુએ સેરીંગીરમાં અજીમખાને પણ ગુપ્ત સંદેશો મોકલાવી દીધો કે, ખાલસા સેના ચઢી આવે છે, માટે વધારે વાર ગફલતમાં ન રહેતા તેણે યુદ્ધ કરવાની સઘળી તૈયારીઓ કરી રાખવી.

રાજા અગરખાની સલાહને અનુસરીને રણજીતસિંહે આખી સેનાના બે વિભાગોમાંથી એક વિભાગ સહિત પોતે પૂચના રસ્તે કૂચ કરી અને બીજા વિભાગ સહિત દીવાન રામદયાળને બહ્રાગલીને રસ્તે જવા આજ્ઞા આપી રાજા અગરખાએ સમજાવ્યુ હતું કે, આમ સેનાને વિભક્ત કરી નાખવાથી સઘળો સરસામાન પહાડી રસ્તે થઈને લઈ જવાની મોટી મુસ્કેલીમાં ઉતરવાની સેનાને જરૂર પડશે નહિ રણજીતસિંહને પોતાના હિતેચ્છુ તરીકેની રાજા અગરખાની સલાહ વાજબી લાગી અને તેણે તે પ્રમાણે વર્ત્તન કર્યું, પરંતુ તેનુ પરિણામ ઘણું દુખભરેલુ નીવડયુ ખાલસા સેનાના બન્ને વિભાગો આવી એટલા બધા અંતરે પડી ગયા કે જેથી એક વિભાગ બીજા વિભાગને મદદ કરી શકે તેવી સ્થિતિમાં રહ્યો નહિ રાજા અગરખાએ પોતાનો પ્રપંચ પણ અજીમખાને ગુપ્ત રીતે જણાવી દીધો, જેથી અજીમખાએ બન્ને વિભાગો ઉપર જૂદો જૂદો હલ્લો કરીને ખાલસા સેનાને બહુ હેરાન કરવાનો નિશ્ચય કર્યો

રાજૌરીના રાજા અગરખાનો પેગામ અજીમખાને મળતા જ તેણે પોતાનુ લશ્કર એકઠું કરવા માંડયુ અને થોડે થોડે પીરપંજાલ પર્વતની એક બાજુએ લશ્કરની જમાવટ કરવા માંડી. યુદ્ધકળામાં

અજીમખા જેવો હુશિયાર અને ચચળ હતો, તેવો જ જુબ્બારખા ડરકણુ અને નિર્માલ્ય હતો. જુબ્બારખા મોજશોખી હોવાથી મરી જવાની તેને બહુ ભીતિ રહેતી હતી, જેથી આખા અફધાન લશ્કરની સરદારી અજીમખાંએ પોતે જ લીધી અને રાજ્યની વ્યવસ્થાને માટે જુબ્બારખાને સેરીગીરમા જ રહેવા દીધો

અફધાન લશ્કર પોતાની સરહદનો બચાવ કરવાને પીરપજાલની કિનારીએ જ છાવણી નાખીને પડ્યું દીવાન રામદયાળનુ લશ્કર પહાડી મુસાફરીથી થાકી ગયુ હતુ અને પીરપજાલ ઓળગ્યા સિવાય યુદ્ધ થાય તેમ ન હતું, જેથી તે પર્વતના ગાળામા થઇને મુસાફરી કરવાની રામદયાળને જરૂર પડી પર્વતના ઉડાણમા મુસાફરી કરતા રામદયાળના લશ્કર ઉપર છાપો મારવાનો તે પ્રસગ અજીમખાએ જવા દીધો નહિ અજીમખાએ એકદમ રામદયાળ ઉપર છાપો માર્યો રામદયાળ બહાદુરીથી લડ્યો પરતુ એવી બેદગી જગ્યાએ સપડાઇ ગયો હતો કે તેની બહાદુરી તે સમયે નકામી જ થઇ પડી ઘણા સીખ સૈનિકો મરાયા અને અફધાન લશ્કર મોટુ હોવાથી રામદયાળને પોતાના વિજયની આશા રહી શકી નહિ તોપણ રામદયાળ શૂરવીર યોધ્ધો અને તરુણ પુરૂષ હતો તે જરા પણ હિમત હાર્યો નહિ. લડતાં લડતા રામદયાળે પર્વતની ખીણમા એક સુરક્ષિત સ્થળ શોધી લીધુ, અને તુરતમાં થોડા વખતને માટે યુદ્ધ બધ કરી રણજીતસિહ તરફથી થોડા લશ્કરની મદદની રાહ જોતો બેઠો પરતુ રણજીતસિહની સ્થિતિ ઘણી કફોડી થઇ પડી હતી તેને સદેશો મળ્યો કે રામદયાળ મહારાજા તરફના થોડા લશ્કરની મદદની રાહ જુએ છે રામસિહ નામના સરદારના હાથ નીચે એક લશ્કર રામદયાળને મદદ માટે મોકલી આપવાનો

મહારાજાએ નિશ્ચય કર્યો પરન્તુ નદીનાળા વરસાદનાં પાણીથી ભરા ગયાં હતા, પર્વતની ખીણોમા ધોધબધ પાણી ચાલ્યાં જતાં હ‹ અને થોડા દિવસ સુધી આવવા-જવાનો માર્ગ બધ જ રહે તેમ હ‹ જેથી મહારાજા તરફનુ લશ્કર રામદયાળને મદદ કરવા માટે જ શકયુ નહિ. બીજી બાજુએ ભીમ્બર, રાજોરી વગેરે સંસ્થાનોના ડુ ગરી રાજાઓએ રણજીતસિહના લશ્કર ઉપર પછવાડેથી હલ્લો કર્યે એ હલ્લામા પણ રણજીતસિહને કેટલાક સૈનિકોનો ભોગ આપવો પ ડ્યો ડુગરના માર્ગ બધ થઇ ગયા હતા અને જે જે પ્રતિકૂળતાઓ દીવાન મોખમચદે અગાઉથી કહી સભળાવી હતી, તે તે પ્રતિકૂળતાઓ સામે જ આવી ઊભી રહેલી રણજીતસિહને જણાઇ આવી. પાછા હઠી લાહોર તરફ જતા રહ્યા સિવાય બાકી રહેલુ સૈન્ય પણ જીવ‹ રહેવા પામશે નહિ એવા વિચારથી રણજીતસિહ લડતો લડતો મહ મુશ્કેલીથી ડુગરા બહાર નીકળ્યો વરસાદ, ભેજવાળી હવા અને શ‹ દીથી લગભગ અર્ધુ લશ્કર બિમાર સ્થિતિ ભોગવતું હતું, જે‹ પાછા ફર્યા સિવાય રણજીતસિહનો છુટકો ન હતો. ત્યાથી પાછા ફ‹ રીને માડ માડ રણજીતસિહ લાહોર પહોચી શકયો

દીવાન રામદયાળ બહુ સકડાશમા આવી ગયો હતો. અફઘા લશ્કર ઘણું મોટુ અને બળવાન હતું તેમજ સુરક્ષિત સ્થળે હતું, જ્યાં રામદયાળ પીરપજાલ પર્વતની એક ખીણમા પડયો હતો લડાઇમ‹ રામદયાળ કરતા અફઘાન લશ્કર વધારે ફત્તેહમદી સાથે લડી શ‹ તેવે સ્થળે ગોઠવાએલુ હતુ વરસાદ ઘણો સખ્ત વરસ્યો હતો અ‹ માર્ગો બધ થઇ ગયા હતા જેથી રામદયાળે રણજીતસિહ તરફ‹ લશ્કરની મદદની આશા છોડી દીધી હતી; અને લડયા સિવાય પાછા હઠ‹ તે ખાલસા સેનાને એક મોટી નામોશી હતી, તેથી છેવટે માત્ર મરવાં

માટે જ યુદ્ધ કરવાનો રામદયાળે નિશ્ચય કર્યો. પોતાના સરદારોને એકત્ર કરીને તેમને સંબોધીને રામદયાળ બોલ્યો "વીરપુત્રો ! તમારી વીરતા દર્શાવવાનો અત્યુત્તમ પ્રસંગ આપણને અત્યારે પ્રાપ્ત થયો છે. આપણા લશ્કર કરતાં દુશ્મનનુ લશ્કર મોટુ છે અને યુદ્ધને માટે વધારે અનુકૂળ સ્થળે તે રહેલુ છે, છતાં આજે તેમનો પરાજય કરીને આપણે જયના ભોક્તા થવુ છે. જય બે રીતે મળી શકશે કાંતો દુશ્મનના લશ્કરને હરાવવાથી અથવાતો આપણે મરણ પામવાથી. જ્યાસુધી આપણે લડતા લડતા જીવતા રહીશુ ત્યાસુધી દુશ્મનને હરાવવાને આપણે પ્રયત્નવાન થઇશુ, પરતુ જો આપણે ન જીવતાં યુદ્ધમા જ મરાઇશુ, તો નિઃસશય રીતે આપણો જય થએલો જ આપણે સમજવાનો છે. માટે પૂર્વના રાજપૂતોની જેમ આપણે કેસરીયાં કરીને સમરાંગણમા કૂદી પડવાનુ છે જીવતા રહીને પાછા હઠવામા આપણે આપણો જય માનવાનો નથી, પરતુ બહાદૂરીભરેલી રીતે યુદ્ધ કરતા મરણ પામવામા જ આપણા વિજયનો સમાસ થાય છે; માટે મહારાજા રણજીતસિહ કે અન્ય કોઈ તરફથી લશ્કરની મદદની ધારણા રાખ્યા સિવાય આપણા આટલા સૈનિકોવડે આ યુદ્ધમા આપણે જય મેળવવાનો છે, તે તમારા ધ્યાનમા ઉતારજો ઋતુ પ્રતિકૂળ થઇ પડી છે, માટે આપણને કાઇ પણ મદદ મળે એમ સ્વપ્ને પણ માનતા ના આપણે યોડા છીએ, તેથી શુ પાછા ફરવુ? મરવા કરતાં પાછા ફરવાનુ શુ ખાલસા સિપાહીઓ પસદ કરશે? નહિજ, કારણકે આપણે નીચ અથવા મધ્યમ પુરૂષો નથી, કિન્તુ ઉત્તમ છીએ-સર્વોત્તમ છીએ. રાજેન્દ્ર ભર્તૃહરિ કહે છે કે-**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः । प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥** એ

સત્ય છે. ઉત્તમ પુરૂષો આરંભેલું કાર્ય કદાપિ અધૂરૂં મૂકતા જ નથી. ગુરૂ મહારાજ ગોવિંદસિંહ પણ વીર જનોના યુદ્ધધર્મ વિષે એ પ્રમાણે જ કહી ગયા છે, તો આપણે શામાટે પાછા હઠવું? વીર-પુત્રો ! દુશ્મનોના મોટા લશ્કરથી ડરતા ના, પરંતુ ધૈર્ય-હિંમત રાખજો અને મરણીઆ થઇને લડજો."

રામદયાળના યુવાન મુખમાંથી નીકળેલા આ શબ્દોની અસર ખાલસા સરદારો ઉપર ઘણી જાદુઇ થઇ પડી. "મરણ પામવાને માટે જ લડવું" એવો નિશ્ચય સૌ કોઇએ કર્યો દરેક યોદ્ધાની રગેરગે શૌર્યનું રક્ત વહન કરી રહ્યું અને સત્વર યુદ્ધ આરંભવા માટે તેઓ રામદયાળ પાસે માગણી કરવા લાગ્યા રામદયાળને તેથી વિશેષ સં-તોષ થયો, અને તે યુદ્ધ આરંભવાને માટે તૈયાર જ હતો, પરંતુ ઝીણો ઝીણો વરસાદ વરસતો હતો અને પર્વત ઉપર વાદળા એકઠા થતા જતા હતા આથી તુરતમાં યુદ્ધ કરવાથી લશ્કરને બહુ હેરાન થવું પડે એમ વિચારીને સૂર્ય નીકળે એટલે યુદ્ધ શરૂ કરવાનો રામ-દયાળે નિશ્ચય કર્યો.

બીજે જ દિવસ વરસાદ વરસતો બંધ પડ્યો પર્વત પર એકઠા થએલા વાદળા વિખરાઇ જવા લાગ્યા. આકાશ પણ સ્વચ્છ અને સુંદર નીલવર્ણું દેખાવા લાગ્યું સૂર્યનો પ્રકાશ પીરપંજાલ પર્વતને સોનેરી બનાવી રહ્યો અને દિવસના ખુલ્લા તથા મનોહર દેખાવથી ખાલસા સેનામાં નવીન શૌર્યના જળનું સિંચન થયું અટકના કિલ્લા આગળ ફત્તેહખાએ ગફલતમાં ઘણું નુકસાન વેઠયું હતું તેથી અજી-મખા હમ્મેશા પોતાના લશ્કરને લડવાને માટે તૈયાર જ રાખ્યા કરતો હતો ખાલસા સેનાએ યુદ્ધનો પ્રારંભ કર્યો કે અફઘાન લશ્કર તેને જવાબ આપવાને તૈયાર જ હતું. બન્ને લશ્કર વચ્ચે તુમુલ યુદ્ધ

મચ્યુ. બદુકો અને તોપોના અવાજથી પીરપજાલનો પર્વત ગર્જના કરી રહ્યો અને પર્વતના ઉડાણવાળા ભાગમા યુદ્ધ ચાલતુ હોવાથી તે વધારે ભયકર આભાસ આપવા લાગ્યુ અફઘાન લશ્કર તેમજ ખાલસા સેના બન્ને પક્ષો ઘણી બહાદુરીથી લડતા હતા અને મોટા અફઘાન લશ્કરની સામે રામદયાળનુ નાનુ લશ્કર સપૂર્ણ રીતે ટક્કર ઝીલી રહ્યુ હતુ, જેથી સહજ અનુમાન કરી શકાતુ હતુ કે ખાલસા સેના વધારે શૌર્યથી લડતી હતી

તે દિવસ ચાલ્યો ગયો સધ્યા પડતા યુદ્ધ બધ રહ્યુ. બન્ને લશ્કરોને લગભગ સરખુ જ નુકસાન થયુ હતુ, પરતુ અઝીમખા જરા અજાયબીમા ગરક થયો હતો રામદયાળનુ નાનુ લશ્કર મોટા અફઘાન લશ્કર સામે અને પ્રતિકૂળ સ્થળે ટકી રહ્યુ હતુ, તે કાઇ જેવી તેવી વાત ન હતી ખાલસા સેનાના શૌર્યને માટે અઝીમખાના મનમા ઘણો ઉમદા વિચાર બધાવા પામ્યો.

બીજે દિવસે પુન યુદ્ધ શરૂ થયુ પહેલા દિવસના યુદ્ધમા દુશ્મનના મોટા લશ્કર સામે ટકી રહેવાથી ખાલસા સેનાની હિંમત વધી હતી, જેથી બીજા દિવસના યુદ્ધમા સઘળા સૈનિકો માથુ મૂકીને જ લડવા લાગ્યા અફઘાનોના જબરા હલ્લાને સહન કરવા ઉપરાત ખાલસા સેનાએ અફઘાન લશ્કરની પહેલી હારના સઘળા સૈનિકોના માથાને ધૂળમા ઓળોટતા કર્યા અને અફઘાન લશ્કરમા આશ્ચર્ય અને ત્રાસ ફેલાવી દીધો. અઝીમખાના હૃદયમા પણ રામદયાળના બહાદૂર લશ્કર તરફનો ભય ઉત્પન્ન થયો અને તેણે યુદ્ધ બધ કર્યું. રામદયાળના નાના લશ્કરનો પણ નાશ કરવાને અફઘાન સેના સમર્થ નથી, એમ માનીને વધારે સૈનિકોનો નાશ કરવા કરતાં રામદયાળ સાથે સલાહ કરવામા જ તેણે પોતાની તથા પોતાના લશ્કરની સલામતી માની.

અફઘાનોએ એકાએક યુદ્ધ બંધ કર્યું, તેથી રામદયાળ ઘણો હર્ષિત થયો. પોતાની સેનાના શૌર્યના તે વખાણ કરવા લાગ્યો. સૈનિકોના હૃદય પણ હર્ષ અને શૌર્યથી ઉછળી રહ્યાં. એવામા અજીમખા તરફથી સુલેહ કરવાને લગતો પેગામ રામદયાળને મળ્યો. રામદયાળ યુદ્ધ કરે, તોપણ અફઘાન સેનાને જીતી શકાય તેમ ન હતું, જેથી અજીમખા કરતા રામદયાળને અત્યારે સુલેહની વધારે જરૂર હતી. છતા અજીમખાએ જ સુલેહ કરવાની માગણી કરી, તે બનાવ રામદયાળના હકમાજ થયો હતો. તેણે અજીમખાના પગામનો સ્વીકાર કર્યો થોડા દિવસ વિષ્ટિ ચાલ્યા બાદ, ફત્તેહખાએ રણજીતસિહ સાથે પ્રથમથી જ જે ઠગાવ કર્યો હતો તે ઠરાવ કબૂલ રાખવામા આવ્યો એ ઠરાવ એ હતો કે દર વર્ષે આઠ લાખ રૂપઆ પંજાબની સરકારને કાશ્મીરે ખડણીના ભરવા તથા પંજાબ તરફથી એક સૂબાને દેખરેખ માટે રાખવો. પ્રથમ મળેલી લૂટનો ત્રીજો ભાગ કે જે હજીસુધી ફત્તેહખાએ ખાલસા સેનાને આપ્યો ન હતો, તે રામદયાળે માફ કર્યો અને બન્ને પક્ષો તરફથી એ પ્રમાણે છૂટછાટ મુકાતા સુલેહનો સત્કાર થયો.

પોતાની સેનાના એક યુવાન અને કાબેલ સરદાર ફત્તેહસિહને રામદયાળે કાશ્મીરમા પંજાબ તરફના એક સૂબા તરીકે રાખ્યો અને રામદયાળ સહીસલામત પાછો ફર્યો. એક ન જીતી શકાય તેવી ભયકર લડાઇમા જીત કરીને તે પંજાબ પહોચ્યો અને રણજીતસિંહે તેની બહાદુરીના બહુ વખાણ કરી તેને એક સારી જાગીર ઇનામમા આપી, છતા આ ચડાઇનુ પરિણામ ધારણા પ્રમાણે આવ્યુ ન હતું. આ ચડાઇવડે આખા કાશ્મીરને ખાલસા કરી નાખીને પોતાના આધિપત્ય નીચે લઇ લેવાનો રણજીતસિંહનો ઇરાદો હતો, પરંતુ સ્વગ-

વાસી દીવાન મોખમચંદની સલાહને માન્ય ન રાખીને તેણે ચડાઇ કરવામાં જે ઉતાવળ કરી હતી, તેનુજ એ પરિણામ હતું. લશ્કરની ખુહારી મોટા પ્રમાણમા થઈ હતી, જયારે તેનુ ફળ માત્ર નજીવુ જ હતું. મોખમચંદના શબ્દો ન માનીને સાહસ કરવા માટે રણજીતસિહને પશ્ચાત્તાપ થાય, તે સ્વાભાવિક જ હતુ, પરતુ પશ્ચાત્તાપ કરવા કરતાં ખત રાખીને તે પશ્ચાત્તાપને હર્ષના રૂપમા ફેરવી નાખવાનો એક મોટો ગુણ રણજીતસિહમાં હતો, કે જે ખતના ગુણથી ગમે તેવુ કિલષ્ટ કાર્ય પણ સહેલાઇથી પાર પડે છે. પીરપજાલનુ યુદ્ધ ઇ સ. ૧૮૧૪ માં થયુ.

---

## પ્રકરણ ૧૨ મું.

— o —

### દીવાન નન્દરામ.

Since word is thrall and thought is free,
Keep well thy tongue, I counsel thee

*Lines of Old Maker.*




લસા સેના કાશ્મીર ઉપર ચઢાઇ કરીને અજીમખા પાસે નવા કરાર કરાવી લઇ પંજાબ ખાતે પાછી ફરી છે, એવા ખબર ફતેહખા બારકજનીને કાબુલ ખાતે મળતા જ તે તથા તેનો દીવાન નન્દરામ સેરીંગીર ખાતે આવી પહોચ્યા. જ્યારે પીરપંજાલનું યુદ્ધ થયું ત્યારે

ફત્તેહખા કાબુલમા હતો અને તેનો દીવાન નન્દરામ તુરતમા જીતેલા હેરાતના કિલ્લાને સુવ્યવસ્થિત કરવામા રોકાએલો હતો યુદ્ધની ખબર પડતા જ તેઓ બન્ને કાશ્મીરમા આવ્યા, પરતુ તે વખતે ખાલસા સેના સુલેહનામુ લખાવી લઇને પંજાબ ખાતે પછી ફરો ચૂકી હતી આવી ફત્તેહખા હવે કાઇ કરી શકે તેમ ન હતું જોકે અજીમખાને જ ખાલસા સેના સાથે સુલેહ કરવાની જરૂર પડી હતી, પરતુ અપ્રધાન સિપાહીઓ, સરદારો, જુબ્બારખા અને અજીમખા પોતે પણ લોકમા પોતાનો વિજય પ્રદર્શિત કરતા હતા અને પૂર્વ-વત્ પ્રજા ઉપર જુલ્મ ચલાવ્યા જ કરતા હતા જે વખતે ફત્તેહખા અને દીવાન નન્દરામ આવી પહોચ્યા ત્યારે જુબ્બારખાના જુલ્મો ચાલુ જ હતા, અને સેરી ગીરના કિનામા પગ મુકતા જ હિદુ પ્રજા તરફથી જુબ્બારખાના જુલ્મો માટેની ફરિયાદ તેના કાન ઉપર જવા લાગી હતી કાશ્મીરના આવા હાલ જોઇને નન્દરામને બહુ લાગી આવ્યુ અને તેણે અજીમખાને શિખામણના રૂપમા તેને ખોટુ ન લાગે તેવી રીતે કેટલાક શબ્દો કહ્યા, પરતુ જે જુલ્મો પ્રજા ઉપર થતા હતા, તે સઘળાનો સૂત્રધાર તો જુબ્બારખા જ હતો જુબ્બારખાએ પોતે કરવા યોગ્ય હોય, તેટલુ તે પોતે કરતો હતો અને બાકીનુ અજીમખાને સમજાવીને તેને હસ્તે કરાવતો હતો આથી અજીમખા જુબ્બારખાનુ એક પૂતળુ જ બની રહ્યો હતો અને જેમ જુબ્બારખા દોરી ખેચતો હતો, તેમ અજીમખા નાચતો હતો આ કારણથી અજીમખા પણ કાશ્મીરી પ્રજામા જુલ્મી કહેવાતો હતો. અજીમખાને જુલ્મી બનાવી મૂકનાર જુબ્બા-રખા જ છે એવા સમાચાર દીવાન નન્દરામને તેનો પુત્ર સુહજા-રામ આપી ચૂકયા હતો.

**સહજારામ નન્દરામનો એકનો એક પુત્ર હતો** કારાગૃહમા અંધારી રાત્રે કનકપ્રભાની મુલાકાત લેનાર એ **સહજારામ** જ હતો. તે વીશ વર્ષનો એક યુવક હતો અને સ્વતત્ર વિચારો ધરાવતો હતો. પોતાને જે બાબત સત્ય લાગે તેમા તે કોઈની પણ સલાહ લેવાની દરકાર કરતો નહિ અને સ્વેચ્છાનુસાર વર્ત્તન ચલાવતો હતો તેનુ વર્ત્તન સ્વેચ્છાનુસારી હોવા છતા કદાપિ કુમાર્ગે જતું નહિ તે દૃઢાગ્રહી હતો, છતા તેનો દૃઢાગ્રહ સત્ય બાબતોનો સ્વીકાર કરાવવામા જ હતો પોતાના પિતા એક જુલ્મી અપ્રધાન સરદારની દીવાનગીરી કરે છે, તે જાણીને તે ખુશ થતો નહિ, પરતુ ઉલટો દીલગીર થતો હતો, અને કોઇ કોઇ વાર તે બાબત પિતા સાથે વાગ્યુદ્ધમા પણ ઉતરી પડતો હતો. તે પોતાના પિતાને જ નહિ કિન્તુ પોતાની જાતને પણ કલકિત ગણતો હતો કારણકે તેના પિતાએ જુલ્મી અપ્રધાન સરદારની નોકરી સ્વીકારી હતી પ્રજાવર્ગમા તેમજ બાદશાહી દરબારમા તેનો રૂઆબ જેટલો દીવાનના પુત્ર તરીકે ન હતો, તેટલો એક સાચા વીર યુવક તરીકે હતો કાશ્મીરની આખી પ્રજા તેના તરફ ઘણા માનની નજરથી જોતી હતી, કારણકે તે પ્રજાહિતેચ્છુ હતો, એટલુ જ નહિ પરતુ જ્યારથી કાશ્મીરમા **અજીમખાં** અને **જુબ્બારખાનો** જુલ્મ ચાલુ થયો હતો ત્યારથી તેણે તે જુલ્મ દૂર કરવાને પોતાના પિતાથી ગુપ્ત રીતે પગલાં ભરવા માડયા હતા પ્રજા ઉપરનુ દુ ખ દૂર કરવામા કદાપિ પોતાના પિતાનુ કોઇ કાર્ય નિષ્ફળ કરવાની **સહજારામને** જરૂર પડે, તો તેમ કરવામા પણ તે પાછી પાની કરતો નહિ કોઇ એક બ્રાહ્મણની બાળા કારાગૃહમા પુરાઇ છે, એવા ખબર તેને પોતાના એક મિત્ર **વીરબળ** તરફથી મળ્યા હતા, અને તે જ રાત્રે તેણે તે બાબતની તપાસ ખુદ કારાગૃહમાં જઇને

કરી હતી. અજીમખાંના જુલ્મી રાજ્યમાં તે કનકપ્રભાની મુલાકાત માટે કારાગૃહ ઉઘાડી શકે તેમ ન હતું, છતા દીવાનના એક રૂઆબદાર પુત્ર તરીકે લશ્કરના સિપાહીઓ ઉપર પણ તેનો જે દખલ (દાબ) હતો, તે તેનો ઇષ્ટ હેતુ પરિપૂર્ણ કરવાને બસ હતો જુબ્બારખાની સખ્ત તાકીદ હોવા છતા કારાગૃહના પહેરેગીર સિપાહીએ કારાગૃહ ઉઘાડી આપ્યુ હતું, તે સહજારામના તેજ અને દાબને જ આભારી હતું પ્રજાપીડન ઓછુ કરવાના પ્રયાસમા સહજારામને કેટલીક વાર જુબ્બારખાની પણ મુલાકાત લેવી પડતી હતી, પરતુ તેવી મુલાકાતના પ્રસગમા તે એવી સરળતાથી વાતચીત કરતો હતો કે કદિ તેને કોઇ અફધાન રાજ્ય તરફ બેવફાદાર માની શકે નહિ. આ જ કારણને લઇને કોઇ વાર તે અજીમખાની કચેરીમા પણ હાજરી આપતો અને બીજા સરદારોની સાથે કેટલીક બાબતોમા તે પણ પોતાનો મત આપતો અને દીવાનના પુત્ર તરીકે તેના મત ઉપર પણ કેટલુક વજન રહેતુ હતુ આવી રીતે પ્રજામા તેમજ દરબારમા પણ સહજારામ એક આબરૂદાર અને ચપળ રાજદ્વારી યુવક તરીકે લેખાતો હતો. રાજ્ય દરબાર સાથેનો તેનો સબધ માત્ર ઉપલક અને દેખાવનો જ હતો, કે જે અવારનવાર સકષ્ટ ઓછુ કરવામા સાધનભૂત થઇ પડતો હતો. નન્દરામ આવી પહોંચતા સહજારામે પ્રજાપીડનના સમાચાર સાથે ઈકરામખા અને બીબી ફીરોઝાના ખૂનના ખબર પણ તેને આપ્યા હતા, તેમજ કનકપ્રભા નામની એક બાળાને કોઇ અજાણ્યા ફકીરે બચાવી તે બીના પણ તેણે પોતાના પિતાને કહી હતી.

" પિતાજી ! જ્યારે પ્રજા ઉપર આટલા આટલા જુલ્મો ગુજરે છે, ત્યારે હવે કાશ્મીરની દીવાનગીરી તમે છોડી દો, તો શી હરકત છે ?

પ્રજા ઉપરના જુલ્મના પાપના કિંચિત્ અધિકારી તમે પોતે પણ થાઓ છો, તેનો વિચાર શું તમને નથી થતો ?" સહજારામે પોતાના પિતાને પ્રજાપીડનનો સઘળો ઈતિહાસ કહી સંભળાવ્યા પછી કહ્યું.

"બાપુ ! રાજ્યના મામલા છે સઘળું એમ જ ચાલે." નન્દરામે પુત્રના પ્રશ્નને ઉડાવી દેતા કહ્યું.

"એટલે ? શું તમે એમ ગણો છો કે પ્રજા ઉપર જુબ્બારખા પોતાની અનાચારી વૃત્તિથી જુલ્મો ગુજારે છે, તે વાજબી છે ? જુબ્બારખાના જુલ્મો શું કોઇ પણ પ્રકારે રાજદ્વારી–રાજપ્રકરણી છે કે જેથી તેને સ્વલ્પ અંશે પણ વાજબી માની શકાય ?" સહજારામ ઉશ્કેરાઇને બોલ્યો

"ના ! રાજપ્રકરણી હેતુ તો તેમા નહિ હોય, પણ એ મૂર્ખને તેમ ન કરવાને કોણ સમજાવે ?"

"**शान्तम् पापम्** ! તમે કાશ્મીરના દીવાન છો એટલે કે દરેક બાબતમાં સરકારના સલાહકાર છો, અને સલાહકાર હોવા છતા તમે પ્રજાપીડન બંધ કરવાની સલાહ રાજ્ય કરનારાઓને ન આપી શકો કે જેથી એમ કહો છો કે તેને કોણ સમજાવે ? તમારા મ્હોમા આવા શબ્દો શોભતા નથી."

નન્દરામ પુત્રના વચનથી શરમાઇ ગયો, છતા વધારે શરમાઇ જવુ ન પડે, તે માટે વાત ઉડાવવાનો તેણે પ્રયત્ન કર્યો "ઠીક છે હું જુબ્બારખાને અને અજીમખાને તે માટે સૂચના કરીશ."

"અને તે સૂચના તે માન્ય નહિ રાખે તો ? કારણકે મનસ્વી જુબ્બારખાં તમારૂં કથન કદાપિ માનનાર નથી."

"તો પછી હું શું કરીશ ?"

"બસ, થઇ રહ્યું ? પ્રજાપક્ષથી અને મારા આગ્રહથી તમે તે માત્ર માથેથી ભાર ઉતારીને જ દૂર રહેવા માગો છો ? પ્રજાપીડન ઓછુ થાય, તે માટે કાઇ વિશેષ પ્રયત્ન તો નહિ જ કરો કે ?"

"જ્યાસુધી પ્રજાના ભાગ્યમા હશે, ત્યાસુધી તે દુ ખ સહન કરશે"

સહજારામ એ શબ્દો સાભળતા બહુ હસ્કેરાઇ ગયો અને વાક્યની પૂર્ત્તિ કરતા બોલ્યો "અને જ્યાસુધી પ્રજાના ભાગ્યમાં પીડન લખ્યુ હશે, ત્યાસુધી તમે દીવાનગીરીપર હશો, કેમ ?"

"સહજારામ ! તુ આ શુ બોલે છે ? જરાએ વિવેક નથી શુ ?" નન્દરામે જરા ક્રુદ્ધ થઇને કહ્યુ

"વિવેક ? હુ વિવેક-મર્યાદા છોડીને કાઇ બોલતો નથી મારા મનમા મને જે સત્ય લાગી આવે છે તે હુ કહુ છુ"

"ત્યારે શુ હુ અસત્ય કહુ છુ કે, જ્યાસુધી પ્રજાના ભાગ્યમા પીડાવાનુ લખ્યુ હશે, ત્યાસુધી તે મિથ્યા થવાનુ નથી ? જ્યારથી અફઘાનો કાશ્મીરમા આવ્યા ત્યારથી એમ જ ચાલતુ આવ્યુ છે; હાલનુ વર્ત્તન કાઇ નવાઇભરેલુ નથી જ્યારે બીજુ કોઈ રાજ્ય કાશ્મીરમા આવશે, ત્યારે પ્રજાને સુખ મળે તો દૈવ જાણે ! ચાણાક્યે પણ એમ જ કહ્યુ કે-* कर्मायत्त फलं पुसां बुद्धि: कर्मानुसारिणी"

"હા તે બધુ મે જાણ્યુ જ્યારે પ્રજાના સુખ દુ ખના વિભાગી તમે છો, ત્યારે શુ તમારે ભાગ્ય ઉપર-દૈવ ઉપર જ વિશ્વાસ રાખીને બેસી રહેવુ તે શોભે છે ? તે તો વીર્યહીનનુ લક્ષણ છે. રામાયણમા એમ કહ્યુ છે કે—

---

* પુરૂષોના કર્મોને અધીન ફળ છે તથા બુદ્ધિ કર્માનુસારિણી છે.

*विक्लवो वीर्यहीनो यः स दैवमनुवर्तते ।
वीराः सम्भावितात्मानो न दैवं पर्युपासते ॥

તો પછી, દૈવ ઉપર શામાટે વિશ્વાસ રાખવો જોઇએ? તમે એક વાર દીવાનગીરી ત્યજી દો અને પછી જુઓ કે કાશ્મીરનું રાજ્ય અફઘાનોના હાથમા કેટલી વાર રહે છે?"

"એટલે? તું શુ કરવા માગે છે?"

"તે જાણવાની તમને શી જરૂર છે? મારી વિનતિ એક વાર તમે સ્વીકારો, અને દીવાનગીરીમાથી છૂટા થાઓ, બસ, એટલુ જ."

"સહજારામ! હુ તને શિખામણ આપુ છુ કે, રાજદ્વારી મામલામા તું કાઇ પણ ભાગ લેતો ના મામલો બહુ બારીક છે અને જો કાઇ આડુ દોઢુ થઇ ગયુ અને ફત્તેહખા કે જુબ્બારખાને ખબર પડી તો તું સપડાઇ જશે!"

"તેની શી દરકાર છે? માત્ર મને તમારી જ ચિન્તા છે તમે આ કાર્યભારમાથી મુક્ત થાઓ, તો ત્રીજે દિવસે કાશ્મીરમા સીખ સરદારનો પગ પેસે તેમ કરવાની મારામા શક્તિ છે"

"ચૂપ રહે, રખે તેમ કાઇ કરતો સીખ લોકોનુ પુણ્ય હશે, તો તે તેમને ફળશે, પણ તેમા તુ કોઇ રીતે સાધનભૂત થતો ના; નહિતો આપણને જ ખુહાર થઇ જવાનો સમય આવશે."

"ખુહાર થઇ જવાનો કે મરી જવાનો મને ભય નથી. કાશ્મીરની પ્રજા જો પીડનમાથી મુક્ત થતી હોય, તો મને મારી જાતની દરકાર નથી."

---

* જે વીર્યહીન વૈકલવ હોય છે તે દૈવને અનુવર્તે છે, પરતુ સભાવિતાત્મા વીર પુરૂષો દૈવની ઉપાસના કરતા નથી

"મૂર્ખ ન થા. પરમાર્થ કરવા પહેલા સ્વાર્થનો વિચાર કર અને જરા સમજણો થા. આખા કાશ્મીરનો પોટલો માથે ઉંચકીને ન ફર."

" સ્વાર્થનો વિચાર તમને સોપ્યો છે. સ્વાર્થબુદ્ધિના માછલાથી પરમાર્થબુદ્ધિની કલ્પના કરી શકાતી જ નથી, તો પરમાર્થબુદ્ધિના માછલાને સ્વાર્થબુદ્ધિના માછલાની સલાહની શી આવશ્યકતા હોય ? '

" એટલે, શુ તું મારી ઉપેક્ષા કરે છે ? શુ તું મને માન્ય નહિ રાખે '" નન્દરામે જરા ક્રુદ્ધ થતા કહ્યુ

" સાચી બાબતમા હુ તેમ કદાપિ કરનાર નથી. મારા ઉપર તમારા પિતૃત્વને કબૂલ રાખ્યા છતા, મને વાજબી લાગશે તેમા તમારી સલાહની દરકાર નહિ કરૂ "

નન્દરામ પુત્રના ઉદ્ધત શબ્દો સાભળીને ચુમાઇને બેસી રહ્યો તેથી ઘણો ખિન્ન થયો સાહસિક રીતે નન્દરામ બોલ્યો " તો તારૂ તેવુ વર્ત્તન જોતા જ હુ તને મારા ઘરમાથી રજા આપીશ. તને રાજદ્રોહો થયેલો હુ જોઇ શકીશ નહિ જ "

" અને તે વખતે પ્રજાદ્રોહી પિતાના ઘરમા રહેવાને હુ ખુશ પણ હોઇશ નહિ ' સહજારામે ચોખ્ખો પ્રત્યુત્તર સભળાવી દીધો.

નન્દરામથી પુત્રનો હદ બહારનો ઉદ્ધત પ્રત્યુત્તર સાખી શકાયો નહિ, અને તેનુ મ્હો લાલચોળ થઇ ગયુ, પરતુ તેથી સત્યવાદી સહજારામને જરા પણ વિચાર કે ખેદ કે પશ્ચાત્તાપ કાઇ ન થયુ. નન્દરામ ત્યાથી એકદમ ઉઠી ગયો, જ્યારે સહજારામ પણ બીજી દિશાએ કાઇ ન બોલતા ચાલ્યો ગયો પિતાને ખોટુ લાગ્યુ છે, તેની સહજારામને કાઇ દરકાર ન હતી.

નન્દરામને સહજારામ ઉપર ક્રોધ ચડયો હતો, તે સાથે તેના

હૃદયમાં ભય પણ ઉત્પન્ન થયો હતો. સહજારામનો સ્વભાવ કેવો છે તે નન્દરામ સારી પેઠે જાણતો હતો અને તેથી અફઘાનો તથા સીખો વચ્ચે તે એક નવુ યુદ્ધ જગાવશે તેવો ભય નન્દરામના હૃદયમા જાગૃત થયો હતો જો જુબ્બારખા પોતાની અનાચારી વૃત્તિ ત્યજી દે અને પ્રજા ઉપર જુલ્મો કરતો અટકે, તો સહજારામને નવુ યુદ્ધ ઉત્પન્ન કરવાની જરૂર રહે નહિ એવી ધારણાથી જુબ્બારખાને શિખામણના બે શબ્દો કહેવાનો નન્દરામે વિચાર કર્યો. નન્દરામ જુબ્બારખાની પાસે ગયો. જુબ્બારખા તે સમયે તુરત જમ્યો હોવાથી હુક્કો પીતો હતો પાસે બે ખોજાઓ બેઠા હતા, જેમાનો એક સીફખા હતો નન્દરામે જુબ્બારખાની પાસે બેસતા જ બન્ને ખોજાને રજા આપી અને કહ્યુ કે–" મારે જનાબની સાથે કેટલીક ખાનગી મસલતઈ§ ચલાવવાની છે "

ખોજાઓ ચાલ્યા ગયા. જુબ્બારખા હુક્કાનો એક ઠુગો લઇ, મ્હો ખાલી કરી, નન્દરામ સાથે ત્રુટક-ત્રુટક વાતચીત કરી પુન હુક્કો પીવામા લીન બનતો હતો નન્દરામે પોતાની ઇષ્ટ વાત ઉભી કરતા કહ્યુ " જનાબ ! હમણા લોકો જુલ્મને માટે બહુ ફરીઆદ કરતા જણાય છે, માટે કાઇક ખ્યાલ રાખતા જવુ જોઇએ."

જુબ્બારખાં વાત ઉડાવતા બોલ્યો " અરે, દીવાનજી ! એ તો તમારા હિંદુ લોકોની ઉભી કરેલી વાતો છે "

" નહિ, ઉભી કરેલી વાત નથી, પણ ખરી વાત છે. અબળાઓ-ઔરતો ઉપર તમારો જુલ્મ હદ બહારનો ગણાય છે. માટે જરા ખ્યાલ રાખતા જાઓ તમે જાણો છો કે, હાલમાં સીખો સાથે આપણને

§ ગુપ્ત પરામર્શ.

બારીક મામલો ચાલી રહ્યો છે. તેમનો એક સૂબો પણ હવે તો કાશ્મીરમા રહેવા લાગ્યો છે."

જુબ્બારખા નન્દરામના શિખામણના શબ્દોથી શાંત થવાને બદલે ઉલટો તપી ગયો ગુસ્સાથી તે બોલ્યો "તમે શુ આ એક ખોજાના જેવી વાત બોલો છો? સીખો સાથે બારીક મામલો ચાલે છે અને રણજીતસિહનો સૂબો કાશ્મીરમા રહે છે તેથી શુ થયુ? તેના દાબથી દબાઇને શુ અફઘાનો કાશ્મીર છોડીને ચાલ્યા જાય? શુ આપણે લડી શકીએ તેમ નથી? જો ઇરાદો રાખીએ તો આખા પંજાબને કાશ્મીરના કબજામા લાવી શકાય! હિદુ લોકોની તમે રહમ ખાઓ છો તે શુ હુ નથી જાણતો? પણ તમે ખોટી રીતે રહમ ખાઓ છો"

"જનાબ! તમે ગુસ્સે ન થાઓ" નન્દરામ પોતાના સાધુ સ્વભાવને અનુસરીને શાતિ ધારણ કરતો બોલ્યો "હુ હિદુઓની ખોટી રીતે રહમ ખાતો નથી પણ મને ભય રહે છે કે જો કદાચ રણજીતસિહને કોઇ ઉશ્કેરશે તો પુન આપણા અને સીખો વચ્ચે યુદ્ધ આરભાશે. રણજીતસિહ ચડાઉ છે હિદુઓ ઉપર જુલ્મ થાય છે તેવી બાતમી તેને મળતા જ તે ઉશ્કેરાય અને કાશ્મીર ઉપર ચડાઈ લાવે એવા ઘણા સભવો છે ત્યારે એવી નિર્જીવ બાબતમા યુદ્ધ આરભવુ તેમા શુ સારૂ? વળી મારા જાણવામા આવ્યુ છે કે આપણી પ્રજામાના કેટલાકો રણજીતસિહને ઉશ્કેરવા જવા ઇચ્છે છે"

"હા. તે વાત હુ જાણુ છુ દીવાન હરિદાસ અને બીજા બે-ત્રણ જણાઓ તેઓમા મુખ્ય છે, પણ તેમને સઘળાને હુ જોઇ લઇશ."

જુબ્બારખાના તે શબ્દો સાભળતા જ નન્દરામ ગભરાઇ ગયો. "બીજા બે ત્રણ જણાઓમા" કદાચ સહજારામને પણ તે જાણતો હોય અને તેના ઉપર હુમલો કરી તેને મારશે, તેવો ભય નન્દરામને

એકાએક થઇ આવ્યો. વાતને ફેરવતા તે બોલ્યો "હુ કાઇ એમ કહેતો નથી કે તે માટે કેટલાકો તૈયાર થયા છે, પણ લોકોમા એમ બોલાય છે.'

"હા, તે હુ જાણું છુ." જુબ્બારખા ચહેરાને જરા વધારે ગભીર બનાવતા બોલ્યો.

"અને જો તમે હિદુઓની ખોટી રીતે રહમ ખાવાની વાત કરતા હો, તો હું તમારો એક દાખલો આપીશ. મારા જાણવામાં એમ આવ્યુ છે કે થોડા દિવસ અગાઉ એક બ્રાહ્મણની બાળા ઉપર અત્યાચાર કરતા એક ફકીરે તેનો બચાવ કર્યો હતો અને તે ફકીરના હાથથી તમે પોતે પણ સપડાઇ ગયા હતા મને ભય રહે છે કે આમ કરવાથી જનાબની જાત કોઇ વાર જોખમમા આવી પડશે."

જુબ્બારખા આ સાભળીને શરમીદો પડી ગયો, તોપણ પોતાના ચહેરાનો રૂઆબ અને કડપ સાચવી રાખતા જ તે બોલ્યો "બિલકુલ જુઠ્ઠુ ! હુ કાઇ તે ફકીરના હાથથી સપડાયો ન હતો. જરા નશામા હતો એટલે મને પૂરી ખબર તો નથી, તો પણ દીવાનખાનામા કોઇ ફકીરે તોફાન કર્યું હતુ તે વાત ખરી છે, અને તે બદબખ્ત ફકીરને પરહેજ કરવાને અને પકડીને અહી લાવવાને મે હુકમ પણ કરી દીધો છે."

"નામદાર ! તે ગમે તેમ હો" જુબ્બારખાને વધારે ન ચીડવવાની ખાતર નન્દરામ વાત ઉડાવતા બોલ્યો "પરતુ મને તમારા હિતની ખાતર કહેવાની જરૂર પડે છે કે, તમે એવી રીતે જુલ્મ કરવાનુ છોડી દો હિદુ કે મુસલમાન ઔરતોને પણ સતાવવાની પદ્ધતિ તમે

છોડી દો. આ કાશ્મીરના જ તખ્ત પર કેટલા વિષયાંધ રાજાઓ ખુવાર થઇ ગયા છે, તેમનો જો તમે ઇતિહાસ વાંચો, તો તમને ખબર પડે કે વિષયે તેમની જેટલી ખુવારી કરી છે, તેટલી બીજી કોઇ પણ વસ્તુએ કરી નથી મને ભય રહે છે કે તમારા એવા કૃત્યોથી તમે પોતે કોઇ વાર જોખમમા આવી પડશો. ”

‘ દીવાનજી ’ બસ કરો. મહેરબાની કરીને અહીથી અત્યારે જતા રહો ’ શુ તમે મને અહી નાલીશ કરવાને આવ્યા છો ? શુ હું ખુવાર થઇ જઇશ એવી તમે *આગાહી કરો છો ? જાઓ, તમે કાશ્મીરના દીવાન છો, તેથી લાચાર છુ, નહિતો વળી કાંઇક બીજુ જ થવાનુ તમારા નસીબમા હતું ” આમ ક્રોધથી બોલીને જુબ્બારખા તિરસ્કારપૂર્વક નન્દરામ સામે નજર કરી ચાલ્યો ગયો

નન્દરામને જુબ્બારખાના આવા વર્ત્તનથી બહુ લાગી આવ્યુ કાશ્મીરની પ્રજા એ નરપિશાચના જુલ્મથી બહુ ગભરાએલી હોવી જોઇએ, એવી તેને ખાત્રી થઇ એ ખાત્રીને માટે જુબ્બારખાનુ એ વર્ત્તન જ બસ હતું. અફઘાન સરદારો પોતાના પ્રતિષ્ઠિત ઓદ્દાવાળા અમલદારો પ્રત્યે પણ એટલા તો બેદરકાર રહેતા હતા કે થોડી વારમા તેઓ ગમે તેવા અમલદારને તિરસ્કારી કાઢતા આ કારણથી કેટલીક વાર તેવા તેમના નોકરો અને અમલદારો તેમના દુશ્મનોની જ ગરજ સારનાર થઇ પડતા પરતુ નન્દરામ એક સરળ સ્વભાવને અનુસરીને ચાલનાર સખ્સ હતો પોતાનો ઓધ્ધો જાળવી રાખવો અને માન-અપમાનની દરકાર ન કરવી તે તેનો મુખ્ય સિદ્ધાન્ત હતો આ કારણથી જુબ્બારખાના સખ્ત શબ્દોને પણ ન ગણકારતા તે ત્યાથી ચાલ્યો ગયો ઘેર આવતા નોકરે નન્દરામના હાથમા એક ચિઠ્ઠી

---

* ભવિષ્યકથન

આપી. તે ચિઠ્ઠી સહજારામની જ લખેલી હતી તેમાં લખ્યુ હતું કે—"ત્રણ દિવસ સુધી મારી કયાય તપાસ કરતા ના–તેટલો વખત હુ બીજે કોઇ સ્થળે રહેનાર છુ."

---

## પ્રકરણ ૧૩ મું.

---

### દેશભક્ત દીવાન હરિદાસ

Is life worth living ? Yes, so long
As there is wrong to right,
Wail of the weak against the strong,
Or tyranny to fight

*Alfred Austin*




ઇ પણ રાજ્યમા જ્યારે ભારે અધાધુધી ચાલી રહે છે, ત્યારે પ્રજામાથી એકાદ કોઇ દેશભક્ત વીર પુરૂષ નીકળે છે. જુબ્બારખા અને અજીમખાના જુલ્મોથી કટાળેલી કાશ્મીરની પ્રજા દિવસે દિવસે વધારે ને વધારે ગભરાતી હતી અને અફઘાનોના રાક્ષસી રાજ્યમાથી કેવી રીતે છુટાય તેનો વિચાર કર્યા કરતી હતી. ધીમે ધીમે આવા વિચાર કરનારાઓનુ એક મડળ બધાઇ ગયુ હતું

અને તેમા કેટલાક પ્રતિષ્ઠિત 'વૃધ્ધો તેમજ યુવાનો પણ ભાગ લેતા હતા. સહજારામ પણ તેઓમાનો એક હતો અને દીવાન હરિદાસ નામનો એક વૃદ્ધ, બુદ્ધિશાળી અને શ્રીમત સખ્સ તે મ ડળનો આગેવાન હતો. થોડા થોડા દિવસને અન્તરે હરિદાસ પોતાના મ ડળના અ ગભૂતોને પોતાને ત્યા બોલાવતો, અને " હવે શુ કરવુ " તે વિષે સૌ કોઇ વિચાર ચલાવતા કોઇનો અભિપ્રાય કાંઈ પડતો તો બીજાનો તેથી ભિન્ન જણાતો. એવી રીતે ચિન્તાતુર સ્થિતિમા તેઓ સઘળા ઘણી વાર એકઠા થઇ ચૂકયા હતા,* પરતુ તેનુ કાઇ શુભ પરિણામ હજીસુધી આવી શકયુ ન હતુ

દીવાન હરિદાસ એક ખરો દેશભક્ત અને બુદ્ધિશાળી પુરૂષ હતો પોતાની યુવાવસ્થામા એ વૃદ્ધ પુરૂષે અફઘાનોના જુલ્મો સહન કર્યાં હતા અને અત્યારે પણ પ્રજા ઉપર તેવા જ જુલ્મો ચાલુ રહેલા તે જોતો હતો તે શ્રીમન્ત હતો અને પ્રજાહિતના કાર્યોમા કે કોઈ પીડા પામતા સખ્સને મદદ કરવાના કામમા કાંઈ જરની જરૂર પડતી, તો તે વિનાઆનાકાનીએ આપતો. તેનો એકનો એક પુત્ર વીરબળ પણ તેના જેવા જ વિચારો ધરાવતો હતો અને સહજારામનો પરમ મિત્ર હતો. સહજારામ કેટલીક વાર દરબારમા જતો અને ત્યાથી જે કાંઈ અનુભવ તેને મળતો અથવાતો પીડા પામતી કાસ્મીરી પ્રજાના સબધમા જે કાઇ નવીનતા તેના જોવા-જાણવામા આવતી, તે તે વીરબળને કહ્યા સિવાય રહેતો નહિ. પોતાના દરેક કાર્યમા સહજારામને વીરબળની જરૂર પડતી જ

આજે સધ્યાને સમયે હરિદાસે પોતાના મડળના કેટલાક અગભૂતોને પોતાને ત્યાં બોલાવ્યા હતા. સહજારામે તે વખતે હા-જરી આપી ન હતી તેના કારણમા વીરબળે જણાવી દીધુ હતું કે

આગલે દિવસે સહજારામે પોતાના પિતાની સાથે કાંઇક બઢવાડ કરી હતી અને તે સાંજે જ તે ગુમ થયો હતો.

થોડી વાર સુધી સૌ કોઇ નિસ્તબ્ધતાથી બેસી રહ્યા. "આ જુલ્મી રાજ્યમાંથી મુક્ત થવાને શું કરવું ?" તે જ વિચાર સૌ કોઇના મગજમાં ઘુમી રહ્યો હતો. એવામાં હરિદાસ નિસ્તબ્ધતાને ભંગ કરતો બોલ્યો "આપણે સઘળા જે કામને માટે એકઠ થયા છીએ, તે કામ ઘણું કઠીન તો છે જ, પરંતુ ઘણું જરૂરનું પણ છે. છતાં પણ મારાથી જ્યાંસુધી પ્રયત્ન કરી શકાશે અથવા તો તેનો માર્ગ સૂચવી શકાશે, ત્યાંસુધી હું તો મારી ફરજ બજાવીશ— મારો ધર્મ હું નહિ ભૂલું. મારૂં આ સઘળું ધન તમારૂં છે—મારો આ એકનો એક પુત્ર પણ તમારો જ છે તેમને જે કાંઇ વિચાર સૂઝે તે કહો. બીજા કોઇથી તે કાર્ય નહિ થઈ શકે, તો હું તે ઉપાડી લઇશ"

"અમને કાંઈ સૂઝી શકતું નથી કે, આવો અત્યાચાર ક્યાંસુધી ચાલશે ? કિલ્લામાં રોજ બૂમ સંભળાય છે કે હમ્મેશાં નવી નવી બાળાઓના હરણ થાય છે શ્રીમંત કે ગરીબ—નાદાન કે ગૃહસ્થ સૌ કોઇ એ સપાટામાં આવતા જ જાય છે હું ધારૂં છું કે આપણે હવે કાશ્મીર છોડીને ક્યાંક ચાલ્યા જઇએ" એક વૃદ્ધ પુરૂષ બોલી ઉઠ્યો.

"ઓહો ! ધન—માલ મૂકીને ચાલ્યા જવાથી પણ જો આ જુલ્મમાંથી છૂટી શકાતું હોય, તો શું જોઇએ ? પણ નહિ; કાશ્મીર છોડીને ચાલ્યા જવાની વાત એ જુલ્મગારોના જાણવામાં આવશે કે તુરત તેઓ આપણને કેદ કરશે ! સત્તા આગળ ડાહાપણ શું કામમાં આવે ?" હરિદાસે કહ્યું.

" ત્યારે હવે આપણે માટે એ જ ઉપાય રહ્યો છે કે બેઠા બેઠા જે જુલ્મ થાય તે સહન કરવો અને જોયા કરવો. " તે વૃદ્ધ પુરૂષે કહ્યું.

હરિદાસ બોલ્યો " પણ ના, ગભરાવાની કાંઇ જરૂર નથી. ગભરાવાથી કાંઇ કામ થઇ શકતું નથી એ અત્યાચારીનો અત્યાચાર જ તેને એક દિવસ પોતાના કર્મોનુ ફળ અવસ્ય ચખાડશે. તેથી આવી સ્થિતિમા જેટલો અત્યાચાર વધતો જાય તેટલો ધૈર્ય રાખીને સહન કરવો અને ચિંતાતુર ન થતા હર્ષિત થવુ કે પાપી નો પાપનો ઘડો જલ્દી જલ્દી ભરાતો જાય છે, તો તે જલ્દી જ ફૂટશે અને તેના ફળ તે ચાખશે મને મારૂ શુદ્ધાતકરણ એમ કહી રહ્યુ છે કે કાશ્મીરનુ રાજ્ય હવે થોડા સમયમા પંજાબ–કેસરી મહારાજા રણજીતસિંહના હસ્તમા જશે "

એટલામા વીરબળ બોલી ઉઠયો " પણ લાહોર સુધી આ દુરાચારીઓના અત્યાચારના સમાચાર કોણ પહોચાડશે ? તેમ કરવા કરતા અફઘાનીસ્તાનના અમીરોની સહાયતા લઇએ તો કેમ ? "

હરિદાસ પોતાના પુત્રને સંબોધીને કહેવા લાગ્યો " બાપુ ! એ ઘણી ટુંકી દષ્ટિની વાત છે. પંજાબ–કેસરી મહારાજા રણજીતસિંહ એક ધર્મપરાયણ અને કળાનિપુણ પુરૂષ છે, તેમની પાસે કાશ્મીરની સ્થિતિના ખરા ખબર પહોચશે કે તુરત તેમનુ દિલ રાજ્યલોભના કારણથી તેમ જ ધર્મના કારણથી ઉશ્કેરાયા સિવાય નહિ જ રહે. જો કદિ નજીક જાણીને અફઘાનીસ્તાનના અમીરોની સહાયતાને માટે આપણે પ્રાર્થના કરીશુ, તો તેઓ કાશ્મીર ઉપર ચઢાઇ લાવીને આપણા ઉપર ઉપકાર કરે તેવો બિલકુલ સંભવ નથી. તેનાં કારણો ઘણાં છે. એક કારણ તો એ છે કે અફઘાનીસ્તાનનો શાહ

પોતે જ પોતાનુ રાજ્ય સાચવી શકતો નથી અને પોતે નિર્બળ હોવાથી નાનાં નાના રાજ્યો પણ ઝગડા મચાવી રહ્યા છે તેમાંથી નવરા થઇને કાશ્મીર જીતવા જેટલી પ્રથમ તો તેની શક્તિ જ નથી. બીજુ કારણ એ છે કે ફત્તેહખા બારકજની કાબુલમા, પેશાવરમા વગેરે સ્થળે અફઘાનીસ્તાનના શાહની સાથે રહીને ગાઢ મિત્રાચારી બાંધી આવ્યો છે અને થોડા વખતમા તે પાછો ત્યા જ જનાર છે. આ મિત્રાચારીના કારણથી અફઘાનીસ્તાન કદિ કાશ્મીર ઉપર ચઢાઇ લાવે નહિ. ત્રીજુ કારણ એ છે કે અફઘાનીસ્તાનનો એક અધિકારી અને ફત્તેહખાનો કાકાનો દીકરો ભાઈ અબદુલ્લ રહમાનખા શાહજાદી જૈનબ પર આશક છે અને થોડા વખતમા તેના લગ્ન પણ થશે કહો, અબદુલ્લ રહમાનખા કાશ્મીર ઉપર ચઢાઇ લાવવાની સલાહ અફઘાનીસ્તાનના શાહને આપશે ? ચોથુ કારણ એ છે કે ફત્તેહખા કે અફઘાનીસ્તાનનો શાહ એ સઘળા સ્વજાતીય છે આ લોકો આટલા ઝુલ્મી છે, તો તે લોકો કેવા હશે તેનો શો નિર્ણય ? તેઓ આપણી સાથે ભલાઇથી વર્ત્તે એવો સભવ બિલકુલ નથી. આ સઘળી બાબતોનો વિચાર કર્યા પછી હુ કહું છુ કે, અફઘાન રાજ્યનુ નિકદન સીખ લોકો સિવાય બીજા કોઇ કરી શકનાર નથી. આટલા રાજદ્વારી સવાલોનો વિચાર કર્યા પછી તમને વાજબી લાગે છે કે અફઘાનીસ્તાનની સાહાય્યને માટે યાચના કરવી ? "

વીરબળ બોલ્યો " ના નહિ જ. અધર્મીઓ કરતાં આર્ય વીરો-સીખો પાસે પ્રાર્થના કરવી તે ઉત્તમ છે. મેં આટલી દીર્ઘ દ્રષ્ટિથી રાજદ્વારી સવાલોનો વિચાર કર્યો ન હતો. "

હરિદાસ બોલ્યો " પણ હવે સવાલ એ ઊભો થાય છે કે મ-

હારાજા રણજીતસિંહ પાસે કાશ્મીરની સ્થિતિનુ કથન કરવાને લાહોર કોણ જશે ? ”

હરિદાસ આટલા શબ્દો બોલી રહ્યો ન હતો, એટલામા નોકર કહેવા આવ્યો કે-“ આલી જનાબ ફત્તેહખા તરફથી એક ખોજો તમને ( હરિદાસને ) બોલાવવા આવ્યો છે ”

આ સાભળતા જ સૌ કોઈના વદન ઉપર ચિંતા પ્રસરી રહી, પણ હરિદાસ જરા પણ ડર્યો નહિ તે બોલ્યો. “ જા, તે માણુસને કહે કે હુ કપડા પહેરીને આવુ છુ માટે જરા ઊભો રહે. ”

“ દીવાનજી ! સમય ભયભરેલો છે, રાત્રિ પડી ગઈ છે અને કદાચ કાઇ અનિષ્ટ થશે, માટે અત્યારે જવાનુ મુલ્તવી રાખો ” એકઠા થએલા માહેથી એક જણે કહ્યુ

પણ હરિદાસ એક હિંમતવાન દેશભક્ત હતો. ભય શુ છે, તે તે જાણુતો ન હતો, તે હિંમતથી બોલ્યો “ તેમા શો ભય છે ? મારૂ અનિષ્ટ થશે, તો શી હરકત છે ? પણ મારા વિચારો કાઇ ફરનાર નથી. કદાચ આપણો હેતુ જાણીને જ મને ફત્તેહખાએ બોલાવ્યો હોય, તોપણ શુ ? મારા વિચારો હુ તેને ખુલ્લે ખુલ્લા જણાવી દઇશ, પછી ભલે તેની ઇચ્છા હોય તો મને મારી નાખે પ્રજાને માટે મરી જવાથી હુ ડરતો નથી ”

સૌ કોઇ મૂગા બની ગયા ભવિષ્યના અમંગળકારી ચિહ્નો જણાવા લાગ્યા, પરંતુ હરિદાસને તેની ઇચ્છામાથી પાછા પાડવાની કોઈની શક્તિ ન હતી, તેથી કોઇ પણ કાઈ બોલ્યુ નહિ હરિદાસ ફત્તેહખાના માણુસ સાથે રાજમહેલ તરફ રવાના થયો એકઠા થએલા લોકો વિખરાઇ ગયા.

રાત્રિ પડી ગઇ હતી કૃષ્ણ પક્ષ ચાલતું હોવાથી સર્વત્ર અં-

ધકાર વ્યાપી રહેલો હતો. શેરીગીરના સઘળા બજારો ક્યારનાએ બધ થઇ ગયા હતા અત્યારે હરિદાસ દરબારી ખોજા સાથે રાજ-મેહેલ તરફ જતો હતો અધકારમા તેની શ્વેત મૂછો ફર ફર ફરકતી હતી અને તેના હૃદયની નિશ્ચિતતાનુ દર્શન આપતી હતી. તેના હૃદયમા તે સમયે ભય કે ચિતા જેવુ કાઇ ન હતું, જો-કે સમય ચિતા ઉત્પન્ન કરે તેવો હતો રાજમહેલ પાસે આવતા હરિદાસ પેલા ખોજાની પાછળ ચાલવા લાગ્યો. ખોજો હરિદાસને એક દીવાનખાનામા લઇ ગયો કે જ્યા જીુબ્બા-રખા કેટલાક દારૂડિયા મિત્રો સાથે નશામા ચકચૂર બેઠો હતો તેને જોતા જ હરિદાસ જરા ડર્યો, કારણકે તે સમજી ગયો કે માત્ર ફ-તેહખાનુ નામ આપીને જ તેને ઘાતકી જીુબ્બારખાની પાસે લાવ-વામા આવ્યો છે. હરિદાસ દીવાનખાનામા આવતા જ બોલ્યો " જનાબનુ શુ ફરમાન છે ?"

" કોણ ? હરિદાસ ? હા, આવો. તમને જરા બે શબ્દો કહે વાના છે" જીુબ્બારખા દારૂ ગટગટાવતો બોલ્યો

" બેલાશક કહો. આપ નામવરના વાજબી હુકમને તાબે થવા તૈયાર છુ"

' મે સાભળ્યુ છે કે તમે રણજીતસિહને કાશ્મીર પર ચઢાઇ લાવવાને ઉશ્કેરવા માટે લાહોર જનાર છો ?"

" ના, નામવર ! હુ લાહોર જનાર જ નથી."

" ત્યારે શુ મે સાભળ્યુ તે ખોટુ ?" જીુબ્બારખાં પાટો કાઢીને બોલ્યો.

" હા, નામવર ! ખોટુ જ, કારણકે હુ પોતે લાહોર જવાની વાત જાણતો જ નથી."

"ત્યારે તમે બીજા કોઇને મોકલવાને ઇચ્છો છો તે વાત ખરી કે નહિ ?"

"હા, તે વાત ખરી છે, કારણકે અફઘાન રાજ્ય પ્રજાને બહુ ભયંકર જણાય છે અને સીખ રાજ્યને સૌ કોઇ ઇચ્છે છે."

હરિદાસનો આવો દૃઢ અને ખુલ્લો પ્રત્યુત્તર સાભળતાજ જુબ્બારખા ચમકી ઉઠયો. તે દાત કચડતો બોલ્યો "બદબખ્ત હરિદાસ ! તું પોતે જ આવી રીતે લોકોને ઉશ્કેરે છે કેમ ? યાદ રાખજે કે તારા ઘરબાર લુટાવીશ અને તને કત્લ કરીશ."

"તોપણ શુ ? પ્રજાના હિતને માટે જ મારૂ દ્રવ્ય અને મારો આત્મા છે. તમે મારૂ દ્રવ્ય લુટી લઇને ખજાનો ભરવા માગશો, તો ભલે પરતુ તેવી રીત પ્રજાનુ રક્ત નીચોવવાથી તમારો ખજાનો ભરાશે નહિ, નામવર ! રાજ્ય આબાદ કરવાના રસ્તા એવા હોતા નથી, પણ જૂદા જ હોય છે"

"ઠીક છે ઠીક ! લોકોને ઉશ્કેરવાનો ગુન્હો કરીને પણ તું માફ ન માગતા મારી સામે થાય છે, કેમ ? તારા જેવા બેવફા લોકોનુ ખૂન નીચોવવાથી અમારો ખજાનો ભરપૂર જ રહેશે તારા જેવા કાંટાઓ જ્યારે દૂર થશે ત્યારે રાજ્ય આબાદ થશે, તે માર્ગો હું સારી પેઠે જાણું છુ"

"નહિ, નહિ નામવર ! રાજ્યને આબાદ કરવાનો માર્ગ જૂદો છે, અને તે અમારા એક ઋષિવર પૂર્વના સમયમા એક રાજાને કહી ગયા છે એમ કહી ગયા છે કે ×હે રાજન્ ! તું જો આ પૃથ્વીરૂપી

---

×राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेताम् ।
तेनाद्य वत्समिव लोकममुं पुषाण ॥
तस्मिंश्च सम्यगनिशं परितुष्यमाणे ।
नानाफलैः फलति कल्पलतेव भूमिः ॥

ગાયમાથી દૂધ દોહોવાની ઇચ્છા રાખતો હોય તો વાછરડાની પેઠે આ પ્રજાનુ નિત્ય પોષણ કર, કારણકે લોકો જ્યારે નિત્ય સારી પેઠે સતોષ પામે છે ત્યારે પૃથ્વી કલ્પલતાની પેઠે અનેક જાતના ફળોથી ફાલી નીકળે છે તેવી રીતે જ જુબ્બારખા ! તમારે પ્રજાને આવી રીતે ત્રાસ આપવો ઘટે નહિ પણ જેમ ગાયમાથી દૂધ મેળવવાની ઇચ્છાવાળો પુરૂષ વાછરડાને પણ ધવરાવે છે, કાઇ સઘળુ દૂધ પોતે મેળવવાનો લોભ રાખતો નથી, તેવી રીતે તમે પણ લોકોને આવી રીતે ત્રાસ ન આપો અને વાછરડાની જેમ તેનુ પોષણ કરો, એટલે આપોઆપ તમારો ખજાનો આબાદ થશે અને રાજ્ય નિષ્કટક બની રહેશે પરતુ નામવર ! આમ કરવાથી પ્રજાને ઉશ્કેરી મેલવાનુ એક નવીન કારણુ તમે ઊભુ કરો છો ! "

"બસ, બધ કર. તારી શિખામણ મારે સાભળવી નથી જો તું તારા ગુન્હાની માફી માગીશ, તો તને જીવતો રહેવા દઇશ અને તારૂ ઘર લુટી લેવાની શિક્ષામા જ પતી જશે, અને નહિતો તું તારૂ જર-જવાહીર અને જીવ પણ ખોઇશ '

"ગુન્હો ? મે ગુન્હો કર્યો જ નથી તો માફી શેની માગુ ?"

" તે ગુન્હો નથી કર્યો ? "

" ના, નથી કર્યો " હરિદાસે બેધડક કહ્યું.

" અને તેથી તુ માફી નહિ માગે ? "

" ના, નહિ જ."

" તે એવફા વિચાર કર્યો અને પ્રજાને ઉશ્કેરી મેલી તે તારો ગુન્હો નહિ ?"

" ના, નહિ, કારણકે તમારો ત્રાસ ચાલુ રહે, તો પોતાની જાતનો બચાવ કરવાને ગમે તેવું રક્ષણુ શોધવાનો પ્રજાને હક છે.

રાજા પ્રજાદ્રોહ કરે તો પ્રજા રાજદ્રોહ કરે તે સ્વભાવિક જ છે."

'બસ, બસ, સીકૂખા ! આ બેવકૂફને જલ્લાદને સોંપી દે. મારી હજુરમા જ તેની કત્લ થએલી હુ જોવા ઇચ્છુ છુ તેના ઉદ્ધત સખુનોથી મારૂ માથુ પકવવા હુ ખુશ નથી.'

હરિદાસ કાઇ પણ ન બોલતા મુગો જ રહ્યો બે ખોજાઓ એ હરિદાસના હાથપગ બાધ્યા, એવા હેતુથી કે તે નાસી જાય નહિ હરિદાસ બોલ્યો "મને બાધવાની શી જરૂર છે ? ખાલસા સેનાની સામે યુદ્ધ કરતા અફઘાનો જેમ પૂઠ ફેરવીને નાસી જાય છે તેમ હુ કાઇ નાસી જવાનો નથી"

જુબ્બારખા આથી વધારે ક્રોધાતુર થયો, પરતુ દેહાતદડ કરતા ચડતી કોઇ પણ સજા ન હતી, નહિતો તે તેમ કરવા ચૂકત નહિ હરિદાસ શાતતાથી ઊભો રહ્યો. તેની સફેદ મૂછો અને સફેદ બાળવાળુ મસ્તક તેની મુખમુદ્રાની ભવ્યતામા વધારો કરી રહ્યુ હતું, તેની ઘરડી બનેલી નસોમા પણ હિમત અને દેશભક્તિનુ યુવાન રૂધિર વહન કરતુ હતુ એટલામા બે જલ્લાદો ત્યા હાજર થયા. હરિદાસ બોલ્યો "જુબ્બારખા ! મારો અતકાળ હવે નજીક છે તે હુ જાણી ચૂકયો છુ પરતુ તેનો મને ભય નથી કારણકે હુ પ્રજાના કારણથી આજે તમારા જલ્લાદોના કુહાડાને તાબે થઉ છુ. હુ હવે થોડા વખતમા પ્રાણ ત્યજી દઇશ તમારા જેવા ઘાતકી નરને સૂચના કરવી તે વ્યર્થ છે, છતા પણ કહુ છુ, કે તમારા મનથી હુ જે કટકરૂપ હુ તે દૂર થયા પછી પણ એ કટકરૂપ આત્માએ પ્રજા અને રાજાની સલામતીને માટે જે શબ્દો કહ્યા છે, તે ઉપર વિચાર કરજો હુ તો જતો રહીશ, પણ મારા ગયા પછી પણ જો મારા શબ્દો તમને ખરા લાગે, તો મારા ઉપર કૃપા કરીને તદનુ-

સાર વર્ત્તજો અને કાશ્મીરની ગરીબડી પ્રજાને ત્રાસ આપતા અટકજો."

જુબ્બારખાંએ તે છેવટના શબ્દો ઉપર ધ્યાન ન જ આપ્યું અને તેના હુકમથી તુરત દીવાન હરિદાસને દીવાનખાનામા જ કત્લ કરી નાખવામા આવ્યો. દેશભક્ત દીવાન હરિદાસનો વાસ સ્વર્ગમાં થયો !

## પ્રકરણ ૧૪ મું.

### મહાશ્વેતા ?

Up! lady fair, and braid thy hair
And rouse thee in the breezy air.

*Joanna Baillie*




રીપર્વત અને સેરીગીરના કિલ્લાથી કેટલેક દૂર ડીલ નદીની મધ્યમા 'રૂપલકા' નામક એક સુદર દ્વીપ આવેલો છે. આ દ્વીપમા અત્યારે તો ચુનારનાં થોડા વૃક્ષો અને અરણ્યપુષ્પોના વેલાઓ સિવાય કાઇ પણ જોવામા આવતું નથી, કિન્તુ તે સમયે એ દ્વીપ ઘણો મનોહર હતો આ દ્વીપનો ઘેરાવો તે સમયે ૬૦૦ ગજનો હતો એમ ઇતિહાસ ઉપરથી સૂચિત થાય છે તે દ્વીપ ઘણો મોટો ન હતો

કિન્તુ સુગંધી પુષ્પોના તથા સ્વાદિષ્ઠ ફળોનાં વૃક્ષો તેમા હોવાથી ઘણો રમણીય દશ્યમાન થતો હતો વૃક્ષો ઘણા ભરાવાદાર અને જૂનાં હતા જૂદી જૂદી જાતિના પકવ ફળો તો તેમા બેશુમાર મળી શકતા વળી આસપાસમા ડીલ નદીનુ નિર્મળ જળ વહન કરી રહેલુ હોવાથી તે દ્વીપમા રહેનારને મૃદુ સમીરણનો અનુભવ પણ મળતો. દૂરથી તે દ્વીપનુ નાનુ વન નન્દનવન જેવુ મનોહર અને રૂચિકર લાગતુ હતુ.

હજી સાજ પડી ન હતી–સૂર્યને અસ્ત થવાને થોડી વાર હતી, પરન્તુ ક્ષિતિજને અંતે તો સૂર્ય પહોચી ગયો હતો, જેથી તડકો જોવામા આવતો ન હતો. માત્ર ડીલના જળની સપાટી ઉપર સોનેરી રજ તરતી હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો. અત્યારે ઉક્ત રૂપલ કામાથી મનોહર, અને મુક્તકંઠ હોવા છતા કોકિલની જેમ તીવ્ર, એક ગાન સભળાતુ હતુ. પદના અન્તના પ્લુતોચ્ચારની સાથે ટેકનુ પદ મળતા પુન પુન તે ગાનની મધુરતામા વૃદ્ધિ થતી જતી હતી. દ્વીપના પ્રાન્ત વિભાગમાથી વનમા જ પ્રવેશ કરતો એક યુવક એ ગાન સાભળતા ત્યા જ સ્થિર થઈ ગયો અને એક વૃક્ષના થડની બાજુમા રહીને કર્ણદ્વાર ઉઘાડા મૂકી ઉત્કંઠ બની આતુરતાથી તે ગાન સાંભળવા લાગ્યો ગાન ચાલુ જ હતુ

" જાહા દેખે સો દુખિયા, બા. બા ! સુખિયા કો નહિ રે !
" જોગી દુઃખિયા જંગમ દુખિયા, તપસીકુ દુખ દૂ.. ના,
" આશા–મનસા સબ ઘટ વ્યાપી, કોઇ રહે નહિ સૂના...
" બા બા ! સુખિયા કો નહિ રે !
" રાજા દુ ખિયા, પરજા દુઃખિયા, દુખિયા ઘર, વૈરા.. ગી,
" દુખ કારનસે શુકદેવને ઉદરી માયા ત્યાગી...
" બા.. બા ! સુખિયા કો નહિ રે !

" સાચ કહે તો સબ જગ દુખિયા, જૂઠા કહી ન જા . ઈ;
" બ્રહ્મા, વિષ્ણુ, શંકર દુખિયા, ઉન્ને સૃષ્ટિ જમાઇ ..
" બા. .બા ! સુખિયા કો નહિ રે!
" ધુત્તા દુખિયા, અબધુત દુખિયા, દુખિયા ધન રૂ ૨ . કા;
" કહત કબીરા ઓ નહિ દુ.ખિયા, નિયમ કિયા હૈ મનકા ..
" બા . બા ! સુખિયા કો નહિ રે !
" રે બા . બા ! સુખિયા કૌન હયે ?
" બા. બા ! સુખિયા કો નહિ ર !"

ગાન પૂરૂં થયુ તોપણ તેની મધુરતા તો પેલા યુવકના કર્ણુ-દ્વારમા ગુજારવ કરી રહી હતી પુન બીજુ ગાન ક્યારે શરૂ થાય અને તે ગાનામૃત તેના કર્ણદ્વારમા રેડાય તેવી જિજ્ઞાસા તેના હૃદયમા ઉત્પન્ન થઇ કિન્તુ તે પરિપૂર્ણ થઇ નહિ ઉક્ત ગાન પ્રત્યેના અલૌકિક વાત્સલ્યથી તે યુવકની આખો ઘેરી બની અને ચક્ષુયુગ્મદ્વારા પ્રેમ અને માયાનો પ્રવાહ તેના અતર્મા પ્રવેશ કરતો હોય તેમ જણાયુ ચક્ષુયુગ્મથી દેખતો હોવા છતા પોતે જાણે કે બેભાન બની ગયો હોય તેવી રીતે ગાનની મધુરતામા લીન થઇને તે યુવકે તે દ્વીપના અતર્ભાગમાં પ્રવેશ કર્યો થોડે દૂર તે ગયો એટલે વૃક્ષોથી વીટળાયલી એક સુઘડ પર્ણકુટી તેના જોવામા આવી અને તેની જ બાજુએ પત્થરનુ બનાવેલુ એક શિવમદિર* આવી રહેલુ હતું આ સ્થળ તે યુવકને પ-

---

* ઇ સ ૧૮૩૫ મા કાશ્મીરને પ્રવાસે આવેલો એક ફ્રાન્સીસ પ્રવાસી આ સ્થાનના સબધમા એમ કહે છે કે તે સ્થળે એક નાનુ શિવમદિર આવેલુ હતુ યદ્યપિ અત્યારે ફક્ત મદિરનુ કાઈ પણ નિશાન નથી, તોપણ કીનારાપર ચૂનાવાળા પત્થરો જડી આવે છે, જે ઉપરથી ત્યા કોઇ મકાન અથવા તો તે શિવમદિર જ હોવાનુ અનુમાન સહજ કરી શકાય છે

શિચિત જ હોય તેમ તેણે તે કુટીમા નજર કરી, તો કોઇ પણ મનુષ્ય તેના જોવામા આવ્યુ નહિ. શિવમદિર પણ ખુલ્લુ જ હતું અને તેમા તેણે દૃષ્ટિ ફેરવીને જોયુ તો ત્યા પણ કોઈ જોવામા આવ્યુ નહિ કુટીની પછવાડે તે ગયો તો થોડે દૂર એક તમાલના વૃક્ષ નીચે એક નાની શિલાને આસન માનીને બેઠેલી કોઇ પરમ રૂપવતી બાળા તેના જોવામા આવી તે બાળાનુ શરીર અતિ તેજસ્વી હતું અને તેની ચારે દિશાએ તેજના કિરણો પ્રસરી રહ્યા હોય તેવો ભાસ એક સ્નેહાળ દૃષ્ટિને તો અવશ્ય થાય જ. તેણે પોતાના અગઉપર એક વલ્કલ પરિધાન કરેલુ હતું અને તમાલ વૃક્ષના થડને અઢેલીને નિર્દોષ રીતે તે બેઠેલી હતી તેના માથા ઉપરથી વલ્કલ ખસી ગયુ હતુ અને તેથી છૂટો કેશવિભાગ જોવામા આવતો હતો. તેના શરીર ઉપર કાઇ પણ ઘરેણા જોવામા આવતા ન હતા, પરતુ કઠમા યોડા શ્વેત સુગધી પુષ્પોના માળા ધારણ કરેલી હતી, જેની શ્વેતતા તેના ઉન્નત થતા જતા સ્તનવિભાગની શ્વેતતામા અદ્રશ્ય થઇ જતી હતી તેને એક ઋષિકન્યા માનવાના સઘળા કારણો જોઇ શકાતા હતા પેલો યુવક તે બાળાને જોતા જ તેની તેજસ્વિતામા, મનોહરતામા અને નિર્દોષતામા અજાઇ ગયો. તે બાળાનુ વદન કાઇક ચિતાનો આભાસ આપતુ હતું, પરન્તુ અત્યારે પાસેના વૃક્ષ ઉપર ચિત્કાર કરી રહેલા એક પોપટ અને પોપટીને નિહાળવામા તે લીનં બની ગએલી હોવાથી તેની મુખમુદ્રા ઉપર ચિતાને બદલે નિર્દોષતા–મુગ્ધતા અને કિચિત્ હર્ષની સુરખી ચઢી આવી હોય તેમ જણાતું હતું. તેને એ સ્થિતિમા જોતા તે યુવકને અચ્છોદ સરોવરના શિવમદિરમા વિરાજી રહેલી મહાશ્વેતાની નિર્દોષ મૂર્તિનુ સ્મરણ થયુ. દ્વીપની આસપાસ વીંટળાઇ વળેલુ

ડીલ નદીનુ પાણી અચ્છોદ સરોવરની ગરજ સારવાને બસ હતું ચંદ્રાપીડે મહાશ્વેતાને શિવપૂજામા મગ્ન થએલી સ્થિતિમા જોઈ હતી, જ્યારે આ બાળા બે નિર્દોષ પક્ષીઓના આનદમા પોતાના આનદનો સમાસ થયલો માની મુગ્ધતાથી પક્ષીઓની લીલાનુ દર્શન કરતી હતી ! મહાશ્વેતાની અલૌકિક આકૃતિના સરખી આ બાળાની આકૃતિ પણ કાંઇ અલૌકિક જ હતી. તે યુવકના મગજમા એવો જ ભ્રમ પેસી ગયો· " શુ આ સુન્દરી તે મહાશ્વેતા તો નથી ? તેની મનોહરતા અને નિર્દોષતા શુ મહાશ્વેતાનું સાદશ્ય સૂચવતી નથી ?"

યુવક તે વૃક્ષ પાસે ગયો અને જે શિલા ઉપર તે બાળા બેઠી હતી તેની બાજુએ કાંઇ પણ ખળભળાટ ન કરતા સ્થિર થઇને ઊભો, પરતુ બાળાની મધુર મૂર્ત્તિ તો પક્ષીઓનો નિર્દોષ આનદ જોવામા જ લીન બની ગઇ હતી. તે યુવક ત્યા આવ્યાનુ તેમજ ઊભા રહ્યાનુ ભાન તેને રહી શકયુ નહિ તે જ મૂક સ્થિતિમા થોડો સમય વ્યતીત થઇ ગયો વૃક્ષ ઉપરના પોપટ તથા પોપટીની આનદની રમત હજુ ચાલુ જ હતી. છેવટે પોપટ પોપટીના મસ્તક ઉપર એક સખ્ત ચચૂપ્રહાર કરીને ઉડી ગયો. પોપટની તે લુચ્ચાઇ તે નિર્દોષ બાળાથી સાખી શકાઇ નહિ. " છટ્ ! લુચ્ચા પોપટ ! " એમ બોલીને પોપટને મારવાને તે જમીન પરથી કાકરો લેવા જતી હતી, તેવામા પેલા યુવકના શરીર સાથે તેનો સ્પર્શ થયો નિર્દોષ બાળા એકાએક ચમકી ઉઠી. પોતાની મુગ્ધ સ્થિતિને માટે તે લજ્જાતુર થઇ ગઇ. શિલા ઉપરથી તે બ્હેબાકળી ઉઠી ગઇ. યુવકની મુખમુદ્રા સામે જોઇ રહેવાની હિમત તે ધરાવી શકી નહિ, છતા ગભરામણુ, ભય, લજ્જા, વિનય વગેરે લાગણીઓનો

અનુભવ કરતાં તે સહસા બોલી ઉઠી "અહો ! એકાએક અહી કયાથી ? આજે ઘણે દિવસે દર્શન થયા ! ગુરૂજી કુટીમા નથી ? ખઇ સ્નાન કરવા પધાર્યા હશે. હમણા જ આવશે"

આ વિનયયુક્ત, લાવણ્યયુક્ત અને નિર્દોષ શબ્દોનો ઉત્તર તુરતમા જ આપવાને તે યુવક નિષ્ફળ નીવડયો. જેટલા ગુણો તે બાળાના કથનમા સમાએલા હતા, તેટલા ગુણોથી યુક્ત શબ્દોમાં જ તેનો પ્રત્યુત્તર અપાવો જોઇએ. તેવા પ્રયત્નમા તે યુવકે ઘણા ફાંફા માર્યા પરતુ સપૂર્ણત સફળતા મળી નહિ. એક બાળાના શબ્દો આગળ પ્રવીણ યુવકને નિષ્ફળતા મળી. તે બોલ્યો "તમારી સભાળને માટે જ અહી આવ્યો છુ બીજુ શુ કારણ હોય? ગુરૂજી કયારના ગયા છે ?"

"હુ તો અહી ઘણા વખત થયા બેઠી છુ કયારે ગયા તની મને ખબર નથી"

મન્દ સ્મિત સાથે યુવક બોલ્યો "હમણા જે ગાન ગવાતું હતું, તે શુ આ જ સ્થળેથી કે ?"

બાળા આ પ્રશ્ન સાભળી લજ્જા પામી ગઇ થોડી વાર તે નીચે જોઇ રહી લજ્જાયુક્ત સ્મિતથી તેના કપોલપ્રદેશમા મનોહર ખાડા પડયા ઉત્તર કાંઇ પણ ન આપ્યો મૌનતા હકારસૂચક જ ગણાઇ.

"ગાન ઘણુ મનોહર હતુ એ તો ખરૂ, પરતુ જગતના દુખી પ્રાણીઓની સ્મૃતિ આપનારૂ પદ ગાવામા શો હેતુ હતો ?"

ઉત્તર આપતા આપતા બાળા જરા અચકાઇ ગ્લાનિનો જવનિકા મુખમુદ્રા ઉપર છવાઇ રહ્યા તે બોલી "જયારે જયારે આ એકાન્તવાસથી અને માતાપિતાની દુખી સ્થિતિની કલ્પનાથી ગભ-

રાઈ જાઉ છુ, ત્યારે ત્યારે કબીર ભક્તના એ પદથી મનને સતોષ આપુ છુ કબીરે શુ ખોટું કહ્યુ છે ? જગત્ આખુ દુઃખી-દુખી-દુખથી ભરપૂર છે. બ્રહ્મા અને વિષ્ણુ ભગવાન્ પણ દુખી જ છે, તો આપણે કોણ માત્ર ? મનને જીતીને પોતાની સ્થિતિમા સતોષ રાખે તે જ સુખી તેમ હું પણ મનને મનાવુ છુ મનોદુખને દૂર કરવાને મનને સમજાવુ છુ કે તારે ચાલુ સ્થિતિને દુખી નહિ કિન્તુ સુખી જ માનવી. કેમ, ખરૂ કે નહિ ?"

તે યુવક બાળાના નિર્દોષ અને પ્રશસાયુક્ત વિચારો જાણીને સતુષ્ટ થયો પ્રશંસા કરતા હૃદયથી તે બોલ્યો "ખરૂ જ છે, ખોટું કેમ કહી શકાય ? કબીરની ભકિત જ તમારા હૃદયમા પણ સ્થાપિત થઇ છે કે શુ ?"

"કોઇ પણ ભક્તની ભકિતને હુ માનતી જ નથી. હરકોઇ ભકતના શબ્દો મારા હૃદયને અનુકૂળ લાગે, તો હુ તે મુખપાઠ કરી લઉ છુ. પછી ગમે તો તે કબીરના, નાનકના, ગુરૂ ગોવિદસિહના કે કોઇ ફકીરના હોય !"

એટલામા એક યોગી પુરૂષ થોડે દૂર પસાર થતો જોવામા આવ્યો તેને જોઇ બાળા બોલી "ગુરૂજી સ્નાન કરીને પધાર્યા, ચાલો, હવે કુટીમા જઇશુ ?"

આ સ્થળે આપણી કથાનો કેટલોએક ગુપ્ત ભેદ ખુલ્લો કરવાની જરૂર પડશે આ યુવક તે સહજારામ હતો અને મનોહર બાળા-મહાશ્વેતા-તે કનકપ્રભા હતી અત્યાચારી જુબ્બારખાના હસ્તમાથી છોડાવીને કનકપ્રભાને કેટલાક ફકીરો ઉપાડી ગયા, તે બીના આપણે જાણીએ છીએ જયારે જુબ્બારખાના હુકમથી કનકપ્રભાને ત્રણ દિવસ સુધી કારાગૃહમા રાખવામા આવી હતી, ત્યારે છેલ્લા દિવસ-

ની રાત્રિમાં સહજારામે એક મુસલમાનના વેશમા કારાગૃહમા જ કનકપ્રભાની મુલાકાત લીધી હતી અને ત્યારથી એ સ્વરૂપવતી નિર્દોષ બાળાને ઘાતકી જીુબ્બારખાના પંજામાથી મુક્ત કરવાનો દૃઢ સંકલ્પ સહજારામે કર્યો હતો. કારાગૃહમા કનકપ્રભાના મનની અને તનની દયાજનક સ્થિતિ જોઇને તેને બહુ લાગી આવ્યુ હતું અને પ્રજાને દુખમાથી મુકત કરવાનો જ ધધો લઈ બેસનાર સહજારામથી તે બાળાનુ દૃખ જોઇ શકાય નહિ તે સ્વાભાવિક જ હતું આ કારણથી તેણે કેટલીક ગુપ્ત તૈયારીઓ કરી રાખી હતી. જે સમયે હરીપર્વતના કિલ્લામા જીુબ્બારખા પોતાના મદ્યપી મિત્રો સાથે બેઠો હતો, તે વખતે કનકપ્રભાને ત્યા લઇ જવામા આવશે, એવું અનુમાન સહજારામે કર્યું હતું, કારણકે સહજારામ અવારનવાર રાજદરબારમા જવાનો મહાવરો ધરાવતો હતો અને જીુબ્બારખાની કેટલીક ટેવોની માહિતી તે ધરાવતો હતો આ પ્રસગની બરાબર અટકળ કરીને સહજાગમ એક બુઢ્ઢા ફકીરના વેશમા જીુબ્બારખાની શરાબખોર મડળીમા દાખલ થયો હતો, જે પછીની બીના અગાઉ જણાવવામા આવી છે દીવાન હરિદાસને ત્યા જે જે વૃદ્ધો અને યુવાનો કાશ્મીરમા ચાલતા અત્યાચારના જુલ્મો સબધે વિચાર કરવાને એકઠા મળતા હતા, તેમાના વીસપચીસ યુવાનોને ફકીરના જ વેશમાં સહજારામે અગાઉથી. તૈયાર કરી રાખ્યા હતા, અને તેમને કેટલાક સકેતો સૂચવી રાખ્યા હતા સહજારામના એ સહચારીઓ હરીપર્વતના કિલ્લામા રાજમહેલની નજીકમા જ જૂદે જૂદે સ્થળે ગુપ્ત રીતે રહ્યા હતા અને સહજારામ તરફથી સકેતનુ સૂચન થતા એકદમ મહેલમા ધસી જવાને તૈયાર થઇ રહ્યા હતા. જીુબ્બારખાંના શરાબખોર દોસ્તો શરાબના નશામા બેહોશ બની ગયા હતા, તે

સહજારામે ગુપ્ત રીતે જોઇ લીધુ હતું અને તેથી પોતાના પ્રયાસમાં ફત્તેહમંદ નીવડવાનો તેને સમ્પૂર્ણ વિશ્વાસ હતો ઘટડીનો ધ્વનિ તે સંકેતશબ્દનુ સૂચન હતું અને તે થતા જ વેશધારી ફકીરો કનકપ્રભાને બચાવીને ઉપાડી લઇ ગયા હતા સમય લગભગ મધ્ય રાત્રનો હતો, સહજારામનુ મડળ હથિયાર સહિત હતું, જેથી વખત આવતા હથિયારો વાપરવાને પણ તેઓ તૈયાર જ હતા. ફકીરના વેશમા સહજારામની અદ્ભુત લીલાનુ દર્શન થતા જ જીઝારખા તો ગભરાઇ ગયો હતો અને ફકીરોનુ મડળ સહીસલામત રીતે કિલ્લા બહાર નીકળવાને ભાગ્યશાળી થયુ હતું ત્યારથી કનકપ્રભાને આ રૂપલકાના દ્વીપમા સહજારામ એક યોગી મહાત્માના આશ્રય તળે રાખી હતી કોઇ વાર પ્રસગ પ્રાપ્ત થતા સહજારામ તેની સભાળ લેવાને આવતો, જે નિયમને અનુસરીને આજે પણ તે ત્યાં આવ્યો હતો.

જે યોગી પુરૂષની સભાળ નીચે કનકપ્રભાને મૂકવામા આવી હતી તે યોગી ત્યાં કેટલાક વર્ષ થયા રહેતો હતો. તે સુંદર વનમા નિવાસ કરવાની તેન ઘણી અનુકૂળતા હતી વનમા ફળવૃક્ષો હતા તેવડે અથવાતો કોઇ વાર નજીકના ગામડામાથી ભિક્ષાવૃત્તિ કરી આવીને તે વડે પણ તે પોતાના દેહનુ પોષણ કરતો હતો અને દિવસનો મોટો ભાગ શિવપૂજા તથા યોગ અને ધ્યાનના અભ્યાસમા જ ગાળતો હતો તેનુ વય લગભગ ચાળીસેક વર્ષનુ હોય તેમ જણાતું હતું અતિથિઓ પ્રત્યે તે ઘણો માયાળુ અને વાત્સલ્યવાળો હતો. કનકપ્રભાને પોતાની એક પુત્રી ગણીને જ તેણે રાખી હતી અને યથાવત્ તે તેનુ પાલન કરતો હતો કનકપ્રભા તેને 'ગુરૂરાજ' કહેતી અને અગ્નિને માટે લાકડા લાવી આપવામા, પૂજાને માટે પુષ્પો ચુટી લાવવામા કે કોઇ વાર રસોઇ કરી આપવામાં, મદદ કરતી હતી. કોઇ વાર વખત મળતા ધર્મની નાની નાની વાતો કહેવા ગુરૂરાજને

કહેતી અને યોગી તે બાળાની પવિત્ર જિજ્ઞાસાને તૃપ્ત કરતો સહજા-
રામને આ યોગી સાથે પૂર્વે થોડો પરિચય થયો હતો અને વર્ષે
બે વર્ષે કોઇ વાર મેલાપ થઇ જતો હતો સહજારામ શુચિ હૃદયનો
હોવાથી યોગીની તેના ઉપર માયાળુતા હતી અને કોઇ કોઇ વાર
જ્ઞાનાનંદ અનુભવવા પોતાની પાસે આવવા સહજારામને તે કહેતો.
સ્થળ બહુ દૂર હોવાથી સહજારામ વધારે વખત ત્યાં જઇ શકતો
નહિ, પરંતુ કનકપ્રભાને ત્યાં રાખ્યા પછી દર પખવાડીયે તે ત્યાં
જતો. આવી રીતે યોગી સાથે સહજારામનો પરિચય પણ દિનપ્ર
તિદિન વધતો જતો હતો

સહજારામ અને કનકપ્રભા કુટી તરફ જવા લાગ્યા. કનકપ્રભા-
ના વિચારોની સરલતા અને વિચિત્રતા જાણીને સહજારામ દિગ્મૂઢ
બની ગયો હતો. એક સ્વતંત્ર-નિર્દોષ બાળા આ જગત્‌માં કેવું પવિત્ર
જીવન ગાળી શકે છે, તેના વિચારમાં જ ગોટવાતા ગોટવાતા સહ-
જારામ કનકપ્રભાની પાછળ પાછળ ચાલતો હતો. કનકપ્રભાના નિ-
ર્દોષ જીવનને સહજારામનું હૃદય પોકાર કરીને સંબોધતું હતું કે—
"ઓ પવિત્ર જીવન ! તું કેટલું ઉચ્ચ છે ? તું સ્વતંત્ર છે, કિંચિત્
બાલીશ છે, કિન્તુ કેટલું નિર્દોષ છે ? આ જગત્‌ના પ્રપંચોથી–તે પ્ર-
પંચના વિચારોથી પણ તું કેટલું મુક્ત છે ? આ જગત્‌ની સઘળી
માયા, સઘળો સ્નેહ, સઘળું વાત્સલ્ય શું તારામાં જ નથી ભર્યું ?
જગત્‌ની નીતિ, રીતિ અને ભક્તિનો સંચાર પણ તે ઉચ્ચ–પવિત્ર-
નિર્દોષ જીવનમાં જ ભરી રાખ્યો છે ! દુનિયાના કપટના વાયુની લ
હરિ હજી કનકના નિર્દોષ હૃદય ઉપર થઇને વહન કરી શકી નથી,
તે પણ તેના જીવનની–તેના વિચારોની ઉચ્ચતા છે ! આ નિર્દોષ
કળી ! તે કેટલી પવિત્ર, કોમળ, મધુર છે !"

સહજારામના વિચારો આગળ વધતા અટકી ગયા કારણકે
પોતાના હૃદયમાં જુદો જ આવિર્ભાવ પ્રવેશ થએલો તે અનુભવવા

લાગ્યો. તે ઉચ્ચ જીવનનુ ગુણકથન કરવુ એ ઉચિત હતું, કિન્તુ તેમાથી મોહની સુરખી હ્રદયમા ઉદ્‌ભૂત થતા હ્રદય અનીતિમાન માર્ગે ચઢી ન જાય તેનો તેને સમ્પૂર્ણ ભય હતો આગળ વધતા વિચારોને તેણે થોભાવ્યા-બળાત્કારથી થોભાવ્યા, એટલામા તે કુટીની નિકટમા આવી પહોચ્યો

સહજાગમના આગમનથી યોગીએ ઘણો હર્ષ પ્રદર્શિત કર્યો અને કનકપ્રભાન માટે અપધાનો તરફનો કાઇ ભય ત્યા છે કે નહિ તે માટે સહજારામે યોગીને પૃચ્છા કરી. રૂપલકાનો દ્વીપ જો કે કાશ્મીરની સરહદમા જ આવેલો હતો અને અપધાનો તરફનો ભય ત્યાં હોવાનુ સભવિત હતુ, છતા હજીસુધી એવા ભયના કાઇ ચિહ્‌નો જણાયા ન હતા, એમ યોગી તરફથી જાણીને સહજારામ ચાલ્યો જતો કોઇવાર રૂપલકામા યોગી પાસે એક આખો દિવસ ગાળતો હતો. આજે યોગીએ સહજ પ્રશ્ન કર્યો, " સહજારામજી ! થોડા દિવસ અહીં રોકાશો કે ? જ્ઞાનાનદ અનુભવાશે "

" હા ગુરૂજી, બે દિવસ રોકાઇશ એવી જ ઇચ્છા છે કે આ જગલના ફળ-કદ ઉપર ચાલતા જીવનનો અનુભવ કેવો હોય છે ? "

" આનદ ! અત્યાનદ ! તમને સસારીઓને એ અનુભવની આવશ્યકતા નથી, કિન્તુ વનનિવાસ ઘણો મધુર થઇ પડે એ સત્ય છે. "

" વનનિવાસ મધુર થઇ પડે તેનુ કારણ પણ એ નિર્દોષ અને સાત્વિક આહાર જ છે, ગુરૂજી ! "

યોગી પૂજા નિમિત્તે શિવમદિરમા ગયો અને સહજારામ એક શિલા ઉપર વાયુની શીતલ લહરિ અનુભવતો સૂર્યાસ્તની લીલા નિહાળતો બેઠો.



## પ્રકરણ ૧૫ મું.

---

### રૂપલંકામાં રાત્રિ.

*तारागणप्रवरभूषणमुद्वहन्ती ।
मेघावरोधपरिमुक्तशशाङ्कवक्त्रा ॥
ज्योत्स्नादुकूलममलं रजनी दधाना ।
वृद्धिं प्रयात्यनुदिने प्रमदेव बाला ॥

कवि कालिदास ॥



કવિ કાલિદાસે શરદ્ ઋતુની રાત્રિને એક બાળાનું સ્વરૂપ અર્પીને તેની મનોહરતા પ્રદર્શિત કરી છે, પરંતુ અત્યારે ડીલ નદીની મધ્યમા આવેલો રૂપલંકાનો દ્વીપ એક સુંદર રાત્રિથી જ નહિ, કિન્તુ તેવી રાત્રિથી અને તેવી જ એક ચંદ્રમુખી બાળાથી સુશોભિત થઇ

---

* તારાગણરૂપી અલંકારો ધારણ કરીને, વાદળાના આવરણથી રહિત ચંદ્રમારૂપી સુંદર મુખમુદ્રાવાળી રાત્રિ, ચંદ્રમાના પ્રકાશરૂપી શ્વેત વસ્ત્ર પરિધાન કરીને પ્રતિ દિવસે વૃદ્ધિ પામે છે, કે જેવી રીતે એક બાળા ( તારાગણ જેવા ચળકતા અલંકારો સહિત અને ચંદ્ર સરખા ગોળ-મધુર ચહેરા સહિત ચંદ્રપ્રકાશના જેવી શ્વેત-ઉજ્જવલ સાડી પરિધાન કરીને ) દિવસે દિવસે વૃદ્ધિ પામીને ' પ્રમદા ' બની જાય છે

રહ્યો હતો ! આખો દ્વીપ ચદ્રના પ્રકાશથી ઉજ્જવલ થઇ રહ્યો હતો અને તેથી આખુ વન શ્વેતતાયુક્ત જ ભાસ્યમાન થતુ હતું. સર્વત્ર શાતિ પ્રસરી રહી હતી અને આકાશ વાદળાંના નાના નાના કકડા-થી અસ્વચ્છ હતુ છતા સુશોભિત દેખાવ આપી રહ્યુ હતું. ઉજ્જવલ રાત્રિમા તારાનું દર્શન બહુ થઇ શકતુ ન હતુ, અને તે છૂટા છવાયા તારાઓ પણ રાત્રિની ઉજ્જવલ સાડીમા શ્વેત હીરાના જેવા શોભી રહ્યા હતા રૂપલકા દ્વીપનુ નાનુ વન માલતીના શ્વેત પુષ્પોથી ઉભરાઇ નીકળેલુ હતું અને તેથી જ્યા અને ત્યા શ્વેતતા અને શ્વેતતા જ દૃષ્ટિગોચર થતી હતી.

અત્યારે રૂપલકામા આવેલો નવીન અતિથિ સહજારામ, કન-કપ્રભા અને યોગી ચંદ્રના પ્રકાશમાં શાતિથી વાર્ત્તાલાપ કરતા આ-નદ અનુભવતા હતા. તે સમયનો આનદ, તે સમયની શાતિ, તે સમયની મનોહરતા અને તે સ્થળે હૃદયની થતી ઉચ્ચતાનો આભાસ માત્ર અનુભવીને જ આવી શકે વસતીવાળા વિભાગથી દૂર આવી રહેલા એક નાજૂક દ્વીપ, આસપાસ શીતળ જળનુ વહન—શાતિને ભગ્ન કરતાં છતાં પણ કર્ણપ્રિયતા ઉત્પન્ન કરતુ નદીના જળનુ વહન, ઋતુની સમશીતોષ્ણતા, ચદ્રનો ઉજ્જવલ પ્રકાશ, નિર્મળ અને ઉચ્ચ હૃદયનાં નિર્દોષ પાત્રો અને તેમના હૃદયની ઉચ્ચ વિષયતાઃ એ સઘળુ એકત્ર થતા કેવો આનદ ઉત્પન્ન થાય તેનુ જ્ઞાન અનુભવી સિવાય બીજાને શુ હોઇ શકે ?

સહજારામ, કનકપ્રભા અને યોગી અત્યારે એ જ આનદમાં ડૂબી રહેલાં હતા. વાર્ત્તાલાપનો પ્રારભ કરતાં સહજારામે યોગીને પૂછ્યુ " ગુરૂજી ! આ બાજુએ તો અધ્ધાનો તરફનો કાંઈ ઉપદ્રવ નથી ના ? "

" ના, હજીસુધી તો કાંઇ દૃશ્યમાન થયો નથી. ભવિષ્ય ભાવીના હસ્તમાં છે"

" કનકને અને મને શોધી કાઢવાને તેઓ બહુ મથન કરે છે, મને તો તેઓ હજી ફકીર જ સમજે છે, એટલે ઓળખી શકવાના નથી, કિન્તુ રખેને કનક કોઇના જોવામા આવી જાય અને નવીન ભય ઉત્પન્ન થાય."

" કનકને કોઇ ઓળખે તેવો ભય કિંચિત્ જ છે આ વલ્કલના વસ્ત્રોમા તેને કોણ ઓળખી શકે ? કનક અત્યારે સંસારિણી નથી, કિન્તુ એક વનકન્યા બની રહી છે, કેમ પુત્રી ? " યોગીએ કનકને સહર્ષ પ્રશ્ન કર્યો લજ્જાતુરતાથી કનકના કપોલ પર ખાડા પડયા

સહજારામે આતુરતાથી પૂછ્યુ " હે ગુરૂજી ! આ વલ્કલ પરિધાન કરવાનુ તેમને અનુકૂળ નહિ જ પડતુ હોય ? વસ્ત્રો સિવાય કેમ ચાલી શકે છે, કનક ? "

" વસ્ત્રોની કાઇ જરૂર નથી. આ વલ્કલ છે, પણ બહુ મજાના છે પાચ વસ્ત્રો ઉપરાઉપરી પહેરવાથી શરીર જેટલુ સચવાતુ નથી તેટલુ માત્ર આ એક વલ્કલથી સચવાય છે કોઇ વાર મને એવો વિચાર થઇ આવતો કે પૂર્વે ઋષિ-મુનિઓ વલ્કલ જ પહેરતા હતા, તે કેવી રીતે પહેરી શકતા હશે ? પણ હવે મને અનુભવ થયો કે વલ્કલ જેટલો આનંદ રેશમ કે ઉનના કપડા પણ આપી શકતા નથી. તે કપડા જેવી જ સુગમતા આ વલ્કલ પહેરવામા રહેલી છે. પણ સહજારામ ! હુ હવે મારા માતા પિતા પાસે જવા ઇચ્છુ છું. ગુરૂજી પાસે મને આનંદ છે, પરંતુ કોઇ કોઇ વાર એટલો શોક થઇ આવે છે કે મારૂ હૃદય કેમે કરતાં શાંત થઇ શકતુ નથી."

" તમને તમારા પિતા પાસે લઇ જવાને મને કાઇ હરકત નથી. પરન્તુ અત્યારે આખુ કાશ્મીર ઉછાળે ચડી રહ્યુ છે જુગ્ગબારખાના અપકૃત્યોનો ત્રાસ એટલો તો ફેલાએલો છે કે તેનુ વર્ણન હુ કરી શકુ તેમ નથી આ કારણથી તમને તમારા પિતા પાસે પ્હોચાડવામા પણ હું સલામતી જોઇ શકતો નથી."

આ સાભળીને કનકપ્રભા શોકાતુર થઇ ગઈ સીફ્રખાએ મારેલા ધક્કાથી પોતાના વૃદ્ધ પિતાનુ મરણ થયુ હશે કે હજી જીવન ટકી રહ્યુ હશે, તેનો વિચાર હૃદયમા ઉભરી આવ્યો અને આખોમા જળ ભરાઇ આવ્યુ સહજારામ તે ગુપ્ત રીતે જોઇ ગયો, પરતુ કનકપ્રભાએ કોઇને ન જાણવા દેવાને અશ્રુ લૂછી નાખવા યત્ન કર્યુ યોગીએ તેને ધૈર્ય આપતા કહ્યુ " પુત્રી ! તને અહી ભયનુ કાઇ પણ કારણ નથી મને તુ તારા પિતા તુલ્ય જ માનજે. જ્યારે આખો દેશ આવી ડામાડોળ સ્થિતિમા છે ત્યારે થોડો સમય અહી વધારે રોકાવુ તે જ યુક્ત છે કનક જતી રહેશે એટલે મારા આનદનો પણ કિંચિત્ ભગ જ થવાનો, સહજારામ ! "

" આપના સરખા એકાતવાસી મહાત્માઓને સત્પાત્ર મનુષ્ય પ્રાણીના સહવાસથી આનદ પ્રાપ્ત થાય તે ઉચિત જ છે. કિન્તુ આપને તો સ્નાન, ધ્યાન, પૂજન, યજ્ઞાદિ ક્રિયામા જ નિમગ્ન રહેવાનુ એટલે પુન આપનો આનદ સપ્રાપ્ત થઇ જાય."

" સત્ય છે, તો તમે પણ સ્નાન ધ્યાનાદિમા નિમગ્ન બનો, તમને ક્યા કોઇ ના કહે છે ? પાળે તેનો જ ધર્મ હોય છે. સસારમા રહીને પણ તમેએ જ્ઞાનાનદ મેળવી શકો."

સહજારામ હસીને બોલ્યો " ગુરૂજી ! એ વાત ખરી છે, કિન્તુ મારૂ હૃદય કોઇ એવા જ વિચિત્ર પ્રકારનુ છે કે કોઇ પણ ધા-

ર્મિક પ્રક્રિયામાં મારૂ હૃદય નિમગ્ન થઇ શકતુ જ નથી. મને કોઈ પણ ક્રિયામા આસ્થા બેસી શકતી જ નથી. "

" ત્યારે તમારૂ હૃદય કયા કાર્યને ઉચ્ચ માને છે, તે મને કહો, એટલે હુ તમને કહી શકીશ કે તમારૂ હૃદય કઇ વસ્તુમા નિમગ્ન થશે."

" જે કાર્ય કે ક્રિયા મારા દિલને રુચે તે ઉચ્ચ અને ન રૂચે તે નીચ, એવો જ સાદો સિદ્ધાત હુ મારા હૃદયમા ધારી રહ્યો છુ."

કનકપ્રભા વચમા જ બોલી ઉઠી : ' મારૂ હૃદય પણ તેવું જ છે જે કૃતિ મારા હૃદયને ઘાતકી લાગે, કોઇનુ પણ અહિત કરનારી લાગે, તેને હુ પાપ સમજુ છુ અને કોઇનુ હિત કરનારી કૃતિને ધર્મ સમજુ છુ સહજારામના વિચારો મોટે ભાગે મારા વિચારોને મળતા જ થશે "

યોગી બન્નેને શાત નાખતા બોલ્યો " શાતિ ! એક પછી એકની શકાનુ નિવારણ થશે કહે કનક ! તારા હૃદયને કયુ કાર્ય ન રૂચે ? "

કનકપ્રભા બોલી " પ્રથમ તો એ જ વાત કે જે ધર્મથી કોઇ પણ જીવનો ઘાત થતો હોય, તે ધર્મને હુ ધર્મ સમજી શકુ નહિ, કારણકે મારૂ હૃદય તે જીવના ઘાતથી બહુ જ દુ:ખી થાય છે. શંકરાચાર્યશૃગ ઉપર હુ મારા પિતા સાથે ખીરભવાનીની પૂજામાં ગઇ હતી ત્યા હવનમા એક બકરાના નાના બચ્ચાનો વધ કરીને હવનકુંડમા નાખ્યુ તે હવનથી ગમે તેટલુ પુણ્ય થતુ હોય, તોપણ બિચારા નિર્દોષ જીવનો ઘાત થયો, માટે હુ તો તેને પાપ જ ગણુવાની; બીજુ એ કે કોઇ પણ ધર્મના શબ્દો ભ્રમણામા નહિ દોરતાં સરલ અને સારી રીતે નીતિ શિખવતા હોય, અનીતિ તરફ દોરતા

ન હોય તો તે જ મારા વેદ, તેજ મારાં પુરાણ,તે જ મારી ગીતા અને તે જ મારો આદિગ્રંથ· આટલુ સાદુ અને સીધ્ધુ તે ધર્મ અને બાકી સઘળું પાપ જ."

યોગી બોલ્યો· "વિચારો ઘણા સાદા, સરળ અને છૂટા છે. ધર્મનું બંધન તેમાં આવી શકતુ નથી, પરન્તુ હું પૂછુ છું કે અમુક ક્રિયા સારી છે, ધાર્મિક છે, અને અમુક શબ્દો નીતિ શિખવનારા છે, તેની ખાત્રી કોણ કરે ? તારૂ મન. તારૂ મન દુનિયાના દભમા ફસી જશે નહિ, તેની શી ખાત્રી છે ? કારણકે આધુનિક સમયમા ખરા ધર્મો કરતાં દુનિયાના દાંભિક અને દેખાવવાળા ધર્મો બહુ વધી ગયા છે, તેની તને ખબર છે ?"

"હા, એ ખરૂ. દુનિયાના દભમાં ફસી જવાય; પણ શી ફીકર છે ? તે દભમા ઠોકર વાગે એટલે સાન આવે ખરી કેની અને ? પછી તેને છોડી દેવાય અને ખરો માર્ગ ગ્રહણ કરી લેવાય."

"અને કદાચ તે દભમાં ફસાયા દર્મ્યાન જ જીવન તુટી ગયુ તો આ જીવનનું સાર્થક્ય શુ ?"

કનકપ્રભા કાંઇ પ્રત્યુત્તર આપી શકી નહિ. યોગીનુ કહેવુ કથન યુક્ત હતુ. તેને પરાસ્ત થએલી જોઇને યોગી બોલ્યો "માટે કનક ! હરકોઇ ધર્મનુ પણ બંધન તો જોઈએ જ હો વિચારોની સરળતાથી ઠોકર ખાતાંમા જ જીવન પૂરૂ થઇ જાય છે, અને આયુષ્ય વ્યર્થ જાય છે."

થોડી વાર વિચારમાં લીન બનીને કનક બોલી: "ત્યારે તેવું બંધન કયા ધર્મનું ગ્રહણ કરવું ? એ તો ધર્મની સત્યતા અને અસત્યતાના ઝગડામાં જ ઉતરવાનું બાકી રહ્યુ તો !"

"ના તેમ કાંઇ નથી. જે પિતૃધર્મ હોય તેનું બંધન મુખ્ય-

ત્વે કરીને જોઇએ, પરંતુ તે ધર્મ તારા સરલ હૃદયને ન રૂચે, તો જૂદા જૂદા માર્ગો અને સંપ્રદાયોના સિદ્ધાંતો તારે જાણવા અને પછી જે માર્ગ તારા હૃદયને અનુકૂળ જણાય તે ગ્રહણ કરવો. પરંતુ એ- ટલું ધ્યાનમાં રાખવું કે ધર્મ તે ધર્મ જ છે સંસારનો દેખાવ, શૃંગાર કે શોભા તે કાંઈ ધર્મ નથી ધર્મ ગ્રહણ કરવાનો હેતુ મોક્ષનું ઉચ્ચ તત્ત્વ પ્રાપ્ત કરવાનો છે અને નીચ ગતિમાંથી પડતાં અટકવાનો છે, માટે કોઇ પણ ધર્મ પસંદ કરવા પહેલાં એટલું ધ્યાનમાં રાખવું કે, તે ધર્મ મોટા દેખાવવાળો, હદ ઉપરાંતના ખળભળાટવાળો અને દંભયુક્ત ન હોય. શાંતિનું પ્રાધાન્ય અને મનોવૃત્તિ ઉચ્ચતર થતી જાય તેવા સાધન જે ધર્મમાં હોય તે અંગીકાર કરવો કારણકે **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।** જે ધર્મથી મનોવૃત્તિ નીચતા- ને પ્રાપ્ત થતી જાય તે અંગીકાર ન કરવો શાંતિમાં હૃદય કેટલી ઉચ્ચતા મેળવે છે? આ સ્થાન બહુ શાંત છે. સ્નાન, ધ્યાન, પૂજા, યોગક્રિયાને માટે ઉત્તમ છે અહીં હૃદયને જેટલું ઉચ્ચ કરી શ- કાશે તેટલું ઉચ્ચ મન, વાજા કે નગારા વાગતા હશે અને મોટા મોટા મંદિરો તેથી ગાજી રહ્યા હશે, ત્યાં થઇ શકશે નહિ."

"આપનું કથન સત્ય છે પિતૃધર્મનું બંધન મને-મારી મનો- વૃત્તિને અનુકૂળ નથી. મારા પિતાજી શિવભક્ત છે અને દેવીપૂજનને ધર્મ માને છે દેવીપૂજનમાં પેલા બકરાનું બચ્ચું મરી ગયું, ત્યારથી મને તે પ્રત્યે તો અભાવ ઉત્પન્ન થયો છે'

"પુત્રી!" યોગી હસીને બોલ્યો "દેવીપૂજનમાં તે બચ્ચું મરી ગયું, એ ખરૂ, પરંતુ તેનું રહસ્ય ઘણું ગંભીર છ, છતાં એ સત્ય છે કે તારા સરલ અને કોમળ હૃદયને એ ધર્મ અનુકૂળ થાય તેવો નથી."

" તો પછી આપ જે હમ્મેશાં ધ્યાનમાં બેસો છો, અને શાતિથી મનોવૃત્તિને નિર્મળ કરવાનો અભ્યાસ કરો છો, તે મને બહુ અનુકૂળ પડશે એમ હુ માનુ છુ "

" તો તે અગીકાર કરવો. અથવા કોઇ બીજી પ્રક્રિયા તારા હૃદયને ઉચિત જણાય તો તે અગીકાર કરવી કિન્તુ એટલુ ધ્યાનમાં રાખવુ કે તે ધર્મનુ બધન સમજીને જ સસારમા વિચરવુ જૂદી જૂદી પ્રક્રિયાઓ તરફ હૃદયને ન દોડાવતા શ્રદ્ધા રાખવી શ્રદ્ધા સિવાય કોઇ પણ કાર્ય સિદ્ધ થઈ શકતુ નથી "

સહજારામ બોલ્યો: " મારા હૃદયને રૂચે છે, તે હુ સત્ય માનુ છુ પરતુ કનકપ્રભા કરતા મારા હૃદયને કાઇક જૂદુ જ રૂચે છે "

" વારુ કોઇ પણ ધર્મનુ કે કોઇ પણ પ્રક્રિયાનુ બધન હોવુ જોઇએ કારણકે હૃદયની રૂચિ દુનિયાના દાંભિક ધર્મોમા ફસાઇ જાય નહિ, એટલે સુધી તમે કબૂલ કરો છો કે નહિ ? "

" મારા મનથી ધર્મનુ બધન કાઇ જ નથી હુ તો માત્ર એટલુ જ સમજુ, કે નીતિ તે જ મારો નિત્યનો ધર્મ–નીતિ એટલે કે સત્ય બોલવુ, અસત્ય બોલવુ નહિ, ચોરી-વ્યભિચારાદિ દુર્ગુણોમા પ્રવૃત્ત થવુ નહિ અને જુબ્બારખા જેવા ક્રૂર સરદારોના જુલ્મ ચાલે ત્યારે હરકોઈ જોખમે પણ પ્રજાપીડન ઓછુ કરવુ, લોકોનુ દુખ દૂર કરવુ એ જ ધર્મ છે એમ હુ સમજુ છુ. "

" સત્ય છે સસારમા તો નીતિ તે જ ધર્મ છે, અને પ્રજાનુ હિત કરવુ એ પણ ધર્મ્ય કાર્ય છે તેથી મનોવૃત્તિની ઉચ્ચતા પ્રાપ્ત થાય છે પરંતુ એ ઉચ્ચતા માત્ર નૈતિક કાર્યોના અભ્યાસથી પ્રાપ્ત થાય છે નૈતિક વિચારોથી જો મનોવૃત્તિનુ પોષણ થતુ હોય તો મોક્ષનુ ઉચ્ચ તત્ત્વ પ્રાપ્ત કરવાના અધિકારી તમે થઇ શકો. ધર્મ

બની શકે ત્યાંસુધી આત્મોન્નતિને અર્થે જ હોવો જોઇએ. નીતિવડે મનોવૃત્તિનુ પોષણુ કરવુ તે જ આવશ્યક છે "

"એ હુ કબૂલ કરીશ. આત્મોન્નતિનો પ્રશ્ન અગત્યનો છે."

"જો એ વાત તમે કબૂલ કરતા હો, તો યોગાભ્યાસની તમારે જરૂર છે. યોગાભ્યાસ તે માત્ર પરમાત્મતત્ત્વ સંબંધી વિચારોવડે શાંતિની ઉપાસના છે, અને તે યોગસિદ્ધિથી આત્મોન્નતિ થઇ શકે છે. નીતિને સાસારિક કાર્યોમાં જ પ્રતિબદ્ધ રાખી રહેવી જોઇએ નહિ."

"આપનુ કથન કબુલ કરવુ જ જોઇએ મારૂ હૃદય તેની ના કહી શકતું નથી."

"બસ, તો પછી કનક અને તમે ઉભય યોગપ્રભાવ અને યોગમાહાત્મ્યના શિષ્ય થયા ! યોગનો વિજય થયો !" એમ કહી યોગી મન્દ મન્દ સ્મિત કરી રહ્યો.

કનક બોલી· "ગુરૂજીનો વિજય થયો—એક પર નહિ પણ બે પ્રાણી પર થયો, તો હવે અમને—ઉભયને યોગદીક્ષા આપો." એમ કહી કનક મન્દ હાસ્ય કરી રહી.

"નહિ, પુત્રી ! તું યોગદીક્ષાને માટે યોગ્ય નથી. તારે માટે સંસારમા હજી ઘણુ આશાભર્યું જીવન છે સહજારામને પણ હજી કાશ્મીરની પ્રજાનુ શ્રેય સાધવાનુ છે."

ચંદ્ર ક્ષિતિજથી ઘણો ઉચે ચઢી ગયો હતો અને મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો હતો, આથી યોગીએ સહજારામ તથા કનકપ્રભાને નિદ્રા લેવા માટે કહ્યું

* * * * *

મધ્ય રાત્રિ વ્યતીત થઇ ગઇ હતી. ચદ્ર પશ્ચિમ દિશામા નમતો જતો હતો અને પોતાની પાછળ અધકારનુ સામ્રાજ્ય ફેલાવતો

જતો હતો. જેમ કોઇ રાજાનો અસ્ત થઇ જતા–મૃત્યુ થતાં તેના કાર્યભારી મંત્રીઓ નિસ્તેજ થઈ જતા નથી, પરંતુ પૃથ્વીનો પાલક ગયો એમ માનીને પ્રજાને પીડવામા સામર્થ્યવાળા થાય છે, તેવી રીતે ચંદ્ર અસ્ત થવાને પશ્ચિમ દિશા તરફ જતો હોવાથી તેની પાછળ તેના અનુચરો–તારાઓ નિસ્તેજ થવાને બદલે ઉલટા તેજસ્વી થતા જતા હતા, પરન્તુ અનુચરો કોઇ રાજાના જેટલા પ્રભાવશાલી હોતા નથી, તેવી રીતે તારાઓ પણ તેજસ્વી દેખાતા હોવા છતા ચંદ્રની પેઠે પૃથ્વીને પ્રકાશિત કરી શકતા ન હતા. તારાઓના સામ્રાજ્ય નીચે પૃથ્વી આવતી જતી હતી. અત્યારે યોગીની કુટીથી થોડે દૂર એક તમાલના વૃક્ષ નીચે સહજારામ એક શિલા ઉપર સૂતો હતો વર્ષા ઋતુ ન હોવાથી એક વૃક્ષના આશ્રય નીચે ખુલ્લા સૂઇ રહેવાનુ જ સહજારામે પસંદ કર્યું હતુ. એક શિલા ઉપર તેને માટે કનકપ્રભાએ પાદડાનુ અને સૂકા ઘાસનુ બિછાનુ બનાવી આપ્યુ હતું અને એ કુદરતી બિછાનામા સહજારામને નિદ્રિત થયાને એકાદ પ્રહર વ્યતીત થઇ ગયો હતો. સ્વપ્ન વિનાની સરલ નિદ્રામા તે અત્યારે ઘોરતો હતો.

એટલામા તે તમાલ નીચે એકાએક કનકપ્રભા આવી લાગી. તેનો ચહેરો તેના હૃદયની ગભરામણ સૂચવતો હતો અને મ્હો ઉપર સ્ફુરી આવેલી રેખાઓ ઉપરથી એમ જ અનુમાન કરી શકાય કે તેનું હૃદય કોઇ દુઃખને લીધે વિદીર્ણ થઇ જતું હોવુ જોઇએ. તે એકાએક સહજારામ જે શિલા ઉપર નિદ્રા લેતો હતો ત્યા આવી અને અવાચ્ય ઊભી રહી.

નમતા જતા ચંદ્રનો પ્રકાશ સહજારામના તેજસ્વી મુખ ઉપર પડી રહ્યો હતો અને એ મુખમુદ્રા પ્રચંડ–ઉગ્ર હોવા છતા પોતાની

શાંત સુધાના વર્ષાદવડે તે મુખમુદ્રામાં શાંતિ પ્રેરિત કરતો હતો અને તેને મધુરતા અર્પતો જતો હતો. સહજારામની મધુર-કોમળ મુખમુદ્રા ભણી કનકપ્રભા થોડી વાર સુધી એકી ટસે જોઇ રહી મુખમુદ્રા નિહાળવામાં હૃદયની ગભરામણને તે ક્ષણભર ભૂલી ગઇ. સહજારામની નિદ્રામાં બંધ રહેલી આંખો અને કનકપ્રભાની ખુલ્લી આંખો વચ્ચે તેજનું એક અભેદ્ય આવરણ બની રહ્યું.

પ્રસંગ ઘણો વિકટ હતો પ્રેમી દમ્પતીના શયનગૃહમાં જેટલી પ્રેમ-મધુરતા હોય છે, તેટલી જ મધુરતા અત્યારે એ તમાલવૃક્ષની નીચે વ્યાપી રહેલી હતી, ભિન્નતા માત્ર એટલી જ કે તે મધુરતા હસ્તકૃત હોય છે ત્યારે આ મધુરતા કુદરતે જ અર્પેલી હતી સર્વત્ર શાંતિ, એકાકિની સ્થિતિ, ઉભય પાત્રોની તરુણાવસ્થા, ઉભયની અન્યોન્ય કોઇ પ્રકારની વિરૂદ્ધતાની ગેરહાજરી, એ સઘળા સંયોગો લાંબા વખત સુધી પવિત્ર હૃદયવાળા રહેલા પાત્રોના હૃદયોને અપવિત્ર બનાવી દેવાને પૂરતા થઇ પડે છે પરંતુ હૃદયની પવિત્ર ભાવનાની પાસે હૃદયનો કલંકિત સંયોગ કદાપિ ટકી શકતો નથી એ પરમ વિશુદ્ધિની હજુરમાં અપવિત્ર ભાવનાની સ્થિતિ પણ સમ્ભવતી નથી પરન્તુ એ સઘળું નિહાળનાર માત્ર કુદરત જ હોય છે. જગતમાં અવતરેલા ક્ષુદ્ર માનવી વર્ગનું હૃદય એ પરીક્ષા કરવા સુધી ભાગ્યે જ પહોંચી શકે છે. સંસારના નિત્યના સહવાસની છાપ તેમના હૃદય ઉપર પડી હોય છે, એ છાપ અનાયાસે ઉછળી આવે છે અને કુદરતે પવિત્ર ભાવનાઓને માટે જે કાયદો ઘડયો હોય છે, તે કાયદાની કલ્પના પણ ન કરતા દુનિયાની માન્યતાના પ્રવાહમાં ઘસડાઇ જાય છે જગત્ વિલક્ષણ છે કોઇ પણ વસ્તુને, કોઇ પણ પ્રસંગને કે કોઇ પણ સ્થિતિને અપવિત્ર માનવાનું તેને કિંચિત્ પણ કારણ હોય

છે, ત્યાસુધી તે તેને પવિત્ર માનવા તરફ એક પગલુ પણ ભરતુ નથી. કનકપ્રભા તેમજ સહજારામ ઉભયનાં હૃદય વિશુદ્ધ હતા, પરતુ જગતની વિલક્ષણતાએ ઉભયના હૃદયોમા જે છાપ પાડી હતી, તે અન્યોન્યને અપવિત્ર માનવાને તૈયાર હતી આ કારણથી સહજારામને જાગૃત કરી, પોતાના હૃદયની ગભરામણ પ્રદર્શિત કરતા કનકપ્રભા બ્હીતી હતી "અત્યારે રાત્રને સમયે એકાત અવસ્થામા હું સહજારામને જાગૃત કરીશ તો તે મારે માટે કેવો હલકો વિચાર બાધશે ?" "અથવા તો તે નીચ સ્વભાવવાળો જ નહિ હોય ?" બીજી કલ્પના કરતા કનકપ્રભા જરા ડર ખાઇ ગઇ, પગ પાછો પડયો અને પાછા તેના બિછાનાપર ચાલ્યા જઇ રાત્રિ ગાળી પ્રભાતે વાતચીત કરવાનો નિશ્ચય કર્યો "ના, સહજારામ, મારો સરક્ષક કદિ અપવિત્ર હોય ? નહિ જ. હુ મૂર્ખી બનીને કેવો નીચ વિચાર કરૂ છુ ?" "ત્યારે શુ જાગૃત કરૂ ?" વારવાર હૃદયમા એ છેલ્લો પ્રશ્ન જ ઊભો થતો હતો અને પુન શમી જતો હતો.

"સહજારામ !" સાહસિકતાથા કનકપ્રભા સહજારામને જાગૃત કરવાને ઉતાવળે બોલી, પરતુ પશ્ચાત્ ગભરાઇ. "ગુરૂજીએ આ શબ્દ સાભળ્યો હોય, તો કેટલુ અનિષ્ટ કહેવાય ?" એ વિચાર સ્ફુરી આવ્યો. પુન ઉચ્ચાર કરતા હૃદય સકોચાયુ સહજારામ જાગ્યો નહિ તે ગાઢ નિદ્રામા ઘોરતો હતો .

"ત્યારે કેવી રીતે જગાડુ ?" પુન એ પ્રશ્ન ઊભો થયો. "પણ તે મને નીચ હૃદયની તો નહિ ગણે ?" "હા, કદાચ તે મારે માટે હલકો વિચાર બાધશે, માટે અત્યારે અહીથી જતા રહેવુ. પ્રભાતે વાત" કનકપ્રભા ત્યાથી ચાલતી થઇ, પણ પગ પાછા ને પાછા પડવા લાગ્યા. આ સઘળા વિચારો કરતી વખતે પણ

તેની ગભરામણ ચાલુ જ હતી. સહજારામને જાગૃત કરવાની ક્રિયામાં માત્ર મનની જ સ્વલ્પ ગૌણ સ્થિતિનુ આ ચિત્ર હતું. હૃદય માન્યુ નહિ. ચિંતા અને ગભરામણની વૃદ્ધિ થતી જતી હતી. તે પાછી વળી પુન સહજારામના ચહેરા સામે તાકી રહી. હજી તે નિદ્રામાં જ હતો.

ધ્વનિ ન થાય તેવી રીતે તેણે પોતાનો હાથ લબાવ્યો. સહજારામના પગના અગૂઠાને સ્પર્શ કર્યો. તે વખતે કદિ નહિ અનુભવેલો એવો નવીન રોમાંચ કનકપ્રભાએ અનુભવ્યો. અગૂઠાને જરા હલાવ્યો. સહજારામ એકાએક જાગી ઉઠયો. " કોણ છે એ ? " મુખમાથી નિદ્રાભગ થતા સાધારણ રીતે નીકળતા શબ્દો સરી પડ્યા.

" હુ કનકપ્રભા." ઉત્તર મળ્યો.

સહજારામ પોતાના બિછાનામાં બેઠો થયો અને તેણે કનકપ્રભાની સામે જોયુ. તેટલા સમયમા સખ્યાબધ વિલક્ષણ વિચારો તેના હૃદયમાં થઇને પસાર થઇ ગયા " કનકપ્રભા ? અત્યારે રાત્રિએ એકલી મારી પાસે આવી છે ? ! ! " " શુ કામ હશે ? " "કદાચ તેનુ હૃદય મલિન તો નહિ હોય ? " " શુ તે સરલ હૃદયની કન્યા નથી ? દાંભિક છે ? " " કાંઇ અજાણી આપાત્ત તો નહિ આવી પડી હોય ? " એવા એવા વિચારો માત્ર એક ક્ષણમા જ જન્મ પામી એક ક્ષણમા અદશ્ય થઈ ગયા. મનની ગતિ ત્વરિત જ હોય છે

" કેમ ? અત્યારે શુ કામ છે ? " સહજારામે કનકપ્રભાની સામે જોઇને પ્રશ્ન કર્યો.

"સહજારામ ! મારા ઉપર થોડી કૃપા કરો ! મારા પિતાની શી સ્થિતિ થઇ હશે, તેનો વિચાર મારા હૃદયમા બહુ ગભરામણ ઉપજાવે છે. કૃપા કરીને ગમે તેમ કરી મને તેમની પાસ પહોચાડો."

"અને તેટલા જ માટે તમે અત્યારે અહીં આવ્યાં છો ?"

"હા, તેટલા જ માટે. હું સુઇ રહી, પણ એ બાબતની ગભરામણથી મને ઉંઘ આવી નહિ જ્યારે જ્યારે મને તે વિચાર થઇ આવે છે, ત્યારે ત્યારે હું ગભરાઇ જાઉં છું અને રડું છું. પ્રભાત સુધી રાહ જોવા જેટલું ધૈર્ય પણ હું તેથી જ રાખી શકી નથી અને મેં તમને જગાડયા છે. મારો તેટલો વાંક ક્ષમા કરો. મારા પિતાનું જીવન મને અવલંબીને જ છે અને મારા વિના તેઓ કેટલા દુઃખી થતા હશે ?"

"કનકપ્રભા ! હું તે માટે કાંઇ ના કહી શકતો નથી. તમને અહીં રહ્યાને ઘણા માસ થઇ ગયા છે, તે હું જાણું છું તમને ગભરામણ થતી હશે, તે વાત કાંઇ મારા ધ્યાનની બ્હાર નથી, પરંતુ દેશની ભયંકર સ્થિતિમાં મારો તે માટે કાંઇ પણ ઉપાય નથી."

"ગમે તેમ કરો, પણ મારા હૃદયની ગભરામણ મટાડો. તેમના સમાચાર જાણ્યા સિવાય હું કદિ જીવી શકીશ નહિ. મારી ખાતર તમે બહુ દુઃખ વેઠયું મારા સંરક્ષણને માટે તમે જે જે મહેનત લીધી છે, તેનો બદલો મારાથી આ જીંદગીમાં વળી શકે તેમ નથી, તોપણ મારા ખાતર થોડી તસ્દી વધારે લો અને મારાં માતા-પિતાના વિરહમાં મને મરવા ન દો."

"ત્યારે તમને જાણી કરીને પુનઃ કૂવામાં નાખવાની હિંમત હું કેવી રીતે કરી શકું ? શું અત્યારસુધી ઉઠાવેલી જેહમતને ધૂળ કરી નાંખવી એમ તમે કહો છો ?"

કનકપ્રભા કાંઇ ઉત્તર આપી શકી નહિ. દેશની સ્થિતિ ઘણી ભયંકર થઇ પડી હતી અને ત્રાસ એટલો ફેલાઇ રહ્યો હતો કે

કનકપ્રભાને ઓળખીને નહિ, પરતુ એક રૂપવતી બાળા જાણીને પણ તેને જુબ્બારખાંના માણસો સતાવ્યા સિવાય રહે નહિ. આ સ્થિતિમા સહજારામ પુન એક જોખમભરેલુ કાર્ય કરે તે સભવિત પણ ન હતું કનકપ્રભા તેવી ઉંધી સલાહ આપવાને હિમત કરી શકી નહિ તે બોલી· "ત્યારે હુ શુ કરૂ ? સહજારામ ! હુ હવે મરી જઇશ-જીવી શકીશ નહિ. મારૂ હૃદય ચુથાય છે અને કઇ કષ્ટ થઇ જાય છે ત્યારે કોઇની દ્વારા હુ મારા પિતાના સમાચાર મેળવી શકીશ ?"

"હા, તેમ કરવાને હુ તૈયાર છુ, ગુરૂજી જ ઉપકારની ખાતર એટલુ કાર્ય જરૂર કરશે આજ-કાલ ભિક્ષાવૃત્તિને માટે જવાના હશે એટલે હુ તે બાબત સઘળી સૂચના કરીશ તમે તેમને નામ-ઠામ વગેરે જણાવજો. બસ, હવે ચિતામુક્ત થયા ?"

"જ્યારે મને મારા પિતાના સુખવર્ત્તીપણાના સમાચાર મળશે, ત્યારે જ સપૂર્ણત ચિતામુક્ત થઇશ. કાલે મને સમાચાર મળશે?"

"હા, જરૂર મળશે. કાલે પ્રભાતમા જ ગુરૂજીને તે માટે હુ કહીશ, પછી ચિતા છે ? જાઓ, હવે શાતિથી નિદ્રા લો "

હૃદયના ઉભરાને શાત કરીને અને "કાલે પિતાજીના સમાચાર મળશે" એવી આશાથી હૃદયને તુષ્ટ કરીને કનકપ્રભા ત્યાથી જતી રહી.

"આહા ! પિતૃભક્તિ કેટલી પવિત્ર છે ? ખરેખર તે શુદ્ધ પિતૃભક્તિનુ જ પરિણામ નહિ, કિન્તુ તેનુ સરળ હૃદય જ છે સ્વલ્પ બનાવની અસર તેના હૃદય ઉપર ઘણી જ ભારે થઇ પડે છે, તેનુ કારણુ માત્ર તેનુ સરલ હૃદય જ છે. આર્યાવર્ત્ત ! તુ કેટલો ભાગ્ય-

શાળી છે કે આવી બાળાઓ, કે જેઓ પરપુરૂષ સાથે એકાંતમાં રહેતાં અપવિત્રતાની કલ્પના પણ કરતી નથી, તેવી પવિત્ર બાળાઓ હજી તું ધરાવે છે ! !" એવા એવા વિચાર કરતા સહજારામ પુન નિદ્રાધીન થયો.

## પ્રકરણ ૧૬ મું.

### હરિદાસના પરિવારપર આફત.

A purple land, where law secures not life

*Byron*



શભક્ત દીવાન હરિદાસને જુલ્મગારખાના હુકમથી કતલ કરી નાખવામા આવ્યો કાશ્મીરનુ પ્રજામડળ એક મોટા આગેવાન વિનાનુ થઈ પડ્યુ હરિદાસને કતલ કરવામા આવ્યાથી આખા કાશ્મીરમા હાહાકાર વર્તી રહ્યો, કિન્તુ તેની કાંઇ પણ અસર જુલ્મગારખાના દિલ ઉપર થવા પામી ન હતી લોકો એટલા બધા ત્રાસી ગયા હતા કે, હરિદાસના મૃત્યુનો શોક પણ કોઇને મ્હોએ જાહેર કરી શકતા નહિ, અને કદાચ કોઇ શોક પ્રદર્શિત કરતું તો બીજે જ દિવસે તે વાત જુલ્મગારખાના કાનપર જતી અને દેશભક્ત નરની દયા ખાનારની કમબખ્તી થઇ પડતી. તેવાઓની પાસેથી સખ્ત દડ લેવામા આવતો અને હદ ઉપરાત માર મારવામાં આવતો તે જૂદો ! " બળીઓ મારે અને

રોવા પણ ન દે" એવો કાયદો અત્યારે કાશ્મીરમાં ચાલી રહ્યો હતો. જે મડળ કાશ્મીરની પ્રજાનુ દુ:ખ ઓછુ કરવાને હરિદાસની આગેવાની નીચે ઊભુ થયુ હતું, તે હરિદાસના મૃત્યુથી બહુ ગુસ્સે થઇ ગયુ હતું અને અફઘાન રાજ્યની ધુસરી ગમે તેમ કરીને દૂર કરી નાખવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો આ ધુસરી દૂર કરવાને સ્વર્ગસ્થ હરિદાસની જ સૂચનાને અમલમાં મેલવાનુ તે સઘળાએ પસદ કર્યું. હર કોઇ કીસમે રણજીતસિહને કાશ્મીરપર ચઢાઇ કરવાને ઉશ્કેરવો અને અફઘાનોના ભયકર ત્રાસમાંથી મુક્ત થવુ તેમ તેઓએ પસદ કર્યું. જ્યારે દુ:ખમાથી છૂટવાની કાઇ પણ બારી રહી નહિ, ત્યારે પ્રજાએ મરવાનુ જ પસંદ કર્યું, અને આ વાત જુબ્બારખાના જાણવામા આવે, અને તે આખા કાશ્મીરની પ્રજાને કત્લ કરાવી નાખે, તોપણ પોતાનો નિશ્ચય નહિ ફેરવવો, એટલેસુધી કાશ્મીરની પ્રજા ઉશ્કેરાઈ ગઇ હતી હરિદાસની સૂચનાને અમલમાં મેલીને તેનું સ્મરણ કાશ્મીરમા લાબો વખત રહે તથા કાશ્મીરના એક દેશભક્ત આગેવાન તરીકે તેની ખ્યાતિ થાય તેમ કરવાનો પણ તે મહા-મડળનો હેતુ હતો

દીવાન હરિદાસના પુત્ર **વીરબળ** ઉપર ઘણી આપત્તિઓ આવી ચૂકી હતી. હરિદાસને જુબ્બારખાએ કત્લ કરાવ્યો, તેને બીજે જ દિવસે તેના ઘરબાર લૂટી લેવામા આવ્યા. માલ મિલ્કત, જર-જવા-હીર, અને ઘરમા જે કાઇ હતુ તે સઘળુ બાદશાહી ખજાનામાં મોકલી આપવામાં આવ્યુ. **વીરબળ** એક રસ્તાનો ભિખારી બની રહ્યો ! તેની એક યુવાન સ્ત્રી અને એક પુત્ર તથા પુત્રી ઘરબાર વિના નિરાધાર બની રહ્યાં ! કાશ્મીરની પ્રજાનુ દિલ તેમની મુફલીસ હાલતથી ન દુ:ખાય તેમ કાંઇ ન હતુ, પરંતુ જે કોઇ **વીરબળને**

કાંઇ મદદ કરે, તેને રહેવાને ઘર આપે અથવા ખાવાને ભોજન આપે, તેના પર પણ જુબ્બારખાં તરફથી જુલ્મ ગુજારવામાં આવતો હતો. એક દેશભક્ત આગેવાનનો પરિવાર અત્યારે કાશ્મીરની શેરીઓમા અન્ન વિના અહીંથી તહીં રખડતો હતો !

બીજે દિવસે સહજારામ કનકપ્રભાની સભાળ લઇને આવ્યો, ત્યારે પોતાના મિત્ર વીરબળની સ્થિતિ ઘણી જ દયાજનક થઇ પડેલી તેના જાણવામા આવી. મિત્ર ઉપર આવી પડેલી આપત્તિ સહજારામથી સાખી શકાઈ નહિ. આજસુધી સહજારામ પ્રજામાં પ્રજાભક્ત ગણાતો અને અઝીમખાના દરબારમા રાજભક્ત ગણાતો હતો, પરતુ એવો દેખાવ કરવાનુ તેણે હવે બિલકુલ ત્યજી દીધુ. પોતે રાજભક્ત નહિ કિન્તુ પ્રજાભક્ત છે, એવુ દર્શાવવાને તેણે વીરબળને પોતાને ખર્ચે એક સ્થળે આશ્રય આપ્યો વીરબળને દીવાનના પુત્ર સહજારામે આશ્રય આપ્યો છે, એ વાત જુબ્બારખાના જાણવામા આવી, પરતુ તે તેના ઉપર કાંઈ પણ જુલ્મ કરવાને નિરૂપાય હતો. ફત્તેહખા બારકજની કાશ્મીરમાથી ક્યારનોએ કાબૂલ ખાતે જઇ પહોચ્યો હતો પરન્તુ દીવાન નન્દરામ કાશ્મીરમા જ હતો તેની હાજરીમાં સહજારામને કોઇ પણ રીતે સપડાવવો, તે તેને માટે ઘણુ અશક્ય હતુ. તે વખતે તો તે ચુમાઇને બેસી રહ્યો, પરતુ બીજી કોઈ રીતે તેનું કાસળ કાઢી નાખવાનો જ લાગ તે શોધતો રહ્યો

પુત્રે એક રાજદ્રોહી સખ્સના કુટુમ્બને આશ્રય આપ્યો છે, એમ જાણીને નન્દરામ હૃદયથી બહુ દુ:ખી થયો, પરંતુ પુત્રની પ્રકૃતિ જાણીને તે તેને કાંઇ પણ કહી શકતો ન હતો. સહજારામ પણ બને ત્યાંસુધી પિતાની સાથે વાતચીતનો પ્રસગ લેતો જ નહિ.

સહજારામને ખર્ચે જ વીરબળના ગરીબ બની ગએલા કુટુમ્બનુ પોષણ થવા લાગ્યુ.

પિતાનો જીવ લેનાર દુષ્ટાત્મા જુબ્બારખાનુ વૈર લેવુ અને કાશ્મીરનુ તખ્ત મહારાજા રણજીતસિંહના હાથમા જાય, તેમ કરવાને શૂરવીર વીરબળ જ તૈયાર થયો લાહોર જઇને પોતે જ મહારાજાને ઉશ્કેરવાનો નિશ્ચય કર્યો. સહજારામે તે બાબતમા સમ્મતિ આપી અને વીરબળના કુટુમ્બનુ સંરક્ષણ કરવાનુ પણ સહજારામે માથે લીધુ. ભવિષ્યની કાઇ પણ દરકાર ન કરતા વીરબળ લાહોર તરફ ચાલ્યો ગયો!

હરિદાસ દીવાનનો પુત્ર વીરબળ પંજાબના દરબારમા ગયો છે, એ વાત માત્ર થોડા જ વખતમા સર્વત્ર પ્રસરી ગઇ અજીમખાના જાણવામા પણ એ વાત આવી પ્રજા ઉછળી રહી છે અને કાશ્મીરની આખી પ્રજાએ જ વીરબળને પંજાબમા મોકલ્યો છે, એવી વાત જુબ્બારખાના જાણવામા આવવાથી જુબ્બારખા ગુપચુપ જ રહ્યો તેણે અજીમખાને સઘળી વાત કહીને વીરબળ જેવા બેવફાદાર સખ્સના કુટુમ્બને યોગ્ય શિક્ષા આપીને લોકોમા દાબ તથા દાખલો બેસાડવાનુ સમજાવ્યુ આ વખતે જુબ્બારખાએ પોતાની જુલ્મી સત્તાનો કિંચિત્ માત્ર પણ ઉપયોગ કર્યો નહિ એવી બાબતોમા તે કળાથી કામ લેતો-બળ વાપરતો ન હતો અજીમખાએ ઇન્સાફની રાહે વીરબળના કુટુમ્બને ગિરફતાર કરવાનો નિશ્ચય કર્યો

અફઘાન લોકો પ્રજા ઉપર જુલ્મ કરનારા હતા, અને મરજી તે જ કાયદો ગણીને સ્વેચ્છાનુસાર વર્ત્તવામા જરા પણ બાકી રાખતા ન હતા. કોઇ પણ ખરા ગુન્હેગારને છોડી દેવો અથવા તો નિર્દોષને સપડાવવો તે તેમના રાજ્યમા માત્ર રમત જેવુ જ હતુ;

પરન્તુ જ્યારે તેઓ ઇન્સાફનો દેખાવ કરવા ઇચ્છતા, ત્યારે ઇન્સાફની પૂરેપૂરી રમુજ કર્યા સિવાય રહેતા નહિ. ઇન્સાફ કરવાને માટે આખો દરબાર ભરવામા આવતો અને તે દરબારમા સખ્યાબધ સરદારો અને અમલદારો હાજરી આપતા સુલતાન પોતે તથા રાજ્ય તરફના ધારાના હિમાયતી-વકીલ તરીકે કોઈ અનુભવી કાજીને રાખવામા આવતો અને રીતસર ગુન્હેગારની જબાની લેવામા આવ્યા બાદ શિક્ષા ફરમાવવામા આવતી પરતુ એ સઘળા દેખાવનુ પરિણામ તો અગાઉથી ધારી રાખેલુ જ આવતુ '

આજે માત્ર વીરબળનો મુકર્દમો ચલાવવાને માટે જ અજીમખાએ દરબાર ભર્યો હેતુ એ હતો કે કાશ્મીરની પ્રજાને એમ બતાવવુ કે, અફઘાનો ખુલ્લી રીતે લોકોને ઇન્સાફ આપે છે, અને પછી રાજદ્રોહીના કુટુમ્બને પરહેજ કરીને એવો દાખલો બેસાડવો કે પુન. કોઇ રાજદ્રોહ કરે નહિ-રાજ્યને બેવફાદાર નીવડે નહિ. વખત થતા સેરીગોરમા કચેરી ભરાઇ તેમા અજીમખા, જુમ્બારખા, દીવાન નન્દરામ વગેરે રાજદ્વારી અમલદારોએ હાજરી આપી હતી એક વૃદ્ધ કાજી મુલ્લા પણ બિરાજી રહ્યા હતા. સહજારામને ખાસ આમત્રણ કરીને બોલાવવામા આવ્યો હતો. મીરજા પંડિત નામનો એક અફઘાન કવિ પણ કચેરીમા હતો પૂરા દબદબા સાથે સૌ કોઇ એકઠા થતા કાજી સાહેબે અજીમખાના ફરમાનથી મુકર્દમા રજુ કરતાં કહ્યું કે-" હઝરત આલીને માલૂમ થઇ ચૂકયુ છે કે હરિદાસ દીવાનનો પુત્ર વીરબળ અહીથી નાસીને પંજાબમા જઇ પહોંચ્યો છે, અને કાશ્મીરથી રવાના થતા કાશ્મીરની સઘળી પ્રજામાં બેવફાદારીના બીજ વાવતો ગયો છે. પંજાબમા પણ લોકોને તે ઉશ્કેરતો જ લાહોર ખાતે જઇ પહોંચ્યો છે એ બેવફાદાર વીરબળને

જે જે લોકોએ મદદ કરી છે, તે સઘળાને યોગ્ય સજા કરવામા આવી છે અને હજી પણ જેઓ તેને મદદ કરશે, તેમને કેદ કરવામા આવશે, કારણકે બેવફાદાર આદમીને મદદ કરવી તે રાજ્યના કાયદાથી ઉલટુ છે હવે જેઓ **વીરબળને** મદદ કરે છે, તેમાના કેટલાક આ કચેરીમા હાજર છે, તો તેમને પૂછવુ જોઇએ કે **વીરબળ** પંજાબ તરફ શામાટે ગયો છે ”

આ ઉપરથી **અજીમખાએ સહજારામને** પૂછ્યુ “**સહજારામ**' તમે **વીરબળના** દોસ્ત છો, તો કહો કે તે ત્યા શામાટે ગયો છે?”

**સહજારામનો** પિતા **નન્દરામ** કે જે કચેરીમા હાજર હતો, તેના તો હોશ જ ગગડી ગયા તેને જણાઇ આવ્યુ કે આ મુકર્દમામા સઘળો દોષ **સહજારામને** માથે જ આવી પડયો છે **સહજારામ** જવાબ આપે તે પહેલા તો ધ્રૂજતે પગે ઊભા થઇને **નન્દરામે** કહ્યુ· ‘જનાબ' **સહજારામનુ** મગજ હાલમા ભ્રમી ગયુ છે મને લાગે છે કે તે કાંઇક કેફી પદાર્થ પીવાથી ગાંડો થઇ ગયો છે, માટે તેની પાસેથી આપને જે કાઇ ખુલાસો મળે તે સાચો જ મળે એ સભવિત નથી.”

પિતાના આ શબ્દો સાભળતા જ **સહજારામનો** પિત્તો ઉછળી આવ્યો તે ગુસ્સાથી બોલી ઉઠયો “નહિ, બિલકૂલ નહિ! મે કેફી પદાર્થ પીધો જ નથી અને હુ ગાડો થયો જ નથી હુ જે કહીશ તે મારી અક્કલ હોશિયારીમા રહીને જ કહીશ.”

ઉપરના શબ્દો **સહજારામે** એવા તો ઘેલછાભર્યા ગુસ્સામા ઉશ્કેરાઇ જઇને કહ્યા કે સૌ કોઇને તેને ગાડો થઇ ગએલો માનવાનુ એક કારણ ઊભુ થયુ કેટલાક તો તેની બોલવાની રીત ઉપર હસાને બોલવા લાગ્યા કે–“ખરેખર, તે ગાડો જ થઈ ગયો છે!”

સહજારામ બોલ્યો: " વીરબળ પંજાબમાં શામાટે ગયો છે તે કહેવાની કાંઇ જુરૂરત નથી, કારણકે તે વાત સૂર્યના પ્રકાશ જેવી જ ખુલ્લી છે વીરબળના પિતા હરિદાસને રાજમહેલમા બોલાવવામા આવ્યા હતા, ત્યાથી તેઓ પાછા ઘેર આવ્યા નથી, એટલે કે તેમને ગેરઇન્સાફની રાહે મારી નાખવામા આવેલા હોય, એમ અનુમાન કરી શકાય છે. વળી વીરબળની સઘળી માલ-મિલ્કત અને ઘરબાર લૂટી લેવામા આવેલા છે અને તેનુ કાઇ પણ કારણ જણાવવામા આવ્યું નથી."

જુબ્બારખા વચમા બોલ્યો "હરિદાસે બેવફાદારી જાહેર કરી હતી અને બીજા લોકના દિલ પણ તેણે બેવફાદાર બનાવી મૂકયા હતાં, તો તેવા બેવફાદાર સખ્સને જે કાઇ સજા કરવામા આવી છે, તે ગેરવાજબી નથી, લેકિન ઇન્સાફની રાહે છે એવી બેવફાદારી લોકમા જ્યાદ ન ફેલાય, તે માટે તેવાઓને કત્લ કરવા તેમા શુ ગેરઇન્સાફ છે?"

કાજીએ ટાપસી પૂરી "ખરૂ કહો છો, જનાબ! એ સઘળુ ઇન્સાફની રાહે જ થયુ છે. તેવાઓને કત્લ કરવા તે કાઇ ગુન્હો નથી."

સહજારામ વધારે ગુસ્સે થઇને બોલ્યો "અપ્રધાન સરદારની મરજી તે જ ઇન્સાફ છે અને નામરજી તે જ ગુન્હો છે, ત્યા મારે કાઇ બોલવા જેવુ રહેતુ નથી પરતુ હુ જાણુ છુ તેટલેસુધી હુ કહુ છુ કે વીરબળ અપ્રધાન રાજ્યને દૂર કરવાને મહારાજા રણજીતસિહને ઉશ્કેરવાને અને કાશ્મીરનુ તખ્ત મહારાજાના હાથમા જાય તેમ કરવાને પંજાબમા ગયો છે. સત્ય કહેવામા હુ કાઇ પણ ભય માનતો નથી."

સહજારામનુ સ્પષ્ટ કથન સાભળીને સૌ કોઈ દિગ્મૂઢ બની ગયા.

ઘણાખરા એમ માનતા હતા કે નન્દરામ જેવો સાધુ સ્વભાવનો પુરૂષ છે, તેવો જ સહજારામ પણ છે અને અફઘાન રાજ્યને વફાદાર છે, પરતુ તેનુ ઉપરનુ કથન સાભળતા સૌ કોઇ આશ્ચર્યમા ગરકાવ થઇ ગયા અફઘાન રાજ્ય સામે સહજારામે આટલો બધો અસંતોષ કદિ જાહેર કર્યો હોય, તેમ અફઘાન સરદારો જાણતા ન હતા, અને અત્યારે તેમના જાણવામા તે બાબત આવતા તેમને ઘણુ જ આશ્ચર્ય થયુ.

જુબ્બારખા બોલ્યો "સહજારામ ! તમને હઝરત તરફથી પુછવામા આવે છે કે તમે વીરબળ જેવા બેવફાદાર સખ્સના કુટુમ્બને શામાટે મદદ કરો છો ?"

"તેને હુ જે મદદ કરૂ છુ તે એક રાજદ્રોહી તરીકે નહિ પરતુ મારા મિત્ર તરીકે કરૂ છુ. વીરબળ મારો બાળસ્નેહી છે અને દોસ્તીના હકે કરીને હુ તેમ કરવા બધાએલો છુ"

"વારૂ ! ત્યારે બેવફાદાર વીરબળના કુટુમ્બને માટે શુ ઇલાજ લેવા, તે માટે હઝરત તમારી સલાહ લે છે"

"મારી સલાહ ? હઝરત આલીએ કોઇની સલાહ માન્ય રાખી નથી, તો મારી સલાહ કયાથી માન્ય રાખશે ?"

નન્દરામ સહજારામના મૂર્ખાઇભર્યા જવાબોથી બહુ ચીઢાઈ ગયો હતો. તે બોલ્યો "સહજારામ ! આ એક સુલતાનની કચેરી છે. બેઅદબાથી નહિ બોલતા જરા આદાબથી બોલ વિચાર રાખ કે તારા શબ્દો તારા જ પગમા કુહાડો મારે છે"

"માફ કરો, હુ તો તમારા મત પ્રમાણે ઘેલો છુ, એટલે કૃપા કરીને મને કાઇ શિખામણ ન આપશો"

અજીમખાએ કાજીને પૂછ્યુ. " કાજી સાહેબ ! તો હવે બેવફાદાર વીરબળના કુટુબને શી સજા કરવી જોઇએ ?"

કાજીએ ઊભા થઇ ઉત્તર આપ્યો " જનાબ ! ઇન્સાફ એમ કહે છે કે બેવફાદાર સખ્સોનો પરિવાર પણ આગળ જતા બેવફાદાર નીવડે છે, માટે તેમ ન થાય તેવા હેતુથી વીરબળના કુટુમ્બને ગિરફતાર કરવાની જરૂરત છે."

જુબ્બારખા બોલી ઉઠયો " બસ, એમ જ થવુ જોઇએ. જો એમ ન કરવામા આવે તો આગળ જતા આખુ કાશ્મીર બેવફાદાર જ બની જાય, તે માટે તેની ઓરત અને બાળ બચ્ચાને કેદ કરવા જોઇએ અને લોકમા એવી દેહશત બતાવવી જોઇએ કે બેવફાદાર સખ્સો કેવી રીતે પામાલ બની જાય છે ! જાઓ, સીફૂખા, એ કાફર વીરબળની ઓરત અને બાળ બચ્ચાને હઝરતની હુજુરમા હાજર કરો."

નોકરો ફરમાન ઉચકી લેવાને તૈયાર જ બેઠા હતા. ત્રણ–ચાર ખોજાઓ સત્વર ત્યાથી રવાના થઇ ગયા આખુ કચેરીમડળ શાત બની ગયુ. અત્યારે સહજારામનુ હૃદય વિદીર્ણ થઇ જતું હતું શોક અને ગુસ્સાથી તેની મુખમુદ્રા લાલચોળ બની ગઇ હતી. રગે રગે ક્રોધનુ રૂધિર તેના અગમા વહન કરી રહ્યુ હતું એક રાજાનો જુલ્મ પ્રજાને કેવી હાલતમા મુકી દે છે, તેનો સકલ્પ સહજારામના દિલને બહુ દુ ખ દેવા લાગ્યો સૌ કોઇ ચુપકીદીમા વિચાર કરતા જ બેસી રહ્યા, એટલામા સીફૂખા વીરબળની ધર્મપત્ની તથા એક નાના પુત્ર અને પુત્રી સાથે કચેરીમા દાખલ થયો

આખા કચેરીમડળમા સહજારામ સિવાય એવો એક પણ સખ્સ ન હતો કે જેનુ દિલ આ ઘાતકી દેખાવ જોઇને થરથરે વીરબળની સ્ત્રી કચેરી વચ્ચે ઊભી રહી. તેની બન્ને બાજુએ તેના બે

બાળકો રડતા રડતા ઊભા રહ્યા. જીુબ્બારખા બોલ્યો "તને હઝરત આલ્રી તરફથી પૂછવામાં આવે છે કે તારો ખાવિદ ક્યાં ગયો છે?"

"પંજાબમા." સ્ત્રીએ સ્પષ્ટ પ્રત્યુત્તર આપ્યો.

"શામાટે ગયો છે?" પ્રશ્ન થયો.

"કાશ્મીરની પ્રજાનુ દુખ દૂર કરવા." ઉત્તર મળ્યો.

"કાશ્મીરની પ્રજાનુ દુખ દૂર કરવા? કેવી રીતે?"

"પંજાબ કેસરી મહારાજા રણજીતસિહના શરણે જઇને.'

"તોબાહ! તોબાહ! આ બદબખ્ત ઔરત પણ બેવફાદાર બની ગઇ છે, જનાબ! જુઓ તે કેવા બેવશાદાર જવાબ આપે છે? તેના દિલમા હઝરતનો કે કોઇનો જરા પણ ડર છે?" કાજી સાહેબ એકદમ ગુસ્સે થતા બોલી ઉઠયા

જીુબ્બારખા બોલ્યો "હવે વધારે કાઇ પૂછપરછ કરવાની જીુરૂર નથી. એ બેવફાદાર કાફરોને બરાબર સબક+ મળવો જોઇએ."

"તો આ ઔરત અને તેના બાળ-બચ્ચાંને જીવતા રહેવા દેવામા હઝરતને મોટો ડર છે તેમને પણ કત્લ કરાવવાં જોઇએ." કાજીએ ઇન્સાફ કર્યો

સહજારામથી આ ગેરઇન્સાફ સહન થઇ શકયો નહિ. તે બોલ્યો "કાજી સાહેબ! તમે ઇન્સાફના કાયદા જાણો છો. આ ઔરતનો ખાવિદ પંજાબમા ગયો અને એ ઔરત જે કાંઇ જાણતી હતી તે તેણે ચોખ્ખે ચોખ્ખુ અને સાચે સાચુ કહ્યુ, તેમા તેણે શો ગુન્હો કર્યો તે મને કહેશો?"

---

+ બોધ-પાઠ

" ગુન્હો કેમ નહિ? તે એક બેવફાદાર સખ્સની ઔરત છે અને પોતાના ખાવિંદના જેવા વિચારો ધરાવે છે, તે જ તેનો ગુન્હો છે"

" અને આ નાના બાળ-બચ્ચાનો શો ગુન્હો ?"

" એ જ કે તે બેવફાદાર સખ્સના બેટા-બેટી છે ! વીરબળની બેવફાદારીનો બદલો તેના કુટુંબને પણ મળવો જોઇએ, કારણ કે તેથી લોકોને એવો સબક મળે કે બેવફાદાર સખ્સની અને તેના કુટુમ્બની આવી બદહાલત થાય છે. "

" બરાબર છે, તેમ થવાની જરૂર છે." અઝીમખાએ પોતાનો છેવટનો અભિપ્રાય વ્યક્ત કર્યો

સહજારામનુ હૃદય આ ગેરઇન્સાફથી ખાક થવા લાગ્યુ, પરન્તુ અત્યારે તે લાચાર હતો. તેની મદદમા આખા કચેરીમડળમા કોઇ પણ ન હતુ. તે અતરથી દગ્ધ થઇ જતો હતો, પરતુ નિરૂપાય હોવાથી કાઇ વળી શકે તેમ ન હતુ સાણસામા પકડાએલો સર્પ ગમે તેટલા તરફડીયા મારે, તોપણ છૂટી શકતો નથી, કારણકે તે મદદ વિનાનો હોય છે, તેમ સહજારામ પણ અત્યારે તેવી જ સ્થિતિમા આવી પડચો હતો, છતા તેનાથી પોતાના ક્રોધનો વેગ સહન થઇ શકયો નહિ. તે બોલ્યો " હઝરત ! મોટો ગેરઇન્સાફ થાય છે, આ ઔરત પોતે બેવફાદાર નથી, પરતુ તેનો ખાવિદ બેવફાદાર છે, તેમજ આ બાળ-બચ્ચા બેવફાદાર નથી પરતુ તેમનો પિતા છે, તો વીરબળના ગુન્હાનો બદલો તેનાં નિર્દોષ કુટુમ્બને આપવામા આવે, તે જરા પણ વાજબી નથી ! શુ તે ઔરતે અને તે બાળ બચ્ચાએ વીરબળને બેવફાદાર થવાની સલાહ આપી હતી કે જેથી તેમનો ગુન્હો ગણાય ? નહિ જ. તો પછી કોઇના ગુન્હાની સજા કોઇને કરવામા આવે તે ઇન્સાફ નહિ પણ ગેરઇન્સાફ છે. "

" નહિ, નહિ, લોકો ઉપર દાબ બેસાડવાને તેમ જ કરવાની જરૂરત છે. હઝરતનો ઇન્સાફ કદિ ફરી શકે નહિ " જુબ્બારખા બોલ્યો.

" હઝરત ! આ એક મોટો ગેરઇન્સાફ થાય છે ! તેથી લોકોમા દાબ બેસવાને બદલે વધારે અસતોષના બીજ રોપાશે, એવો વિચાર કરવાનુ ભૂલી જવુ જોઇએ નહિ. જો કદાચ તમે **વીરબળને** ગુન્હેગાર માનતા હો, બેવફાદાર માનતા હો, તો તેને તમે પકડી મગાવો અને કત્લ કરો, પણ તેના નિર્દોષ કુટુમ્બપર જુલ્મ કરવાનુ છોડી દો, તે બિચારાઓનો કાઇ ગુન્હો નથી !"

" નહિ, તેમ નહિ જ બને **વીરબળને** પણ પકડી મગાવવામા આવશે અને હઝરતના હુકમથી તેટલો વખત એ કાફરની ઓરતને પરહેજ રાખવામા આવશે. પછી એ કાફર બેવફાદાર સખ્સના દેખતા તેની ઓરત અને બાળ બચ્ચાને કત્લ કરવામા આવશે, કે જેથી બેવફાદારીના સમરહ+ શુ મળે છે, તે તે જાણે ત્યારબાદ છેલ્લે એ કાફરને કાશ્મીરની પ્રજાના દેખતા કત્લ કરવામા આવશે કે જેથી પ્રજાને કાઇક બોધ મળે !"

હદ થઇ ! જે કાઇ જુલ્મ કરવાનો બાકી રહ્યો હતો તે થઇ ગયો. સહજારામનુ કથન નિષ્ફળ નીવડયુ અને પોતાના કથનથી એ નિર્દોષ કુટુમ્બ ઉપર વધારે જુલ્મ ગુજરશે, તેમ જાણી તેને બહુ ખેદ થયો.

અજીમખાએ આ બાબતમા દીવાન નન્દરામનો મત લેવાનુ વાજબી માન્યુ. તેણે પૂછયુ. " દીવાનજી ! બેવફાદાર **વીરબળને** માટે આપણો આ ઇન્સાફ તમને પસદ પડે છે કે ? "

" હા, જનાબ ! ઇન્સાફ બરાબર આપવામા આવ્યો છે "

---

+ ફળ

નન્દરામે પ્રત્યુત્તર આપ્યો અને સહજારામના ક્રોધાગ્નિમા આહુતિ નાંખી.

જુમ્બ્બારખાંએ છેવટનો ઇન્સાફ કહી સભળાવ્યો કે–" હઝરતના હુકમથી વીરબળને પકડી મગાવવો અને ત્યાસુધી તેના કુટુંબને પરહેજ રાખવુ ત્યારબાદ તે સૌ બેવફાદાર લોકોને કત્લ કરવામા આવશે "

સહજારામ નિરાશ !

## પ્રકરણ ૧૭ મું.

### પડીને પાધર થએલું ઘર.

दिनमेकं शशी पूर्णः क्षीणस्तु बहुवासरान् ॥
सुखादुःखं सुराणामप्याधिकं का कथा नृणाम् ॥



સારચક્ર કોઇ વિચિત્ર પદાર્થ છે, કે જે પોતાના ભ્રમણથી સસારને ઉલટા-સુલટા કરીને પોતાના નામને સત્ય કરે છે. તેને જ અનુસરીને ઋતુઓ બદલાય છે એક ઋતુ આવે છે અને બીજી જાય છે. દિવસે દિવસ માસ ચાલ્યો જાય છે, માસે માસે વર્ષ ચાલ્યુ જાય છે અને એવી રીતે કઇ સેકડો વર્ષો ચાલ્યા ગયાં છે અને ભવિષ્યમા ચાલ્યા જશે ! એ જ પ્રકારે એક બાળક જન્મ પામે છે, તે વૃદ્ધિ પામીને માણસ

કહેવાય છે અને છેવટે તે વૃદ્ધ થઇ જાય છે ! તે જ મનુષ્ય કે જે એક વાર યુવક કહેવાતો હતો તે જ મનુષ્ય વૃદ્ધાવસ્થાના રંગમા પોતાના શરીરને આવી પડેલુ જૂએ છે અને કહે છે કે—

" વક્ત પીરીમે શબાબકી બાતે,
" ઐસી જૈસી હો ખ્વાબકી બાતે ! "

એવી રીતે સંસારચક્રના ભ્રમણમાં આવી જઇને દુનિયાની દરેક વસ્તુ ઉલટા–સુલટી થઇ જાય છે. જ્યા આજે મોટા નગરોની હારની હાર જોવામાં આવે છે, ત્યા વર્ષો પછી ગાઢાં વન આવી રહેલા હશે અને જ્યા આજે મોટા મોટા અમીરોની હવેલીઓ આવી રહેલી છે ત્યા વર્ષો પછી માટીના ઢગલે ઢગલા જોવામાં આવશે. જ્યા વર્ષો પહેલા મંગલાચરણના ગીતો ગાવામા આવતા હતા, ત્યા આગળ આજે કૂતરાઓ ધુરકતા નજરે પડે છે ! આ સંસારચક્ર દરેક મનુષ્યને પોતાના પંજામાં સપડાવ્યા સિવાય રહેતું નથી !

એ જ સંસારચક્ર અથવા તો કાળચક્રને અધીન થઇને એક નાનુ ઘર આજે પડીને પાધર થઇ ગએલુ જોવામા આવે છે. જે ઘરમા એક વાર એક સંતોષી અને આનંદી ગરીબ કુટુમ્બ રહેતું હતુ તે ઘર આજે અસંતોષી કૂતરાઓને રહેવાનુ સ્થાન થઇ પડેલુ જોવામાં આવે છે ! જે ઘરમા કેટલાક વર્ષો પહેલા વિદ્યાનુ પઠન–પાઠન થતુ અને તેથી સર્વત્ર પવિત્રતાના પ્રચારનો આભાસ અનુભવાતો હતો, ત્યા આગળ આજે કૂતરાઓ પોતાની નીચ પશુવૃત્તિને અધીન રહીને કંદર્પનુ સેવન કરતા જોવામા આવતા હતા ! આ સ્થળની નિકટમા એક યોગી પુરૂષ વારવાર આમથી તેમ ફરતો અને તે પડી ગએલા ઘર તરફ નજર કરતો જોવામા આવતો હતો વારવાર તે યોગી આસપાસના ઘર તરફ નજર કરતો અને પુન તે પડી

ગએલા ઉજ્જડ ઘર તરફ જોતો, છતા તેનુ હૃદય કોઇ બાબતને માટે શકાશીલ રહેતું હોય તેમ જોવામા આવતુ હતુ. તે યોગી પુન આ સપાસના લત્તામા ફર્યો, સઘળી તપાસ કરી અને પુન તે પડી ગએલા ઘર આગળ જ આવીને ઊભો. જે ઘરને માટે તે શોધ કરતો હતો તે ઘર એ પડી ગએલુ ઘર હશે કે કેમ, તે માટે હજી તેની ખાત્રી થતી ન હતી.

વાચકો આ યોગીને પિછાણતા જ હશે. તે રૂપલકામા નિવાસ કરનાર તે યોગી છે કે જેના આશ્રય તળે કનકપ્રભા લાબા વખત થયા રહેલી છે અને જેની ચિતાતુરાવસ્થાથી તે યોગી આજે કનક પ્રભાના માતા-પિતાના સુખવર્ત્તીપણાના સમાચાર મેળવવાને આવેલો છે. પોતાના ઘરની જે નિશાનીઓ કનકપ્રભાએ તે યોગીને આપી હતી, તે સઘળી તે યોગી જોઇ વળ્યો, પરતુ કનકપ્રભાના ઘરની સ્થિતિ આજે બિલકુલ ફરી ગઇ હોવાથી તે માટે તે યોગીની ખાત્રી થતી ન હતી. છેવટે તેણે એક પાડોશીને પૂછ્યુ

" ભાઇ ! મહેશ્વર અને સત્યવતી રહેતા હતા તે આ જ ઘર કે?"

" હા, મહારાજ. " પ્રત્યુત્તર મળ્યો.

" ત્યારે મહેશ્વર હાલ ક્યા રહે છે?" યોગીએ પુન પ્રશ્ન કર્યો.

" તેઓ તો બિચારા બહુ દુખી થઈ ગયા. તેમની એકની એક દિકરી હતી તેને આજ કેટલાક. મહિના થયા શંકરાચાર્ય શૃંગ ઉપરથી કોઇ ઉપાડી ગયુ છે, અને મહેશ્વર તથા સત્યવતી તો અહીની એક ધર્મશાળામા રહીને વૈરાગીઓને મળતા સદાવતમાથી પોતાનુ પોષણ કરે છે. "

આ સમાચાર સાભળી યોગીએ એક ઉષ્ણ નિશ્વાસ મૂક્યો. સંસારીઓના દુઃખથી વિરાગી પુરૂષનુ અતઃકરણ પણ અતિખિન્ન

થઇ ગયુ અને આખોમા જળ ભરાઇ આવ્યું. તે કાઇ લાંબા વિચારમા પડી ગયો હોય, તેમ તે પડી ગએલા ઘર ભણી નજર કરી રહ્યો. તે જ ઘરની અને તેમા રહેનારાંઓની પૂર્વની સ્થિતિનુ સ્મરણ તે યોગીના હૃદયમા ઉભરાઇ આવતું હોય, તેવી રીતે તેની આખો વિકાસ પામવા લાગી અને હૃદય થડકવા લાગ્યુ થોડી વાર સુધી તે ઘરભણી નજર કરી રહીને બોલ્યોઃ " અહા ! કાળચક્ર કેટલુ વિચિત્ર છે ? સસારમા રહીને મનુષ્ય પ્રાણીઓ કેટલા દુખી થાય છે ? બિચારી કનક પોતાના માતાપિતાની સ્થિતિના સમાચાર જ્યારે મારે મ્હોએથી સાભળશે, ત્યારે તે કેટલી વ્યથિત થશે ? આ ઘર કે જેમા તે ગરીબડી કનક ગરીબ અવસ્થામા કિન્તુ સતોષથી રહેતી હતી, તે ઘર આજે શ્મશાન જેવુ થઇ ગયુ છે ! પેલુ માટીનું વાસણ ! એક વાર તે ગરીબ કુટુબની દોલત હશે, અને અત્યારે તો તેમા માટીના ઢેફા જામી ગયા છે ! કાળચક્ર ! તું અજબ છે ! સર્વત્ર શૂન્યકાર જ જોવામા આવે છે ! માત્ર અલ્પ સમયમા પણ કુદરતમા કેવા કેવા ફેરફાર થઈ રહે છે ! "

આમ વિચારતો તે યોગી પુન. એક નિશ્વાસ નાખી ત્યાથી પાછો ફર્યો. પાછા ફરતા પણ તેણે એક વાર ફરીથી તે ઘર ભણી નજર કરી અને બરબડયો " મૂર્ખ યોગી ! તું અત્યારે વિરાગ પામ્યો છે, પરતુ વર્ષો પહેલા તું કેવો હતો ? કાળચક્રે તારા જીવનપર પણ શુ અસર નથી કરી ? અત્યારે જે ઘરને તુ પડીને પાધર થઇ ગએલુ જૂએ છે, તે ઘરમા તુ જ"–વિચારો બધ પડયા પૂર્વાવસ્થાનુ વિસ્મરણ કરવાને હૃદયે મથન કર્યુ અને તેમા તેને ફત્તેહ મળી.

નગરથી અપરિચિત હોવા છતા યોગી ધર્મશાળા ભણી ચાલ્યો. " ધર્મશાળા ક્યા આવી ?" તેમ પૂછવાની તેને કાંઇ પણ જરૂર

પડી નહિ. માર્ગમા અવનવા સસારી–વિરાગી વિચારો તેના હૃદયમા રમણ કરી રહ્યા. તે સત્વર ધર્મશાળામા આવ્યો. વૈરાગીઓને સદાવ્રત આપવાને માટે તે ધર્મશાળામા એક પરશાળ બાધવામા આવી હતી. તે પરશાળમા સખ્યાબધ વૈરાગીઓ આવીને ઉતરેલા હતા. સઘળા ભણી તે યોગીએ નજર કરી, પણ તેમાથી કોઇને તે મહેશ્વર તરીકે ઓળખી શકયો નહિ કેટલેક દૂર એક ખૂણામાં વૃદ્ધ મહેશ્વર પોતાની ગોદડીમા સૂતો હતો. સત્યવતી ત્યા ન હતી તે મહેશ્વરને માટે પાણી લેવાને ગઇ હતી યોગી કોઇને મહેશ્વરના ખબર પૂછવાનુ કરતો હતો, એટલામા સત્યવતી બાજુએથી જ પાણી ભરીને પસાર થઈ યોગીએ તેને જ પૂછ્યુ " મૈયા ! મહેશ્વર અને તેની પત્ની સત્યવતીને તમે ઓળખો છો ?"

પોતના જ ખબર પૂછતા તે યોગીને સત્યવતી આશ્ચર્ય સાથે જોઇ રહી તે પાણીનુ તુબડુ હાથમા પકડી રાખીને ઊભી રહી તે બોલી " તેમનુ આપને શુ કામ છે મહારાજ ?"

' તેઓ આ ધર્મશાળામા જ રહે છે કે કેમ ?"

" સત્યવતી તે હુ જ તેઓ અહી સૂતા છે "

" તમે જ સત્યવતી ? " એમ કહી યોગી તેને નિહાળવા લાગ્યો. તેને જોઇને યોગીને બહુ આશ્ચર્ય થઈ આવ્યુ. તેના શરીરની સ્થિતિ છેક જ વિકૃત થઇ ગઇ હતી " મહેશ્વર પાસે ચાલો. મારે થોડુ કામ છે " એમ કહી બન્ને જ્યા મહેશ્વર સૂતો હતો ત્યા આવી પહોચ્યા. સત્યવતીએ મહેશ્વરને તે યોગીના આગમનના ખબર આપ્યા. મહેશ્વર માડ માડ પથારીમા બેઠો થયો. તે યોગીનો સત્કાર કરતા બોલ્યો. " પધારો મહારાજ મારૂ શુ કામ છે ? આપ તો કોઇ અજાણ્યા યોગી જણાઓ છો. મારા જેવા ગરીબડાનુ આપને શુ કામ પડ્યુ મહારાજ ? "

" યોગીઓને ગરીબથી જેટલુ કામ હોય છે, તેટલુ શ્રીમતથી હોતું નથી, મહાશય !"

" ખરૂ કહો છો, મહારાજ " મહેશ્વર ઉપકારવશ થતા થતા બોલ્યો.

યોગી બોલ્યો " તમે બહુ દુ ખી અવસ્થામા આવી પડેલા જણાઓ છો "

' હા, મહારાજ ! પણ હુ હજી જીવુ છુ તે મને નવાઇ લાગે છે મારી આખના બે રત્નો હતા તે ખોવાઈ ગયા, છતા હુ જીવુ છુ તેટલો પરમેશ્વરને ત્યા અન્યાય છે. "

" એમ કેમ ? "

" મારો એક દીકરો આજથી ત્રીસ વર્ષ પહેલા કયાક જતો રહ્યો છે, અને મારી એક દીકરીને આજથી થોડા માસ પહેલા કોઇ મુસલમાનો હરી ગયા છે મારા આધારરૂપ બે રત્નો ગયાં છતાં જીવવુ તે વ્યર્થ જ છે "

" નિરાશ ન થાઓ. તમારી કનકપ્રભા સુખમા બિરાજે છે. તે મારા આશ્રમમા સુખથી રહે છે અને તમારી સ્થિતિના ખબર લેવાને હુ આજે અત્ર આવ્યો છુ. કનક તમારી સ્થિતિને માટે બહુ ચિતા કરે છે ? "

યોગીના મુખથી આ ખબર સાભળીને મહેશ્વર હર્ષથી અર્ધ-મૂચ્છિત થઇ ગયો સત્યવતી ઘેલા સરખી બની ગઇ તેઓ બન્ને આશ્ચર્યથી યોગીના મુખ સામે નિહાળી રહ્યા. થોડી વાર સુધી કોઇ બોલી શકયુ નહિ. મહેશ્વર હર્ષથી ગળગળો થઇને બોલ્યો " હે ? મારી કનક આપના આશ્રમમા છે ? તે સુખી છે ! ' તે ત્યાં કયાંથી ? ઓ ઇશ્વર ! હુ તારી લીલાનો પાર કયા પામીશ ?"

યોગીએ ઉત્તર આપ્યો "કનકની સ્થિતિને માટે તમારે કાંઇ ચિંતા કરવાની નથી. તે સર્વથા સુખી છે. એક પરોપકારી પુરૂષે અશ્વાનોના હાથમાંથી તેને છોડાવીને મારા આશ્રમમાં સંભાળ માટે મૂકી છે. તે એક આજ્ઞાંકિત બાળા છે."

'હા, મહારાજ! તેનાથી–તેની મજુરીથી આજસુધી મારૂં પોષણ થતું હતું, અને તે ખોવાઇ એટલે મારા હાલ એક ભિખારીના જેવા થઇ ગયા! ઘર વરસાદથી પડી ગયું, અને અમે માડ માડ દુઃખ ભોગવવાને દબાઇ જતા બચ્યા, તથા ભિખારીની પેઠે ધર્મશાળામાં આવીને રહ્યાં! પણ હવે કનકને મારી પાસે કયારે મોકલશો, મહારાજ?"

"તેને અહીં મોકલવામાં ઘણો ભય છે અશ્વાનોનો ત્રાસ સર્વત્ર ફેલાઇ રહ્યો છે તેને અહીં લાવી શકાશે નહિ, પરંતુ તમારી આવી સ્થિતિ સાંભળીને તે બહુ જ ચિંતાતુર થશે માટે કૃપા કરીને આપ મારી સાથે ચાલો તે સ્થળે તમે સુખી થશો"

"આપનો ઉપકાર, મહારાજ! પણ હું વૃદ્ધ, આવી સ્થિતિમાં તમારી સાથે કેવી રીતે આવી શકું? મને તો એક વાર મારી કનકનું મ્હોં જોવાને બહુ ઇચ્છા થઇ આવી છે. કૃપા કરીને તે પૂરી કરો, મહારાજ"

"તો, થોડા દિવસ આપ અત્ર રહેશો?"

"પણ મારી કનકનું દર્શન હું કયારે કરીશ?"

યોગી જરા સ્વસ્થ થયો. સત્યવતી તથા મહેશ્વરને સંબોધીને તે બોલ્યોઃ "તમે બન્ને મારી બાજુએ જરા નજર કરો"

મહેશ્વર અને સત્યવતીએ યોગીની જમણી બાજુએ નજર કરી, તો તેઓ બન્નેએ એક માલતીના છોડ ઉપરથી પુષ્પો ચુંટતી

કનકપ્રભાને જોઇ " ઓ મારી કનક !" એમ કહી સત્યવતી તેને મળવાને ઉભી થઈ, ત્યા તે યોગદર્શન અદશ્ય થઇ ગયુ !

મહેશ્વર બોલ્યો "મહારાજ ! આપના યોગપ્રભાવનો સર્વદા વિજય હો ! મારી કનકના સ્વલ્પ દર્શન કર્યા, પણ તૃપ્તિ થઇ નહિ "

" એટલાથી સતુષ્ટ થાઓ. થોડા દિવસ તમે સુખે દુખે અહીં જ ગુજારો, ત્યારપછી તમને ત્યા આવવા માટે વાહન વગેરેની યોજના થશે અને તમે તમારી કનકના સ્થૂળ અગનુ સાક્ષાત્ દર્શન કરી શકશો "

" ઉપકાર ! મહારાજ ! આપે આ ગરીબ મહેશ્વર ઉપર બહુ જ ઉપકાર કર્યો ! લાબે વખતે આજે હુ દુખી મટીને સુખી થયો. આપના સરખા મહાત્માઓ આ પૃથ્વી ઉપર અવતરો અને લોકોનુ કલ્યાણ કરો."

" અત્યારે હુ જઉ છુ. ધૈર્યથી થોડા દિવસ અહીં જ વ્યતીત કરજો "

" જેવી આજ્ઞા મહારાજ ! "

યોગી ચાલ્યો ગયો થોડા સમયમા શુ બનાવ બની ગયો, તેના વિચારમા મહેશ્વર સાનંદાશ્ચર્ય પામવા લાગ્યો



# પ્રકરણ ૧૮ મું.

---o---

## જેનબ અને ફત્તેહસિંહ.

" જગત પર આ જન્મ્યા પ્રાણી સહુ મતભેદથી,
" ફરજ સહુને શીર્ષે આવી, જૂદી જ જૂદી પડી,
" મુજ જિગર આ ત્હારા જેવું બરાબર હોય જો,
" મુજ જિગરની આ સંસારે જરૂર કશી ન તો "

કલાપી




રીંગીરમાં માત્ર બે સખ્સો જ એવા હતા કે જેમને સત્વર દૂર કરી નાખવાને જુમ્મારખાં ઇચ્છતો હતો, પરંતુ તેમ કરવાને પુન તેનો પગ પાછો પડતો હતો. આ બે સખ્સોમાં એક સહજારામ હતો, જ્યારે બીજો કાશ્મીરમાં પંજાબ તરફથી સૂબા તરીકે રહેલો સરદાર ફત્તેહસિંહ હતો. સહજારામ અફઘાન રાજ્યને વફાદાર છે, એમ કેટલાક વખત થયા જુમ્મારખાં માની રહ્યો હતો, પરંતુ તેની તે માન્યતા વીરબળના નિર્દોષ કુટુમ્બનો ન્યાય થતાં સહજારામે જે વિરૂદ્ધતા દર્શાવી હતી, તેથી ફરી જવા પામી હતી, અને અત્યારે સૌ સહજારામને અફઘાન રાજયનો એક કટ્ટર દુશ્મન લેખતા હતા. સરદાર ફત્તેહસિંહ પંજાબ તરફનો એક સૂબો

–વહિવટદાર હોવાથી જ અફઘાનોને એક દુશ્મન જેવો હતો ફત્તેહ-સિહને દૂર કરવા જતા મહારાજા રણજીતસિહ સાથે યુદ્ધમા જોડાવું પડે, તે સ્વાભાવિક હતુ, જેથી તેનુ કાટલુ કાઢવામાં જુબ્બારખાનો પગ જરા પાછો પડતો હતો. સહજારામ દીવાનનો પુત્ર હતો અને ફત્તેહાસદ પજાબનો સૂબો હતો, એ બન્ને મુખ્ય વ્યક્તિઓનો પ્રાણ લેવોતે ગમે તેવા ક્રૂર અફઘાનને પણ અલ્પ સમય વિચારમા ડુબા-વી દે તેવુ કામ હતું, તોપણ ઘાતકી જુબ્બારખાની કરડી આખ તે બન્ને સખ્સો ઉપર પડી હતી, અને કોઈ પ્રસગ પ્રાપ્ત થતા એ બન્ને કટકોને દૂર કરી નાખવાની પેરવીમા જ તે હતો

જુબ્બારખાના મનની એ ઇચ્છા જૈનબના જાણવામા આવી. ગુલાબની પાસે સીરૂખા એ વાત ઉચરી ગયો હતો અન ગુલાબે તે વાત જૈનબને કહી હતી જૈનબ એક ક્રૂર અફઘાન સરદારની બેટી હતી, પરતુ તેનુ હૃદય ઘણુ નમ્ર હતું. જુબ્બારખાન ઘાતકી-પણું અને અનાચારી વૃત્તિ જૈનબને જરા પણ પસદ ન હતી કાશ્મીર જેવા ગરીબ પ્રજાવાળા દેશમા ઘાતકી અફઘાનોનુ રાજ્ય જ ન જો-ઇએ, તેવી એની માન્યતા હતી પ્રજા માહેના ગરીબ હિદુ કુટુમ્બો પ્રત્યે જુબ્બારખા અને અઝીમખા કેટલો જુલમ ગુજારે છે, અને ગરીબડી પ્રજા તે સઘળુ કેવી રીતે મુગે મ્હોએ સહન કરી રહે છે, તે સઘળુ જૈનબ જાણતી હતી દુશ્મનની પણ દુખી સ્થિતિ એક સરળ હૃદયમા દયાના અકુરોને જન્મ આપે છે, તો નિર્દોષ હિદુ પ્રજા ઉપર જે જુલ્મો ગુજરતા હતા તે ઉપરથી સરલ હૃદયની જૈનબના હૃદયમા હિંદુઓને માટે દયા ઉત્પન્ન થાય, તે સ્વાભાવિક જ હતુ. હિદુઓ ઉપર ગુજરતા જુલ્મોને અટકાવવાને મથન કરનાર તરીકે

સહજારામનુ નામ જૈનબે સાભળ્યુ હતું અને ફત્તેહસિંહ એક હિંદુ-સીખ ધર્મનો પંજાબનો સરદાર હતો, કે જેથી સ્વલ્પ હિંદુ હકુમત કાશ્મીરમાં પણ ગણાતી હતી, તે બન્નેનો નાશ કરવામા જો જુબ્બારખા ફત્તેહ મેળવે, તો કાશ્મીરના હિંદુઓ ઉપર કેટલો જુલ્મ ગુજરે તેનો સંકલ્પ પણ જૈનબના કોમળ હૃદયમા સમાઇ શકે તેમ ન હતુ. તેને ગરીબ હિંદુઓની દયા આવી અને તે ફક્ત વિશેષ દયા સહજારામ અને ફત્તેહસિંહના શરીરોને માટે આવી.

થોડા દિવસ ચાલ્યા ગયા બાદશાહ શાની ગણાતા જુબ્બારખાના જન્મનો દિવસ આવ્યો તે દિવસે જુબ્બારખાં તરફથી પ્રજામાં એક મોટો ઉત્સવ પળાવાનો હતો. જેઓ તે હર્ષ નિમિત્ત પોતાનો હર્ષ પ્રદર્શિત ન કરે, તેમને જુલ્મ વાપરીને પણ તેમ કરવાની ફરજ પાડવામા આવતી હતી. તે દિવસની રાત્રે ગાન-તાનનો એક મોટો જલસો જુબ્બારખાના ખાસ દિવાનખાનામા કરવામા આવનાર હતો અને તેમા જોઇતી વસ્તુઓ સેરીગીરના વ્યાપારીઓ પાસેથી વિનામૂલ્યે પડાવી લેવાનો સીફખાને જુબ્બારખા તરફથી હુકમ મળી ગયો હતો રાત્રિના જલસામા અગ્રધાન સરદારો, બીજા અમલદારો, કેટલાક રાજ્યના હિતેચ્છુ બંધુઓ, દીવાન નન્દરામ, સહજારામ, પંજાબના રાજદૂત ફત્તેહસિંહ વગેરેને પણ નિમન્ત્રવામા આવ્યા હતા રાત્રિ પડતા જ સૌ એકઠા થવા લાગ્યા સહજારામ પણ પોતાના પિતાની સાથે આવી પહોચ્યો. ફત્તેસિંહ પણ આવતો હતો, તેવામાં માર્ગમા જૈનબની દાસી ગુલાબે ખબર આપ્યા કે- " શાહજાદી સાહેબ આપને બોલાવે છે "

ફત્તેહસિંહને જરા આશ્ચર્ય તો થયુ. શાહજાદીએ ફત્તેહસિંહને બોલાવ્યો, તે આ પહેલવહેલુ જ નિમન્ત્રણ હતું, તેથી તેને આશ્ચર્ય

થાય તે સ્વાભાવિક હતું; છતાં તે ગયો. દીવાનખાનામા એક મુખ્મલની ખુરશી ઉપર ગુલાએ તેને બેસવાનુ કહ્યુ અને તે શાહજાદીને ખબર આપવા ગઇ શાહજાદી તુરત ફત્તેહસિંહ પાસે આવી તેની આખોના ખૂણામા લજ્જાના રજકણો ભરાઇ ગયાં હતા, પરતુ તે સમયે તે લજ્જાતુરતાને ભૂલી જ ગઇ. તે ફત્તેહસિંહની સામે જ એક ખુરશી નાખીને બેઠી. પ્રથમ ફત્તેહસિહે જ પ્રશ્ન કર્યો. "મને કેમ બોલાવ્યો છે?"

"આપનુ હિત આપને જ કહેવાને." જૈનબે કિંચિત લજ્જા સાથે ઉત્તર આપ્યો.

"મોટો ઉપકાર"

"આપ અત્યારે જલસામા જ જાઓ છો કે?"

"હા'

"આપ જાણો છો કે જુબ્બારખા આપને અને સહજારામને કતલ કરવાની મનશા ધરાવે છે?"

ફત્તેહસિંહ ચકિત થયો તેગાભરો બન્યો અને બોલ્યો "બિલકુલ નહિ."

"ત્યારે હુ આપને ચેતાવુ છુ અને તમારા તથા કાશ્મીરની હિંદુ પ્રજાના હિતને ખાતર આપને સાવચેત રહેવાની ભલામણ કરૂ છુ."

આ શબ્દો સાંભળતા ફત્તેહસિંહ દિગ્મૂઢ થયો અફઘાન જનાનાની એક શાહજાદી જુબ્બારખાની દુષ્ટ મનશાને હિંદુઓના હિતની ખાતર જાહેર કરે, તે બીના જ પ્રથમ તો ફત્તેહસિંહને અસભવિત લાગી. જૈનબના કથનમા પણ કાંઇ ભેદ હોય, તેમ તેને શકા થઇ આવી. તે સાશ્ચર્ય વિચારી રહ્યો "શુ જૈનબ સત્ય કહે છે?

પોતાના પાલક અને શુભેચ્છક મામાનુ અપકૃત્ય મારી પાસે ખુલ્લું કરી નાખવામા જૈનબનો શો હેતુ સમાએલો હશે ? શુ તે વાત મને કહેવામા તેને જુબ્બારખા કે અજીમખા તરફનો ભય નહિ હોય ?" એક પછી એક શકાના જ વિચારો ફત્તેહસિહના મગજ-રૂપી દુર્ગમા ઘેરાવા લાગ્યા, છતા શકાનુ સમાધાન થયુ નહિ. છેલ્લે તેણે જૈનબ પાસેથી જ તેનો ખુલાસો લેવાનુ ઉચિત માન્યુ. "આપની ભલામણ હુ માથે ચઢાવું છુ. પરતુ મને શંકા થાય છે કે તમારા પાલકનુ કાવતરૂં મારી પાસે ખુલ્લુ કરી નાખવાનો તમારો શુ હેતુ છે ?"

"મારો હેતુ ? હુ સારી પેઠે જાણુ છુ કે જુબ્બારખા અને અજીમખા બહુ ઘાતકી છે અને ગરીબડી હિન્દુ પ્રજાને બહુ દુખ દે છે ! હુ તેમની બેટી સરખી છુ, છતા મને ત્રાસ આપવામાં પણ તે જાલીમોએ કચાશ રાખી નથી. હુ ઇચ્છુ છુ કે એ કાતીલ છરા નીચેથી કાશ્મીરના ગરીબ બકરા દૂર થાય મને હિદુઓની દયા આવે છે, અને તમે એક હિદુ રાજ્યના સૂબા છો, તથા સહજારામ પ્રજાના હિતચિતક છે, તમને બન્નેને ખુદા ઇજા ન કરે, તેવી મ શાથી મારા જાણવામા જે કાઇ આવ્યુ તે તમને કહીને હુ મારી ફરજ બજાવુ છુ."

આ ખુલાસાથી ફત્તેહસિંહને આશ્ચર્ય સાથે સતોષ થયો. તેની શકાનુ સમાધાન થયુ. તેણે આશ્ચર્ય સાથે પૂછ્યુ "શુ કાશ્મીરની હિંદુ પ્રજાથી તમે *હમદર્દી રાખો છો ? શુ તમારો સ્વભાવ એટલો માયાળુ અને નમ્ર છે ?"

---

* દીલસોજી

"તમે હિંદુ છો, અને હું એક અફઘાન શાહજાદી મારૂં દીલ તમારી પાસે ખોલવામાં ઠગાઇશ તો નહિ?"

"ના, તમે ઠગાશો નહિ જ, કારણકે તમે મારા ઉપર એક મોટો ઉપકાર કર્યો છે અને હું તમારૂં અહિત થાય તેમ કરીને કૃતઘ્ન તો નહિ જ બનું ઉપકાર ઉપર અપકાર કરૂં તેવો નીચ હું નથી."

'ફત્તેહસિંહ! કોઇ પણ હિંદુ સખ્સ પાસે જો હું મારૂં દિલ ખોલતી હોઉં તો તેમાં તમે પહેલા જ છો હું અફઘાન સરદારની બેટી છું, લેકિન મારૂં દિલ અફઘાન જેવું કાતીલ-ઘાતકી નથી! જુલ્મગારખાનાના અપકૃત્યોથી મને ત્રાસ પેદા થયો છે, અને તેને માટે હું અફઘાન તુખ્મને પણ +નફરતની નજરથી જોઉં છું. કાશ્મીરને માટે કોઇ સુશીલ હિંદુ સરદારની જ જુરૂરત છે. હું ઇચ્છું છું કે હું પણ અફઘાનને બદલે હિંદુ જ જન્મી હોત!"

જૈનબના આ વિચારો જાણતા ફત્તેહસિંહ દિગ્મૂઢ બની ગયો. તે સાશ્ચર્ય બોલી ઉઠ્યો "તમે આ શું કહો છો? મને તમારા વિચારો જાણી બહુ જ અજાયબી પેદા થાય છે જો તમે તેવા સરલ અને માયાળુ વિચારો ધરાવતા હો, તો તમે કોયલાની ખાણમાંથી ઉત્પન્ન થયેલા એક રત્ન જ ગણાશો!"

"ખુદાની મારા પર ઇતરાજી છે કે, હિંદુઓને દુઃખ પામતા જોવાને હું સરજાએલી છું! ફત્તેહસિંહ! શું કાસ્મીરની ગરીબ પ્રજા આ ત્રાસમાંથી *આઝાદ થવા નહિ પામે?"

"થશે; ગુરૂ મહારાજની કૃપાથી સઘળું સારૂં થશે. ધૈર્ય રાખો. પાપીનો પાપનો ઘડો ભરાશે, એટલે ફૂટયા સિવાય નહિ જ રહે! તમે હિંદુઓથી આટલી હમદર્દી રાખો છો, તે ખરેખર એક અજાયબી

+ ધિક્કાર. * મુક્ત

જ છે. પણ, હા ! એક વૃદ્ધ અફઘાન સરદારથી તમારા નિકાહ કરવામા આવનાર છે, તે શુ ખરૂ છે? જ્યારે તમે મારી પાસે તમારૂ દિલ ખોલ્યું છે, ત્યારે જ એ પ્રશ્ન કરવાની હિંમત હુ ધરી શકયો છુ."

"દુષ્ટ જુમ્બારખાની તે મશા કદિ પાર પડવાની નથી. હુ એ વૃદ્ધ અફઘાનની ઔરત બની મારી બાકીની જીદગી ધાતકીપણામા ગુજારવા માંગતી નથી."

"ત્યારે શું તમે અફઘાન મટીને હિંદુ થશો?"

"શું અફઘાન-મુસલમાન હોવા છતા હું હિંદુ થઇ શકુ?"

"અમારો સીખ ધર્મ એવો છે કે તે ધર્મ ગમે તે જાતનો માણસ અંગીકાર કરી શકે છે. મુસલમાનો અને અફઘાનો પણ અમારા ધર્મમા દાખલ થયા છે અને ખાલસા સેનામા નોકરી બજાવે છે તેઓ 'મજહબી સીખ' કહેવાય છે"

"એ પણ એક અજાયબી છે! શુ મુસલમાનો પણ ખાલસામાં દાખલ થઇ શકે? અને સીખ ધર્મ પણ પાળી શકે?"

"અમારા ગુરૂ ગોવિંદસિંહનો બોધ એવો છે કે પરમેશ્વરનો ડર રાખીને નીતિથી ચાલવામા બ્રાહ્મણ, સીખ, મુસલમાન કે મહાર સૌ સરખા જ છે. અમારા આદિ ગુરૂ મહારાજ નાનકે જૂદા જૂદા ધર્મના અને જૂદી જૂદી જાતિના હજારો શિષ્યો કર્યા હતા, અને તેમના મતાનુયાયીઓ પણ અત્યારે સીખ ધર્મ પાળે છે."

ફત્તેહસિંહના આ કથનથી જૈનબ કાંઇક વિચારમા પડી ગઇ ફત્તેહસિંહ બોલી રહ્યો, તેના ઉત્તરમાં શુ બોલવુ તેનુ ધ્યાન તેને ન રહ્યુ. ફત્તેહસિંહ તેની તે સ્થિતિને ગુપ્ત રીતે જોઇ શકયો. તેણે રજા માગતા કહ્યુ "હવે હું રજા લઇશ. આપનો ઉપકાર માનુ છુ."

એમ બોલતા જ તે ચાલ્યો ગયો જૈનબ દિગ્મૂઢ જેવી બનીને વિચારમા ને વિચારમા જ ખુરશીમાં બેસી રહી.

ફત્તેહસિંહને જતો જોઇને ગુલાબ જૈનબ પાસે આવી પોતાની વિચારનિદ્રામાથી હજી તે જાગૃત થવા પામી ન હતી દ્વારમા આવતા જ ગુલાબ બોલી· "શાહજાદી સાહેબ।"

"કોણ ફત્તેહસિંહ ?" જૈનબથી અકાએક બોલી જવાયુ અને સામેની ખુરશી સામે નજર કરી, તો તે ખાલી પડેલી જણાઇ. આશ્ચર્યચકિત થતી તે બોલી ઉઠી "શુ હુ ખ્વાબમા જ પડી રહી અને ફત્તેહસિંહ ચાલ્યા ગયા ?"

શાહજાદીની તે સ્થિતિ જોઇને ગુલાબે મન્દ સ્મિત કર્યું.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### હમ્માામ.

**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।**
**नश्यन्ति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥**

**चाणाक्य ॥**




હજાદી જૈનબને વિચારનિદ્રામા જ રહેવા દઇને ફત્તેહસિંહ જુમ્બારખાના મેહેલ તરફ વળ્યો તે સમયે તેના મગજમા અનેક તરેહના વિચારો ઘોળાયા કરતા હતા જૈનબના વિચિત્ર પ્રતિના વિચારોએ ફત્તેહસિંહને જ્ઞાનશૂન્ય બનાવી

દીધો હતો. શયતાનની બ્હેન એક—ખાતઝી અફ્ઘાનની પુત્રી હિંદુઓ પ્રત્યે ચાલતા જુલ્મથી ખિન્ન થાય અને એક હિંદુ કુટુમ્બમા જન્મ ન લેવા માટે પોતાને કમનસીબ માને, તે એક થોડો આશ્ચર્યજનક બનાવ ન હતો. સીખ ધર્મનુ રહસ્ય જાણીને જૈનબનું વિચારગ્રસ્ત થઇ જવુ, તે સ્થિતિ પણ એક નવીન વિચારને જન્મ આપે તેવી હતી.

ફત્તેહસિંહ એક યુવાન્ લડવૈયો હોવા ઉપરાત એક ચંચળ વીર નર હતો તદુપરાત સીખ ધર્મનો એક ચુસ્ત ભક્ત હતો. ગુરૂ ગોવિંદસિંહે સીખ ધર્મનો પ્રચાર કરવાને જે મથન કર્યું હતું, તેને અતિ ઉચિત માનીને તેના વર્તનનો જ દાખલો લઇ પોતે વર્તતો હતો. કાશ્મીરમાં પંજાબ તરફથી એક રાજદૂત તરીકે રહ્યા પછી પ્રજાની સ્થિતિ ઉપર ઘણી સારી દેખરેખ રાખી હતી અને કાશ્મીરની પ્રજા હેરાન થતી હતી, તે તેણે મહારાજા રણજીતસિંહને ઘણી વાર કહેવરાવ્યુ હતું, પરન્તુ તુરતમા કાશ્મીરપર હલ્લો કરીને તેને ખાલસા કરી નાખવા જેટલુ લશ્કરી બળ મહારાજા પાસે હજી એકઠું થવા પામ્યુ ન હતું, તોપણ રાજૌરીના રાજાએ રણજીતસિંહ પ્રત્યે જે કૃતઘ્નતા વાપરી હતી અને જે વિશ્વાસઘાત કર્યો હતો, તેનો બદલો તેનુ ગામ બાળી નાખીને આપ્યો અગરખાંની આવી સ્થિતિ થયા પછી સઘળા ડુંગરી રાજાઓ શાંત થઇને ગુપચુપ જ બેસી રહ્યા હતા, અને કાશ્મીરપર ચડાઇ કરવામા જે પ્રતિકૂળતાઓ વારવાર નડતી હતી, તેમાની તે એક પ્રતિકૂળતા તેવી રીતે દૂર થવા પામી હતી કાશ્મીરમાથી અફઘાનોને બિલકુલ હાકી કાઢવાને ફત્તેહસિંહની પણ અતિ ઉત્કટ જિજ્ઞાસા હતી, પરતુ તેમ કરવાનો લાગ રણજીતસિંહ તપાસતો હતો જેથી ત્યાસુધી ફત્તેહસિંહ પણ કાશ્મીરમા જે કાઇ બનતું હતું તે બેઠા બેઠા જોતો હતો

જ્યારે ફત્તેહસિંહ જલસાના દીવાનખાનામા જઇ પહોંચ્યો, ત્યારે ત્યા ખૂબ ધામધુમ મચી રહી હતી. કેટલાક જીુબ્બારખાંના મિત્રો દારૂ પીને દીવાના બની દીવાનખાનામા બેઠા હતા. મધ્યમાં બે તવાયફોના નાચ-ગાન થઇ રહ્યાં હતાં. દારૂની પ્યાલીઓ ઉપરા-ઉપરી ભરાતી જતી હતી અને પાસે બેઠેલાઓને આગ્રહ કરી કરીને આપવામા આવતી હતી નોકરો જીુબ્બારખાના ફરમાન મુજબ વસ્તુઓ હાજર કરવાની ધમાલમા ગુંચાઇ રહ્યા હતા.

એક બાજુએ સહજારામ પોતાના પિતા દીવાન નન્દરામની પાસેના આસનપર બેઠો હતો અને દુરાચારી જીુબ્બારખાની તવાયફોને નાચ ક્રોધથી જ્વલિત દૃષ્ટિએ નિહાળતો હતો. ફત્તેહસિંહે દીવાનખાનામા પ્રવેશ કર્યો કે જૂદી જૂદી દિશાએથી તેનો સત્કાર થવા લાગ્યો. જીુબ્બારખા પણ વિનય કરીને પોતાની નજીક તેને બેસારવાને આગ્રહ કરવા લાગ્યો. ફત્તેહસિંહે સૌના આગ્રહને વિવેકી શબ્દોમા માન્ય રાખ્યો અને પોતે સહજારામની પાસેના જ એક આસનપર જઇને બેઠો. "આ . . આ . . રી.. ..." અને ' તા ... દ્રુમ્...ધિત્તા " ચાલતા જ હતા.

એકાદ પ્રહર રાત્રિ આ ગાન-તાનમા જ વ્યતીત થઇ ગઇ એકઠા થએલા પરોણાઓ એક પછી એક ઉઠવા લાગ્યા, જો કે દીવાનખાનુ તો હજી ભરપૂર લાગતું હતુ તુરત જ જીુબ્બારખાંએ એક ખોજાને પૂછ્યુ "જા, ખબર કાઢ કે મારા ગુસ્લને માટે હમ્મામ+ તૈયાર છે કે ?"

"હમ્મામ"નુ નામ સાંભળતા જ ફત્તેહસિંહ ચમકી ઉઠયો. તેને વહેમ પડયો. રાત્રિને સમયે હમ્મામ-ગરમ પાણી કરવામાં કાંઇક

---

+ ન્હાવાને માટે ગરમ પાણી

ભેદ હોવો જોઇએ, એમ તેના મગજમાં શંકા ઉત્પન્ન થઇ. તેણે જુબ્બારખાંને સહજ પૂછ્યુ: "આ ઐશ અને આનંદને વખતે હમ્મામનો શો હેતુ છે ?"

જુબ્બારખાએ જવાબ આપ્યો: "કેટલાક દિવસ થયા હુ અત્યારને વખતે સખ્ત ગરમ પાણીથી ગુસ્લ કરૂ છું, કારણકે શરીરના સાધામા દર્દ થતુ હોવાથી હકીમ સાહેબે તેવી સલાહ આપી છે" આવી રીતે ઉત્તર આપીને જુબ્બારખા *હમ્મામખાના તરફ ચાલ્યો ગયો

જુબ્બારખા ચાલ્યા ગયા બાદ ફત્તેહસિંહે દારૂની એક પ્યાલી પીધી અને પોતાને નાશો ચઢ્યો હોય, તેવી રીતે દેખાવ કરવાનુ શરૂ કર્યું. સહજારામ પાસે જ બેઠા હતો, તેને જુબ્બારખાના નવા પ્રકારના કાવતરાનું ભાન પણ ન હતુ ફત્તેહસિંહે દારૂના નશામા જ સહજારામને કહ્યુ "કેમ ! સહજારામજી ! તમે પણ અત્યારને સમયે કોઇ વાર સ્નાન કરો છો કે ?–આલી જનાબ જુબ્બારખાની પેઠે"

"નહિજી કદાપિ નહિ ! અમે તો પ્રાતકાળમા જ સ્નાન કરી લઇએ છીએ" સહજારામે પ્રત્યુત્તર આપ્યો.

સહજારામનો ઉત્તર સાભળીને ફત્તેસિંહ અટ્ટહાસ્ય કરી રહ્યો: "અહાહાહા ! હમ્મામનુ નામ સાભળીને મને અત્યારે એવા જ એક દુ:ખદાયક પ્રસગનુ સ્મરણ થઇ આવ્યુ છે !"

"કયો પ્રસંગ ?" સહજારામે સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

ફત્તેહસિંહ સૌ સાંભળે તેવી રીતે ઉતાવળે બોલવા લાગ્યો: "આપને ખબર હશે કે બાદશાહ ઔરગઝેબની બેટી ઝેબુન્નિસા

---

* સ્નાનમંદિર—Bath room

આકિલખાં નામના એક અમીર સાથે પ્યારમાં પડી હતી ઔરંગ-જેબના જાણવામા એ વાત આવી ચૂકી હતી અને કોઇ વાર આ-કિલખાનું કાટલુ કાઢી નાખવાને તે ચિન્તામા જ રહ્યા કરતો હતો એક વાર જેબુન્નિસા પોતાના રંગભવનમા આકિલખાની સાથે બેઠી હતી; એટલામા ઔરંગજેબ ત્યા અચાનક આવી લાગ્યો. આકિલ-ખા અને જેબુન્નિસા બન્ને ગભરાયા, પરંતુ જેબુન્નિસા એક ચતુર શાહજાદી હતી. તેણે એક હિકમત કરી. તેણે આકિલખાને પાણી ગરમ કરવાના એક દેગમા સંતાડયો, અને લૂંડીઓને તે દેગની નીચે થોડો થોડો તાપ કરવાની સૂચના કરી-એટલો થોડો તાપ કે જેથી માહે રહેલા આકિલખાને જરા પણ ઇજા થાય નહિ. જેબુન્નિસા પોતે પણ કપડા ઉતારવા લાગી ગઇ-જાણે કે પોતે ન્હાવાની જ તૈયારી કરી રહી હોયની ! ઔરંગઝેબ અંદર આવ્યો. જેબુન્નિસા એમ માનતી હતી કે પોતાને ન્હાવાની તૈયારી કરતી જોઇને ઔ-રંગઝેબ જતો રહેશે, પણ ઔરંગઝેબ જેબુન્નિસાના ફરેબને પામી ગયો હતો. ઔરંગજેબે પૂછ્યુ 'આ દેગ અત્યારે કેમ ગરમ કરવા-મા આવે છે ?' જેબુન્નિસાએ જવાબ આપ્યો 'કિબ્લ આલમ ! ન્હાવાને માટે પાણી ગરમ કરૂ છુ ' ઔરંગજેબ બોલ્યો 'બહુ જ સારૂ થયુ. કેમકે રસ્તામા હુ પણ નાપાક થઇ ગયો છુ, અને નમાજનો વખત પણ થવા આવ્યો છે, તો આગ જરા જોરથી સળગાવ કે હુ તુરત નાહીને ચાલ્યો જઉં. તુ પછીથી જ ન્હાજે !' ઔરંગજેબનો એવો હુકમ થતા જ દેગ નીચે લૂંડીઓએ ખૂબ આગ સળગાવી અને માહે રહેલો આકિલખા તરફડીને મરી ગયો !'

ફત્તેહસિંહનું કથન પૂરૂ થતા જ આસપાસ ઉભેલા ખોજાઓના મ્હો ઉતરી ગયાં. તેઓ સમજી ગયા કે ફત્તેહસિંહના જાણવામા તે-

મનુ કાવતરૂ આવી ગયું છે. ખોજાઓ ચિંતાતુર થઇને એક બીજા-ની સામે જોવા લાગ્યા. આ પ્રસંગ જોઇને ફત્તેહસિંહે પાસે બેઠેલા સહજારામને ધીમેથી કહ્યું "હવે શું જૂઓ છો ? મારા અને તમા-રા માટે તે પાણી ગરમ થાય છે અને ગરમ પાણી વડે જીવતા બાળી દેવાનો દુષ્ટ જુગ્ગારખાનો હેતુ છે, માટે તુરત અહીંથી પલાયન કરી જવું જોઇએ. કેમ! ઉઠો છો કે? વાતચિત કરવાનો વખત પણ હવે રહ્યો નથી, કારણકે કાવતરૂ અમલમાં મેલાવાને હવે થોડી જ વાર છે."

આ સાંભળીને સહજારામ ચકિત થઇ ગયો. સહજારામ એક વીર યુવક હતો. તે ડરીને નાસી જાય તેવો ન હતો, પરંતુ અત્યારનો સમય વીરતા બતાવવાનો નહિ પરંતુ જાન બચાવવાનો હતો. કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય સહજારામ દીવાનખાનાની બહાર ના-કળી ગયો અને તેની પછવાડે ફત્તેહસિંહ પલાયન કરી ગયો. તવા-યફના ગાન-તાનમાં અને શરાબની લીજ્જતમાં પડેલાઓ તે બન્નેને દીવાનખાનામાંથી ચાલ્યા જતા જોઈ શકયા નહિ, પરંતુ ખોજાઓ-ની નજર સહજારામ અને ફત્તેહસિંહ ઉપર સજ્જડ ચોટી રહેલી હતી. તેઓ જાણી ગયા કે-"સોનેકી ચિડિયા હાથસે નિકલ ગઇ!"



# પ્રકરણ ૨૦ મું.

—:૦:—

## પંજાબનો દરબાર



ઈ.સ ૧૮૧૮ ની એક પ્રભાતમાં મહારાજા રણજીતસિંહનો દરબાર લાહોરના રાજમહેલમાં પૂરા દબદબા સાથે ભરાઇને બેઠો હતો જૂના વખતમા મુગલ બાદશાહો પોતાની કચેરીનો જેવો ઠાઠ માઠ રાખતા હતા, તેવો ખર્ચાળ ઠાઠ માઠ આ કચેરીમા બિલકુલ જોવામા આવતો ન હતો, પરન્તુ આખુ કચેરીમંડળ બહાદુર સરદારો અને સુપ્રસિદ્ધ વીર નરોનુ બનેલુ હોવાથી પ્રભાવ ઘણો દબદબાભરેલો જોવામા આવતો હતો. કચેરીના મધ્ય ભાગમા રણજીતસિંહનુ સિંહાસન આવી રહેલુ હતુ અને તેના ઉપર રણજીતસિંહ ઘણા સાદા પોષાકમા સજ્જ થઇને બેઠો હતો તેના શિરપેચના એક ખૂણામા પ્રખ્યાત કોહીનૂર હીરો ચળકાટ મારી રહ્યો હતો અને રણજીતસિંહની પ્રભાવશાલી મુખમુદ્રાના તેજમા અલૌકિક વધારો કરી રહ્યો હતો તેના મુખની આસપાસ તેજનુ બિંબ ફેલાઇ ગયું હતુ, જેથી અજાણ્યો પુરૂષ તેના મ્હો સામે નજર ટકાવી રાખવાને સમર્થ થતો નહિ રણજીતસિંહના કપડા ઘણા સાદા અને શ્વેત હતાં. મુગલ રાજકર્ત્તાઓની પેઠે જરીના કપડા કે ચકચકીત ઘરેણાં પહેરીને દરબારમા બેસવાનો તેને શોખ ન હતો, પરન્તુ તેનુ ઠુંકું શરીર તે શ્વેત વસ્ત્રોમા પણ ઘણુ દેદીપ્યમાન ભાસતુ હતુ.

કચેરી મંડળમા મુખ્ય પ્રધાન ફકીર સાહેબ અજીજુદીન મહા-

રાજાની ડાબી બાજૂએ બેઠો હતો. પાટવી કુમાર ખડ્ગસિંહે જમ-ણી બાજુએ આસન લીધું હતું. બીજા અમલદારોમા મિશ્ર દીવાનચંદ, દીવાન મોતીરામ, દીવાન રામદયાળ, પંડિત દીનાનાથ વગેરે પોતા-ના સ્થાનપર બેઠા હતા. એક ખૂણામા કાશ્મીરના દુઃખડાનુ કથન ક-રવાને આવેલો વીરબળ પણ રણજીતસિંહના તેજસ્વી ચહેરા સામે તાકી રહેતો બેઠો હતો. એક અંગ્રેજ ડાકતર અને બે અંગ્રેજ વ્યા-પારીઓ પણ સભામાં જોવામા આવતા હતા.

કુમાર ખડ્ગસિંહ અને મિશ્ર દીવાનચંદે થોડા સમય પહેલા જ મુલ્તાનનો કિલ્લો ત્યાંના નવાબને હરાવીને પંજાબને તાબે કર્યો હતો, ત્યારથી દીવાનચંદ ઉપર રણજીતસિંહની સ્વલ્પ પ્રીતિ વધી હતી. રણજીતસિંહે દીવાનચંદને ઉદ્દેશીને કહ્યુ "દીવાનચંદ ! તમે મુ-લ્તાનનો કિલ્લો તાબે કરવામા ઘણી બહાદૂરી વાપરી છે, અને તેવુ જ એક બીજુ કામ હુ તમને સોપવા ઇચ્છુ છુ "

દીવાનચંદ હર્ષિત થતો બોલ્યો: "ઘણી જ ખુશીથી તે કાર્ય પૂર્ણ કરવાનુ હું માથે લઉ છુ. મહારાજા આજ્ઞા કરે તે-ટલો જ વિલંબ "

"પરંતુ હજી તેમા બીજાઓની સલાહ લેવાની જરૂર છે. ફકીર સાહેબ ! કાશ્મીરપર ચઢાઇ લઇ જવામા તમારો શો અભિ-પ્રાય છે ? "

મુખ્ય મંત્રી તરીકે કામ કરતો ફકીર અજીજુદ્દીન એક પઠાણ હતો. અજીજુદ્દીન ફારસી ભાષાનો એક વિદ્વાન્ હતો, સ્વભાવનો શાંત અને દીર્ઘદર્શી હતો. એક હકીમ તરીકે તેણે મહારાજાના શરીરને ઘણું સુધાર્યું હતું. તેનામાં આવા આવા સદ્દગુણો હોવાથી રણજીત સિંહ તેને પોતાની પાસે જ રાખતો હતો, અને ધીમે ધીમે તેની

વિચક્ષણતા જોવામાં આવતાં તેને મંત્રીપદ સોંપ્યુ હતુ. અજીજુદીને પોતાનો અભિપ્રાય વ્યકત કરતાં કહ્યુઃ "કાશ્મીરની અંધાધુધીને માટે રાજદૂત ફત્તેહસિંહની ફરીઆદો આજ લાંબા વખત થયાં ચાલુ થઇ છે. દર વર્ષની *ખેરાજની રકમ બરાબર વસુલ થતી નથી, અને ત્યાંના અફઘાન સરદારોનુ તૂફાન હજી ચાલુ છે હવે મહારાજાની મરજીમા આવે તેમ કરો!"

"ત્યારે હવે, હુ તમને એમ પૂછુ છુ કે કાશ્મીરપર ચઢાઇ લઇ જવાથી આપણને ફત્તેહ મળે તેટલી તૈયારી આપણી પાસે છે કે નહિ?"

"હા, તૈયારી છે. તેમાટે કાઇ ફિકર કરવા જેવુ નથી."

રામદયાળ બોલી ઉઠયો "કાશ્મીરપર ચઢાઇ લઇ જવામા પહેલા આપણને જે જે પ્રતિકૂળતાઓ નડી હતી, તે અત્યારે નડે તેમ નથી. ડુંગરી રાજાઓ ભયથી શાત બેસી રહ્યા છે, એટલે તેમના તરફનો ભય હવે સર્વથા દૂર થયો છે, મુલ્તાનની ચઢાઇને માટે તૈયાર રાખવામા આવેલી દારૂ ગોળાની સામગ્રી હજી ઘણી ખરી તૈયાર રહેલી છે, માત્ર થોડી નવી તૈયાર કરવી પડશે પણ એ બાજૂના ચિહ્નો દિવસ દિવસે ખરાબ દેખાતા જાય છે, માટે હવે પ્રમાદ કરવાની જરૂર નથી ફત્તેહસિંહ ચઢાઇને માટે બહુ જ આગ્રહ કરે છે."

રામદયાળનુ બોલવું સાંભળી રહ્યા પછી રણજીતસિંહ થોડી વાર વિચારમા બેસી રહ્યો સૌ કોઇ તેની વિચાર કરતી ગંભીર મુખમુદ્રા સામે તાકી રહ્યા. થોડી વાર રહીને તે બોલ્યોઃ "ભલા, ફત્તેહખા હાલ કયાં છે?"

"હેરાતમા" રામદયાળે ઉત્તર આપ્યો.

---

* પેશકશી—ખંડણી.

એટલામાં વીરબળ પોતાના સ્થાનેથી ઉભો થઇને હાથ જોડી બોલ્યો "જો મહારાજાની આજ્ઞા હોય, તો હુ બે શબ્દો બોલવાની રજા માગુ છુ હુ કાશ્મીરથી જ ખાસ આવેલો છુ."

વીરબળને બોલવાની રજા આપવામા આવતા તે બોલ્યો. "મહારાજા! કાશ્મીરનો દેશ જીતવાથી આપના રાજ્ય મુલકમા વૃદ્ધિ થશે, આપની આણ આખા ઉત્તર હિંદમા વર્તાશે, પરંતુ આપને જો કદિ એટલો લાભ થતો ન હોય, તોપણ કાશ્મીરમાથી અફઘાનોને હાંકી કાઢવાને તો ખાસ ચઢાઇ કરજો જ. તેથી આપને પુણ્ય થશે. કાશ્મીરની હિંદુ પ્રજા ઉપર કેવા કેવા જુલ્મો ગુજરી રહ્યા છે, તેનુ કથન હુ આ મારી જિહ્વાવડે કરવાને સમર્થ નથી. કાશ્મીરનાં દુખડાં આપને નિવેદન કરવાને જ ખાસ હુ સેરીંગીરથી આવેલો છુ અને આખા કાશ્મીરની પ્રજાની વતી હુ આપના પગમાં પડીને કહુ છુ કે, બાપજી! હવે એ નરકમાથી ગમે તેમ કરીને પણ અમારો છૂટકો કરો! અમારાથી એ ખૂનામરકી, એ જુલ્મો અને એ ત્રાસ સહન થયાં જતાં નથી!! હુ અહીં કાશ્મીરનુ દુખ રોવા આવ્યો છુ, પણ મારી પાછળ મારા પરિવારની કત્લ થઇ ચૂકી હશે; છતા ભવિષ્યમા એ અફઘાનોને હાથે થનારી હજારો કત્લ અટકે તેમ કરવાને મારા પરિવારનો ભોગ આપીને પણ હુ અહીં આવ્યો છુ મહારાજા! મારા વૃદ્ધ પિતાનું પણ તેવી જ રીતે ખૂન કરવામા આવ્યુ છે, અને ધોળે દહાડે કાશ્મીરી લોકની બ્હેન-દીકરીઓ દરબારમા ઘેરાય છે!! કૃપાનિધાન! આ દુઃખમાથી મુક્ત કરનાર આપના સિવાય કોઇ હવે નથી!! કાશ્મીરની પ્રજાની સઘળી આશાઓ હવે આપના ઉપર જ અવલબીને રહી છે."

વીરબળનું કથન સાંભળતાં સૌ કોઇનું લોહી ઉકળી આવ્યુ.

દીવાનચંદ ગુસ્સે થતો બોલ્યો "મહારાજા! કાશ્મીરની પ્રજા ઉપર આટલા જુલ્મો થાય છે, છતા આપણે શાંત બેસી રહેવુ જોઇતુ નથી! કાશ્મીરનો પ્રાંત ગમે તેટલા સૈનિકોના ભોગે પણ આપણે અવશ્ય તાબે કરી લેવો જોઇએ અને અફઘાનોને બકરાની પેઠે રહેસી નાખવા જોઇએ અથવાતો કાશ્મીરમાથી હાંકી કાઢવા જોઇએ. આપણા મુલકમા કાશ્મીરના પ્રાંત જેટલો વધારો થશે, પણ કદાપિ ન થતો હોય, તોપણ ગુરૂજીના નામપર માત્ર હિંદુ પ્રજા ઉપર દયા લાવીને પણ અવશ્ય યુદ્ધ કરવુ જોઇએ "

રણજીતસિંહ આ સઘળુ શાંત ચિત્તે સાંભળી રહ્યો હતો. લાભ અને ધર્મ ઉભયની ખાતર કાશ્મીર પર ચઢાઇ લઈ જવાને તેને સૂચના કરવામા આવતી હતી, પરંતુ રણજીતસિંહ પોતાને થનારી હાનિનો વિચાર કર્યા પછી ધર્મની બહુ દરકાર કરે તેવો ન હતો કાશ્મીરપર નકામી ચઢાઇ લઇ જવાનુ તે કદિ પસંદ કરે તેવો હતો જ નહિ તે આસ્તેથી બોલ્યો "દીવાનચંદ! તમારૂ કથન યથાર્થ છે કાશ્મીરપર ચઢાઇ લઇ જવાનો અને અફઘાનોને હાંકી કાઢવાનો લાંબા વખત થયા મારો વિચાર છે તે કારણથી તો હુ તમને સઘળાને આપણી તૈયારીઓ વિષે પૃચ્છા કરૂં છુ. પરન્તુ મારા વાસો દીવાન મોખમચંદે મને બોધ આપ્યો છે કે, કોઇ પણ કાર્ય અપૂર્ણતાથી કરવું નહિ, અને અપૂર્ણતાથી કરવા જતાં એક વાર તો કાશ્મીર ખાતે જ આપણને ઘણુ સહન કરવું પડયું છે મુલ્તાનના ઘેરામા આપણને ઘણા સૈનિકોનો ભોગ આપવો પડયો છે, અને તુરત જ કાશ્મીરપર ચઢાઇ લઇ જવાથી આપણું બળ ઘણું કમી થઇ જશે. હું ધારૂ છુ કે, છ માસ પછી જ આપણે કૂચ કરી-

શુ. તેટલા વખત સુધીમા આપણે ઘણી સારી તૈયારીઓ કરી શકીશુ. કેમ, રામદયાળ ! તમારો શો અભિપ્રાય છે ? ”

રામદયાળે ઉત્તર આપ્યો “ આપનુ કથન યથાર્થ છે, પરતુ આ પડિતના કથન ઉપરથી જણાય છે કે કાશ્મીરની પ્રજા બહુ જ પીડા સહન કરે છે, તો વધારે વિલબને અવકાશ નથી. પછી તો જેવી મહારાજાની ઇચ્છા. ”

કાશ્મીરની પ્રજા થોડા માસ વધારે સહન કરશે, પણ આપણે સાહસ કરીને પસ્તાવુ જોઇએ નહિ ”

સૌ કોઇ શાત બની ગયા મહારાજાના દૃઢ વિચાર પાસે કોઇનુ કાઇ ચાલી શકે તેમ ન હતું થોડા માસ પછી પણ મહારાજાએ કાશ્મીરપર ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો છે, તેમ જાણી વીરબળને સતોષ થયો પુન રણજીતસિહે કહ્યુ “દીવાનચદ ! છ માસ સુધી કાશ્મીરપર ચઢાઇ લઇ જવાને આપણે તૈયારી કરવી. મુખ્ય સેનાનુ સેનાપતિપદ હુ તમને આપુ છુ અને મદદને માટે બાજી નાની સેના રામદયાળના હાથ નીચે તૈયાર રાખવી બન્ને સેનાઓએ કાશ્મીર તરફ કૂચ કરવી. ફત્તેહસિહને જણાવવુ કે તેમણે ત્યાથી કૂચ કરીને માર્ગમા તમને મળી જવુ; કારણકે નહિતો તેમનો જાન જોખમમા આવી પડવાનો ભય ઉભો થાય આ કાર્યક્રમ પ્રમાણે કાશ્મીરપર ચઢાઇ લઇ જવાની હુ આજ્ઞા આપું છુ. ”

પડિત દીનાનાથે પૃચ્છા કરીઃ “ કાશ્મીરથી આવેલા અતિથિનુ કેમ ? ”

“ તેનો સત્કાર કરવો, અને તેનુ રક્ષણ કરવું; કારણકે અફ઼ઘાનોના માણસો તેને પકડવાને ભટકતા હશે, એમ અનુમાન કરી શકાય છે. ” રણજીતસિહે પ્રત્યુત્તર આપ્યો.

વીરબળ મનમાં જ વિચારી રહ્યો "અહા ! આ પંજાબના કેસરી ! પંજાબના સિંહ–મહારાજા રણજીતસિંહ ! ધન્ય છે તેમના દીર્ઘદર્શીપણાને ! કેટલા સંયોગોનો વિચાર કરીને તે પોતાના મ્હોંમાંથી એક શબ્દ ઉચ્ચારે છે ? કેટલું દૃઢ મનોબળ ? કેટલો નિયમિત અને સંકુચિત પરન્તુ પ્રશંસનીય ઉત્સાહ ! કેસરી ! કેસરી ! જ્યાં સુધી કાશ્મીરના કાનોમાં તારા નામની બૂમ નહિ પડે, ત્યાં સુધી જ એ મૃગલાં વિહાર કરી શકવાના છે ! અને તારી ત્રાડ સાંભળતાં જ તે ઘાસ ખાનારાં ક્ષુદ્ર પ્રાણીઓ પલાયન કરી જવાના છે ! ! !"

---

## પ્રકરણ ૨૧ મું.

---

### શાદીનો પેગામ.

ફલક અબ ત ઇતના રૂલાનેલગા,
મુઝે જિતના તુને હંસાયા ન થા.



સંધ્યા પડી ચૂકી હતી અને પક્ષીગણનો કલરવ ધીમે ધીમે શ્રવણગોચર થતો થતો બંધ પડતો જતો હતો. પશ્ચિમ દિશાની સ્વલ્પ રક્તતા અદૃશ્ય થઇ ગઇ હતી અને તેને સ્થળે સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય ફેલાતું જતું હતું. ડીલ નદીના જળના નાના નાના તરંગો

ઉમંગસહ વહન કરતા હતા અને એકમા એક મળી જઈ પૃથ્વીને સૂચવતા હતા કે–' અત સમયે સૌને એક જ જ્યોતિમાં મળી જવાનુ છે.'

આ સમયે રાજોરી અને હરીપર્વતના કીલ્લાની વચ્ચે ડીલ નદીમાં આવેલો એક દ્વીપ કે જે 'નગીનબાગ'ના નામથી ઓળખાતો હતો, તેમાં શાહજાદી જૈનબ સધ્યાના મન્દ સમીરણને અનુભવતી અને બાગની નાની અને સાકડી પથગીઓ ઉપર આમથી તેમ ટહેલતી દૃષ્ટિગોચર થતી હતી. અત્યારે ડીલ નદી વચ્ચેના તે દ્વીપમા બાગનુ નામ કે નિશાન કાઇ જોવામાં આવતું નથી તેમજ તે દ્વીપમાં કોઇ ઇમારત પણ જોવામા આવતી નથી, પરતુ ચુનારના જૂના જૂનાં વૃક્ષો તેમજ ડીલ નદીના કીનારાપર મોટા મોટા ઇમારતી પત્થરો અને કોઇ કોઇ સ્થળે પાકી દીવાલો નજરે પડે છે, જે ઉપરથી અત્યારે પણ અનુમાન કરી શકાય છે કે કોઇ જમાનામા એ સ્થાન આનદ અને વિલાસનુ એક જાણીતું ક્ષેત્ર હોવુ જોઇએ અત્યારે પણ એ દ્વીપ એકાત છે અને તેની ચારે દિશાએ ડીલ નદીના તરગો લહરાયા કરે છે જે ઉપરથી તે સ્થાન વિલાસને માટે ઘણું ઉપયોગી હોય એમ સામન્યતઃ કલ્પી શકાય છે.

અત્યારે નગીનબાગમા કેટલાક તબૂઓ નાખી દીધેલા જોવામા આવતા હતા નગીનબાગની સુદરતામાં એ તબૂઓ વધારો કરી રહ્યા હતા અને કોઇ નવીન પ્રકારની ભવ્યતાનુ દર્શન આપતા હતા અત્યારે શાહજાદી જૈનબ ચિતાતુરાવસ્થામા આમથી તેમ ટહેલતી હતી અને બાગમાહેની મનોહર લીલોતરીથી અથવા તો ડીલ નદીના જળની લહરિઓથી પોતાના ચિત્તને પ્રસન્ન કરવાની ચેષ્ટા કરી રહી હતી. કોઈવાર તેના ચિત્તની પ્રસન્નતાનો અવરોધ થઇ જતો

હતો અને ત્યારે તે હૃદયથી ગભરાઇ જઇ, એક લાબો નિશ્વાસ મૂકી, આસમાની આકાશની સુરખી તરફ દૃષ્ટિ કરી મુખમુદ્રા અને મનોભાવનો ફેરફાર થઇ જતા પાસેના પત્થરના બનાવેલા આસનપર બેસી ચિતાગ્રસ્ત બની જતી હતી.

જૈનબનુ ચિત્ત અત્યારે બહુ વિહ્વળ બની ગયુ હતુ થોડા દિવસ થયા જુઝ્ઝારખાના હુકમથી તેને નગીનબાગના મહેલમા લાવવામા આવતી હતી અને ત્યા તે પોતાની દાસીઓ-ખવાસો સાથે રહેતી હતી પોતાને શામાટે નગીનબાગમા લાવવામા આવી છે તેનુ કારણ જૈનબ પોતે જાણતી હતી થોડા દિવસ થયા બાગમા કોઇ મોટા સમારભને માટે તૈયારી થઇ રહેતી હોય, તેવી રીતે તબૂઓ નાખવામા આવતા હતા બાગના પુષ્પવૃક્ષો, ફળવૃક્ષો વગેરેને જળ સિચન કરી કરીને નવપલ્લવ બનાવવામા આવતા હતાં અને સ્થળે સ્થળે રોશનીને માટે અલૌકિક રચના કરવામા આવતી હતી પરંતુ જૈનબ તો આખો દિવસ પોતાની ચિતામા જ નિમગ્ન રહેતી હતી. તેની ચિતામા અનેક પ્રકારનુ તત્ત્વ સમાએલુ હતુ જુઝ્ઝારખાના ઘાતકીપણાની ચિતા, અબદુલ રહમાનખા સાથે બળાત્કારથી પોતાની શાદી થશે એ ચિંતા, તેમ જ પોતે દિન પ્રતિદિન યુવાવસ્થામા આવતી જતી હતી, તેથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતી ચિતા એ સઘળી ચિંતાઓનુ તેના ચિત્તમા મિશ્રણ થયુ હતુ. તે જાણતી હતી કે નગીનબાગમાં થતી સઘળી તૈયારીઓ અબદુલ રહમાનખાં સાથે શાદી કરવાને માટે જ કરવામા આવતી હતી

જૈનબ થોડીવાર સામેની તરૂવરરાજિ તરફ દૃષ્ટિ ઠરાવી રહેતી તો બીજી જ વખતે તે આકાશ ભણી જોતી અને અધકારયુક્ત

'આકાશ માંહેના તારા ગણવાને મથન કરી રહી હોય તેમ જણાતી વળી તેમાથી કાંઇ વિચાર સૂજી આવતા મનમા ને મનમાં બડબડતી અને પુન. ડીલ નદીના રૂપેરી જળતરંગોમા દષ્ટિને પરોવતી પરંતુ તેમાથી એકકે દેખાવમા તેનુ દિલ ઠરતું નહિ.

પગથી ઉપર ટહેલતી તે બધ પડી વર્ષાઋતુમા મેઘગર્જના થવાથી જેમ કોમળ કદલી વૃક્ષ કમ્પી ઉઠે છે તેમ તે કમ્પી ઉઠી અને પાસેની પત્થરની બનાવેલી એક બેઠક ઉપર તે લચી પડી તેનુ દિલ તે સમયે ભયથી થરથરતુ હતુ. ભયથી આંખો મીચાઇ ગઇ પુન આખો ઉઘાડવાની હિમત તે ચલાવી શકી નહિ થોડી વાર સુધી તે જ સ્થિતિમા તે શાતિથી બેસી રહી. ધીમે ધીમે તેના હૃદયનો ભય દૂર થતો જણાયો. શરીરમા જરા ચૈતન્યનો પ્રવેશ થયો આખો ઉઘાડી. તે સમયે તેનુ મુખારવિદ ગભરાઇ ગએલુ અથવા તો ભ્રમરોએ ચુથી નાખેલા કમળના સરખુ દેખાતુ હતું તે બોલી ઉઠી

" ઓ અમ્મા! તુ પાછી કયા ગાયબ થઇ ગઇ? તને જોઇને હુ બ્હી ગઇ, તેથી તો તું ગાયબ નથી થઇ ગઇ? મા, ઓ અમ્મા! આવ, તું મારૂ દિલ જો તેમા ભયનો સાપ ફુફાડા મારી રહ્યો છે તેને તુ દૂર કર, અથવાતો મને તું તારી પાસે બિહિસ્તમા જ તેડી જા જાલીમ જુબ્બારખાના 'જુલ્મો હુ સહી શકતી નથી' મે આ ખૂનખાર જગ્યાએ જન્મ કયા લીધો?"

એટલુ બોલી, એક લાબો નિશ્વાસ નાખી તે શાત થઈ સ્વપ્નના ભ્રમમા તેણે પોતાની મા બીબી ફીરોઝાને જોઇ હતી અને તેને અચાનક જોતા તે ગભરાઇ ઉઠી હતી તે શાત તો થઇ પણ તેની બન્ને આખોમાથી અશ્રુધારાઓ ચાલી જતી હતી થોડી વાર સુધી ખુલ્લી આખે આકાશ ભણી જોઇને જ તે બેસી રહી વાયુની

બહરિથી કપોલપ્રદેશ ઉપરની અશ્રુધારાઓ સુકાઇ ગઇ. માતાના સ્વપ્નનુ વિસ્મરણ થયુ અને પુન ગમખ્વાર દિલને ખુશ કરવાના પ્રયત્નમા પડી આસપાસના વૃક્ષો ઉપર ચડેલી સુદર પુષ્પોવાળી લતાઓ ઉપર તેણે પોતાની નજર ફેરવી, પરતુ દિલને ચિંતામુક્ત કરવાનો તેનો તે પ્રયત્ન વ્યર્થ જ ગયો. એટલામા ગુલાબ ત્યા આવી પહોચી તેનુ મ્હો ઉતરી ગએલુ હતુ. જૈનબે તેને જોતા જ વિચાર્યું કે–' મને એકલી ધારીને જ તે આવી હશે" તેથી તે બોલી: "મને એકલીને જ અહીં ઠીક છે. તારી કાઇ જરૂરત ન હતી"

ગુલાબ બોલી "પણ હુ તે માટે આવી નથી આલી જનાબ જુબ્બારખાંએ એક નોકર સાથે પેગામ મોકલાવ્યો છે કે–કાલે રાત્રે આપની શાદી અબદુલ રહમાનખા સાથે આ બાગમા જ કરવામા આવશે, માટે આપે તૈયાર રહેવુ"

જુબ્બારખાંનો આ 'શાદીનો પેગામ' સાભળતાં જ જૈનબ ચમકી ઉઠી અને તેનુ મ્હો રક્તવર્ણમય થઇ ગયુ તે ગુસ્સાથી બોલી ઉઠી "એ કમબખ્ત જુબ્બારખાના પેગામ લાવનારને તું કહે કે–જૈનબ તો પોતાની પ્યારી માદરનો રસ્તો લેવાને કયારનીએ તૈયાર થઇ રહી છે, અને અબદુલ રહમાનખા જેવા નાપાક સખ્સ સાથે શાદી થયા પહેલા તો બિહિશ્ત સાથે કયારનીએ મારી શાદી થઇ ગઇ હશે !"

જુબ્બારખા તરફથી 'શાદીનો પેગામ' લઇને આવેલા નોકરને શાહજાદી તરફનો જવાબ કહેવાને માટે ગુલાબ પાછી ગઇ અને પુન જૈનબ એકલી પડી તે અત્યારે ભય નહિ કિન્તુ ક્રોધથી થર થર કમ્પતી હતી તેનુ મ્હો લાલ થઇ ગયુ હતું તે બોલી "અય જાલીમ જુબ્બારખા ! શુ તેં મને આટલા જ માટે આ નગીનબાગમાં લાવીને રાખી છે ? પણ શુ ફિકર છે ? અબદુલ રહમાનખાં

સાથે નિકાહ કરવા પહેલા બિહિસ્ત સાથે મારા નિકાહ થઇ જશે, તેમ તું નક્કી માનજે ! દુષ્ટ ! દુષ્ટ જુબ્બારખા !" જુબ્બારખા પોતાની સામે જ ઉભો હોય તેવી ભ્રમણાથી તેને સબોધીને કહેવા લાગી "એ બુઢ્ઢા રેહમાનખા સાથે મને ઉભી રાખતા શુ તને ગભરાટ નથી થતો ? હા-ય ! પણ તને જાલીમને ગભરાટ શે ? ભય શે ? લાગણી શી ? ઓ બિહિસ્ત ! આ ઘાતકી જુબ્બારખાના ×દસ્તમાથી મને છોડાવ અને જલ્દી તારામાં મારો વાસ કર ! ઓ અમ્મા ! આ તારી કમનસીબ બેટીને આ ઘાતકી અશ્વાનોના વૈભવો નથી જોઇતા ! આ દુખભરેલી જીદગી નથી જોઇતી ! આ ભૂતડાં જેવા બાગ-બગીચા અને રંગમહાલ નથી જોઇતા ! આ જાલીમ દુખોમાથી તુ મારો છુટકો કર !"

આટલુ બોલતાં જ જૈનબથી હૃદયો મુકાઇ ગયો તેનો ગભરાટ વધ્યો. છાતી મુઝાઇ ગઇ કેટલીક વાર સુધી રોઇને છાતી ખાલી કરી. હૃદય જરા શાંત થયુ આકાશભણી દૃષ્ટિ રાખી તારાના વૃન્દમાં તેને જરા સ્થિર કરી દુખનો ઉભરો પુન ચડી આવતાં તે બોલી: "ઓ *ફલક ! તારા વિશાળ પેટમા હવે મને તું ક્યારે સમાવીશ ? અરેરે ! આ તારામા જો હુ એકાદ તારો હોત તો કેવું સારૂ ? દૂર રહીને દુનિયાના સુખ-દુ.ખ ભણી નજર કરી આ ફાની દુનિયાનો અનુભવ મેળવત ! પણ એ જાલીમના હાથમાં તો આવી પડત નહિ ! હા-ય ! હવે શુ કરૂં ? જો જીવતી રહીશ તો એ દુષ્ટ બળાત્કાર કરીને પણ એ બુઢ્ઢા સાથે મારા નિકાહ કરાવશે. તેના કરતાં જીદગીને ટુકી કરી નાંખવાનુ સસ્તું ઔષધ શામાટે

× હસ્તમાથી *આસમાન !

ન અજમાવવુ ? મારા જેવી કમબખ્ત છોકરીને આવી નિરાશાભરેલી જીંદગીની હવે શી જુરૂરત છે ? ”

‘ બેટી ! તારા જેવી *નેકબખ્ત શાહજાદીને માટે દુનિયામા હજી એટલી નિરાશા નથી ! ’

પોતાના મનોગત વિચારના શબ્દોના જવાબમાં આ શબ્દો સાભળતા જ જૈનબ ચમકી ઉઠી અને ભયથી આમ તેમ જોવા લાગી. તે બાવરી-બાવરી આમ-તેમ જોતી હતી એટલામા બાજૂના ઘટાદાર વૃક્ષોમાથી એક બુઢ્ઢા ફકીરને પોતાની પાસે આવતો જૈનબે જોયો. તે ફકીરનુ ગભરાવી નાખે એવુ સ્વરૂપ જોઇને જૈનબ અતર્થી ડરી ખરી, પરતુ તેના શબ્દો ઘણા અશ્વાસનદાયક અને કોમળ હતા તેથી તે બહુ ગભરાઇ નહિ તે ફકીરનુ આખુ માથુ સફેદ વાળથી ભરપૂર હતું અને વાળની કેટલીક લટો મ્હોની આડે પણ પવનથી ફરફરતી હતી. તેનુ આખુ શરીર કાળું શાહી જેવુ હતું. ખાધપર એક ઝોળી અને કમ્મરપર એક કપડા સિવાય તેની પાસે બીજુ કાઇ ન હતુ તે ફકીર જ્યા જનબ બેઠીબેઠી રોતી હતી ત્યા આવ્યો અને જૈનબને આશ્વાસન આપતા બોલ્યો “બેટી ! ફિક્ર ન કર ખુદાતાલા તારા જેવી પાક દિલની શાહજાદીઓ ઉપર જુરૂર રહમ કરે છે જીંદગી ટુકી કરી નાખવાનુ સાહસ તું ન કરતી ! ખુદા નિગાહબાન× છે. ”

તે ફકીરના મૃદુ અને મીઠા શબ્દોથી તેની સાથે વાતચીત કરવાના હોશમા જૈનબ આવી શકી હતી. તેનો ભય તે ફકીરના શબ્દોની મૃદુતાથી દૂર થયો હતો પોતાના સઘળા મનોગત વિચાર ફકીરે જાણ્યા છે, એમ તો જૈનબ જાણી ગઈ હતી, તેથી તે બોલી

---

*પવિત્ર ×સભાળ રાખનાર

•"સાંઇ સાહેબ ! આપ ક્યાંથી આવો છો ? અને ક્યાં જાઓ છો ? અહીં આવવામાં આપનો શો ઇરાદો છે ?"

રાત્રિ ક્યારનીએ પડી ગઇ હતી, અને રાત્રિના અંધકારમાં એ બુઢ્ઢા ફકીરનું કાળા રંગનું ઉઘાડું શરીર મિશ્રિત થઇ જતું જણવામાં આવતું હતું જૈનબે ફકીરને ત્યાં આવવાનો ઇરાદો પૂછતાં ફકીરે સર્વત્ર આસપાસ નજર કરી અને ઝોળીમાંથી એક કાગળની ચિઠ્ઠી કાઢીને તે જૈનબના હાથમાં મૂકી. ચિઠ્ઠી જોતાં જૈનબ જરા વિચારમાં પડી ગઇ તેણે તે ઉખાળી પરંતુ અંધકાર હોવાથી વાંચી શકાઇ નહિ થોડે દૂર એક ફાનસ બળતું હતું, ત્યાં આગળ જઇને તેણે તે ચિઠ્ઠી વાંચી. વાંચતાં જ તે આશ્ચર્યના દરિયામાં ગરકાવ બની ગઇ. તેણે અંધકારમાં પણ ફકીરના ચ્હેરા સામે તાકી તાકીને જોયું. તે બોલી "શું તમે પોતેજ સહજારામ ! આવો વેશ કરીને આવ્યા છો ? સરદાર ફત્તેહસિંહ શું કૂચ કરી ગયા ?"

ફકીરના વેશમાં આવેલા સહજારામે ઉત્તર આપ્યો "હા, હું સહજારામ પોતે જ છું મારાપર અને ફત્તેહસિંહપર આપે મોટો ઉપકાર કર્યો છે, કે જેથી અત્યારે અમે જીવતા રહેલા છીએ, નહિતો જુબ્બારખાના હમ્મામના કાવતરાંનો ભોગ ક્યારનાએ થઇ પડયા હોત. તેનો બદલો વાળવાનું અને તમને જુબ્બારખાના જુલ્મમાંથી બચાવવાનું અત્યારે અમે માથે લીધું છે. ખાલસા સેના થોડા વખતમાં પંજાબથી રવાના થશે, અને કાશ્મીર ઉપર ચઢાઇ થશે, એટલે કાશ્મીરની પ્રજાનાં દુઃખ દૂર થશે ! તમારી ચિઠ્ઠી ફત્તેહસિંહને મળતાં જ તેમણે તમને ધીરજ આપવાને મને મોકલ્યો છે. ડીલ નદીમાં હું નાવડાં અને માણસો સાથે તૈયાર રહ્યો છું અને આજે રાત્રે તમારે અહીંથી નાસી છૂટવાનું છે તમારે માટે રહેવાની સઘળી ગોઠવણ ફત્તેહસિંહ આગળ ગયા છે, તે કરી રાખશે."

"સહજારામ ! ખરેખર તમે એક વિચિત્ર સખ્સ છો. તમારા આ વેશમાં હુ તમને પિછાણી શકી પણ નહિ. તમે મારે માટે ઘણી તસ્દી લીધી છે."

"એ ઉપકાર માનવાનો અને વિવેક કરવાનો આ સમય નથી. કાલે જ તમારી શાદી કરવામા આવનાર છે; માટે આજે રાત્રે ગમે તેમ કરીને નાસી છૂટવુ જ જોઇએ. માટે અત્યારે મહેલમાં જાઓ અને સઘળી તૈયારી કરી, મધરાત્રે તમારી લૂડી સાથે આવજો. હુ કિનારાપર જ જાગતો રહીશ. ઘણી ચુપકીથી કામ લેવાનુ છે કહો, હવ મને રજા છે ?"

"શુ ફત્તેહસિહ આગળ નીકળી ગયા છે ? તેમને હું અત્યારે મળી શકીશ નહિ ?"

"ના, નહિ જ. તે થોડા સિપાહીઓ સાથે નીકળી ગયા છે, કારણકે ખાલસા સેનાને રસ્તામા જ તેમણે મળવુ જોઇએ આપણે તેમને ચષ્મ બેરીનાગ આગળ મળીશુ. ત્યા તમારે માટે સઘળી સગવડ કરી રાખવામા આવી હશે. લ્યો, હવે હુ જઇશ, કારણ કે સામેથી કોઇક આ તરફ આવતું હોય તેમ જણાય છે" એમ બોલતા જ સહજારામ પાસેના વૃક્ષોની ઘટામા અદૃશ્ય થઇ ગયો, અને જૈનબ આ અતર્કિક ઘટના સબધે વિચાર કરતી હાથ ઉપર હડપચીને ટેકાવીને દિગ્મૂઢ સરખી બની ઊભી રહી. એટલામા ગુલાબ તેની સામે આવીને ઊભી રહી.

એક પ્રહર રાત્રિ વ્યતીત થઇ ગઈ હતી. પવન વધ્યો હતો. ઝીલ નદીના તરગો વાયુની ગતિને અધીન થઇને ધ્વનિ કરી રહ્યાં હતાં. વાયુથી કમ્પતા તરૂવરોના પાંદડાનો ખડખડાટ તે ધ્વનિની સાથે મિત્રાચારી કરી પ્રસરી રહેલા ખળભળાટમાં વૃદ્ધિ કરતો જણાતો હતો.



## પ્રકરણ ૨૨ મું.

—o:—

### વિચારમાળા.

प्रायश्चित्तं हि पापानां पश्चात्ताप इति स्मृतः ॥

महाभारत ।




શ્મીર ! કાશ્મીર ! ભારતખડના એક મનોરજક ઉપવન ! તારૂ શુ થવા બેઠુ છે? તારો પ્રદેશ અતિ મનોહર-સુદર છે ખરો, પરતુ તું કોઇ રાક્ષસી ભૂમિ તો નથી? તું પાણીપતના મેદાનના સરખી કોઇ રૂધિરની તૃષાતુર ભૂમિ તો નથી? હર્ષદેવ જેવા મહાન્ અને કુશળ રાજા તારાપર થઇ ગયા. આજે તેના જેવા મહાન્ નરનો વશ પણ સ્વપ્નમા ક્યા ડૂબી ગયો છે, તેની કોઇને ખબર પણ નથી! ભૂમિ માતા! તારા સરખી એક સુદર રમણીને માટે લોકોના લોહી રેડાય તેમા કાઇ આશ્ચર્ય નથી જ, કારણકે પૂર્વે પણ સ્વરૂપવતી સ્ત્રીઓને માટે ઘણા યુદ્ધો થઇ ગયા છે! તો આજે તારે માટે તારી ધૂળ રક્તવર્ણીય થાય તેમાં શુ આશ્ચર્ય છે?”

રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા. ચદ્રમા ભૂરા રગના આકાશમા ઉદય પામીને ગભીર ભાવથી જગતના ઉપર દૃષ્ટિપાત કરતો હતો આખુ જગત્ ચંદ્રના શ્વેત કિરણોથી ઉજ્જવલ થઇ ગયુ હતું અને ચારે તરફ શાતિ વ્યાપી રહી હતી. આ વખતે કાશ્મીરના સરદારનો મંત્રી અને સહજારામનો પિતા દીવાન નન્દરામ એકલો,

રાજમાર્ગે થઇને પોતાના ઘર તરફ પાછો ફરતો હતો તે ચિંતાતુર મને આકાશ તરફ દ્દષ્ટિ કરતો ઘર તરફ આવતો હતો. ચંદ્રમાના પ્રકાશથી બહારના સઘળા ભાગોમા અંધારૂં દૂર થઇ અજવાળું થયું હતું, અને તે જ અજવાળાના આછા આછા કિરણો નન્દરામના રોમે રોમમા વ્યાપી રહીને તેના અંતરને સ્વલ્પ પ્રકાશ અર્પતા હતાં.

દીવાન નન્દરામ ચિંતાતુર મને પોતાના ઘરમા દાખલ થયો અને શયનમંદિરના ઝરૂખામા બેસીને પોતાના મનની સાથે અનેક વિચારો કરવા લાગ્યો. તેના મનમા અત્યારે જૂદા જૂદા અનેક પ્રશ્નો ઉત્પન્ન થવા લાગ્યા "કાશ્મીરના પ્રદેશને માટે લોકોના રક્ત રેડાય તેમા કાશ્મીરનો શો દોષ? એવા કાળચક્રો તો સંખ્યાબંધ દેશો ઉપર ફરી ચૂક્યા છે, તો કાશ્મીરપર ફરે તેમા શું આશ્ચર્ય છે? હિંદુઓ પાસેથી અફઘાનોના હાથમા કાશ્મીર આવ્યું અને કાળચક્રના ધોરણને અનુસરીને તે સીખ લોકોના હાથમા પણ જશે! પણ આજકાલ લોકો ઉપર જે જુલ્મ ગુજરે છે, તેનું કારણ શું હું પોતે જ છું? હું શામાટે? હું કાશ્મીરનો દીવાન છું ખરો, પરંતુ મારૂં શું ચલણ છે? મનસ્વી સરદારો પાસે મારૂં શું ચાલે છે કે હું જુલ્મ ઓછો કરાવી શકું? હું તો મુલ્કી ખાતાનું કામ કરૂં અને પગાર લઇને બેસી રહું જરૂર પડે તો યુદ્ધમાં પણ જઉં. પરન્તુ સરદાર પ્રજા ઉપર જુલ્મ ગુજારે તેમાં હું શું કરૂં? પ્રજાના વિનાશના માર્ગમા હું જ અગ્રેસર ગણાઉં છું લોકો મારો જ મોટો વાંક કેમ કાઢે છે? લોકો મૂર્ખ છે, કે તેમ વિચારે છે!"

ચઢતા જતા ચંદ્ર સામે થોડી એક વાર સુધી આંખોને સ્થિર કરી તેની ઉજ્જ્વલતાનો પ્રવાહ નન્દરામની આંખો સામે વહન કરી રહ્યો ચંદ્રની નિર્મળતાનો કિંચિત્ અંશ અંતઃકરણમા પ્રવિષ્ટ

થયો અને વિચાર થઇ આવ્યોઃ "પણ લોકો કાંઇક જૂદુ જ કહે છે, તે કેમ ભૂલી જવુ જોઇએ? અફઘાનોનુ રાજ્ય આજ છે, તો કાલે નથી, એવો જ મામલો હાલમા ચાલી રહ્યો છે મારી દીવાનગીરી પણ અસ્થિર જ છે એક રીતે નહિ પણ બે રીતે અસ્થિર છે ફત્તેહખાં, અજીમખા કે જુબ્બારખાં રાજનીતિનિપુણ નથી, કે તેઓ મારી કિમત જાણે તેઓને માત્ર એક જ ઇંદ્રિયનુ જ્ઞાન છે, અને તે એટલુ જ કે, કેવી રીતે ઐશ-આરામ કરવો અને લોકોના રાજા થયા, એટલે કેવી રીતે તેમની સાથે જોહુકમીથી કામ લેવુ અથવા તો જુલ્મ ગુજારવો આવા રાજકર્ત્તા કે જેઓને ખરી રીતે રાજ્ય કરવાનુ ભાન પણ નથી, તેમના હાથ નીચે મારી દીવાનગીરી શુ રહેવાની છે? આજે વિચાર થઇ આવ્યો તો આજે જ–નન્દરામ તમે કાશ્મીર છોડીને ચાલ્યા જાઓ! આવુ ઢગધડા વિનાનુ ખાતુ ચાલતું હોય, ત્યા આગળ મારી દીવાનગીરી શા હિસાબમા? બીજી રીતે અસ્થિર એથી ગણાય કે, કાલે સવારે રણજીતસિહનો અમલ કાશ્મીરમા ચાલતો થાય, એટલે આપણો ભાવ કોણ પૂછે? અને વળી સમય આવે તો કાશ્મીર છોડીને નાસવુ પણ પડે!! ત્યારે આવી અસ્થિર દીવાનગીરીની નોકરી હુ કરૂ છુ એ વાત તો ચોક્કસ થઇ!"

પુન વિચારમાળાનો બીજો મણકો ફર્યો "ત્યારે આવી અસ્થિર દીવાનગીરીમા રહીને લોકો ઉપર જુલ્મ ગુજારવો–હુ પોતે ગુજારતો નથી, પણ જુબ્બારખા કે અજીમખા લોકોને હેરાન કરે, તેમા હુ સમતિ આપુ છુ કારણ કે તેનો દરમાયો ખાઉં છુ એટલે પછી મારી સમતિથી ગુજરતા જુલ્મના પાપનો કિચિત્ અશનો અધિકારી પણ, જો ન્યાયની રીતે વિચારીએ તો હુ પણ ગણાઉં ખરો.

તે દિવસે જ વીરબળના કુટુમ્બને કરવામા આવેલી શિક્ષામા મેં સમતિ આપી હતી, જો કે તે એક અન્યાયી કાર્ય હતું. ત્યારે તો લોકો મને દૂષિત ગણે છે, તે સત્ય તો ખરૂ! અન્યાયી અને જુલ્મી કાર્યમા મારી સમતિ તે મારો જ અન્યાય અને મારો જ જુલ્મ ગણાય તેમા કાઇ ખોટું નહિ. એક હિદુ હોઇને હિદુઓ ઉપર ગુજરતા જુલ્મો હુ જોઈ રહુ, તેમા સમતિ આપુ અને અજીમખાનો દરમાયો ખાઉ, એ સઘળુ પાપી કામ તો ગણાય જ. હિદુ અતર સત્ય વાતને અસત્ય કેમ માની શકે? તો પછી આવી દીવાનગીરી શા કામની ?"

પોતાનો દોષ સૂજી આવતા અતરમા નવો પ્રશ્ન ઉભો થયો "પરતુ એ સઘળો અત્યારે વિચાર થાય છે, તે કેટલુ મોડુ થયુ છે? લોકોમા બોલાતી વાતો, ચર્ચાઓ અને મારા ગવાતા દોષો ઉપર મે ધ્યાન આપ્યુ નહિ કાશ્મીરના દીવાન તરીકેના ઉચ્ચ પદના અને દરમાયાના લોભમા જ ડુબી રહ્યો અને સારાસારનો વિચાર કર્યો નહિ! પાણી પીને હવે હું ઘર પછુ, તે શા કામનુ!! દેશદ્રોહી-"

વિચારો અટકયા. 'દેશદ્રોહી' શબ્દ સ્ફુરી આવતા હૃદય જગ ખમચ્યુ પુન વિચારમાળા ચાલુ થઇ "શુ હુ દેશદ્રોહી? મેં દેશનો દ્રોહ કર્યો છે? લોકનુ શુ મે અહિત કર્યું છે? ના, નહિ જ. ત્યારે શુ લોકોનુ મે હિત કર્યું છે? ના, નહિ જ. બન્ને પ્રશ્નોના ઉત્તરો નકારમા જ આવે છે. લોકોનુ અહિત મેં કર્યુ નથી, પરતુ હુ હિત કરવાને બધાએલો તો હતો જ, કારણકે હુ કાશ્મીરનો પુત્ર છુ. અફઘાનો વિદેશી છે તેમના કરતાં કાશ્મીરીઓનુ હિત કરવાની મારી ફરજ પહેલી હતી. તે હિત મે કર્યુ નહિ, તે જ મે કરેલુ તેમનુ અહિત! ત્યારે શુ મેં અહિત કર્યુ? હા. અફઘાનોની નોકરી કરીને જુ-

જુલ્મી કાર્યોમા મેં સમ્મતિ આપી, તેમના હિતના સવાલો ઉપર લક્ષ આપ્યુ નહિ, તે શુ મે કરેલુ અહિત ન ગણાય ? ત્યારે દેશનુ અહિત કરનાર દેશદ્રોહી ગણાય તે સ્વાભાવિક જ છે। હા-ય। હા-ય। હું દેશદ્રોહી ઠર્યો। મારૂ પોતાનુ અતર જ કહે છે કે-હુ દેશદ્રોહી છુ લોકો કહે છે તે તો હું ગણકારતો પણ નથી। કાશ્મીરના દીવાન જેવા ઉચ્ચ પદ ઉપર રહ્યા છતા પણ મે દેશનુ હિત ન કર્યું અને અહિત કર્યું।। હુ કેટલો મૂર્ખ ? ઘણો-હદબહારનો મૂર્ખો। ચોખ્ખો બુદ્ધિશૂન્ય ગધેડો।।"

"સહજારામનુ કથન અત્યારે સાભરી આવે છે। તેના કહેવા પ્રમાણે સમયાનુસાર કાઇ બ્હાનુ બતાવીને દીવાનગીરીમાથી મુક્ત થયો હોત, તો પાછળથી લોકો ઉપરના જુલ્મ ઘટાડવાનુ માગથી કાઇક બની શકત દીવાનના મોટા ઓદ્ધા ઉપર રહીને હું જેટલુ નથી કરી શક્યો, તેટલુ એક પ્રજાજન તરીકે કરી શકત. પણ મે મારા સ્વાર્થનો જ વિચાર કર્યો ત્યા શો ઉપાય ? સહજારામ। ઉદ્ધત પણ વિચારશીલ છોકરા। તારા શબ્દો અત્યારે યાદ આવે છે।"

"પણ આજે દરબારમા કેવો એક ભયકર પ્રસગ જોયો ? તે સાંભરી આવતાં મારૂ હૃદય કમકમે છે। જુબ્બારખાના અત્યાચારથી તોબાહ। સ્ત્રીઓ અને તે પણ હિદુ બાળાઓ સાથ દરબારની વચ્ચે અત્યાચાર। જુલ્મ। અહ્‌। વિષયાધતાનો ક્યા છેડો છે? દરબારી અમલદાર બની, દરબારમા હાજર રહી, એવા જુલ્મી દેખાવો જોવા કરતા, એ જુલ્મી જુબ્બારખાને એમ જ કહી દેવું કે-હુ તારી નોકરીથી છૂટો થાઉ છુ, તે શુ ખોટું ? પણ ના, મુક્ત થવાનો વખત હવે રહ્યો નથી. ફત્તેહખા હેરાતથી કાબુલ ગયો, કારણકે અફઘાન અમીરને અફઘાનીસ્તાનમા શાંતિ ફેલાવવાને માટે

ફત્તેહખાની કુમકની જરૂર પડી છે, અને અજીમખા હેરાતનો કિલ્લો સાચવવાને ત્યા ઉપડી ગયો છે । હવે માત્ર જુબ્બારખાં એકલો જ છે, એટલે લોકો ઉપર જુલ્મ કરવાનુ કે હરકોઈ કાર્યમા જોહુકમી ચલાવવાનુ તેને ઠીક ફાવ્યુ છે!! તેની પાસે દીવાનગીરીમાથી છૂટા થવાનું કહેવું, અને તે પણ ફત્તેહખા અને અજીમખાની ગેરહાજરીમા તે કેટલુ જોખમભરેલુ ? અર્ધદગ્ધ બુદ્ધિનો જુબ્બારખાં કાઇક ઉંધુ જ સમજી બેસે અને હૈરાન કરે, તો તેમાથી इदं तृतीयं જાગે, માટે હવે તેમાથી છૂટા થવાનો પ્રસગ હાલ તો રહ્યો નથી । ”

“તો પછી અફઘાનોને કાશ્મીરમાથી પલાયન કરી જવાને પણ હવે શી વાર છે ? સહજારામ ગયો, ફત્તેહસિહ પણ ગયો, અને ઘણુ કરીને તો ખાલસા સેના પંજાબમાથી નીકળી પણ ચુકી હશે! અને સાથે વળી જૈનબ પણ કયાક ગાયબ થઇ ગઇ છે । એ છોકરીએ નાસી જવામા ખરેખરી બહાદૂરી વાપરી છે અને અબદુલ્લ રહમાનખાની સુરતને બરાબર વખત આવતા જ રડતી બનાવી દીધી છે!' એકાએક થએલા કુતૂહળથી હુ તો એમ જ માનુ છુ કે ખાલસા સેનાના પાદપ્રહાર કાશ્મીરના પાધરમા જ થઈ રહ્યા છે । ખરેખર, સહજારામ અને વીરબળ-બે યુવાન્ છોકરાઓએ મોટુ સાહસ કર્યું છે । હવે મને સમજાયુ કે-છોકરાઓ પણ કેટલુ કરી શકે છે ? ' વીરબળે તો કુટુમ્બની પણ દરકાર ન કરતા કાશ્મીરની પ્રજાનુ દુ ખ ઓછુ કરવાનુ બીડુ ઝડપ્યુ છે એ છોકરાઓ કરતાં પણ હુ નિર્માલ્ય ગણાયો । । ”

એક પછી એક વિચારમાળાના મણકા ફરતા જ રહ્યા “આ વખતે જો ખાલસા સેના ચઢી આવી, તો જરૂર અફઘાનોને કાશ્મી

"રમાથી ગાંસડા-પોટલા બાંધીને પલાયન કરી જવુ પડશે ! ફત્તેહખાં અફઘાનીસ્તાનમા બિરાજે છે અજીમખાં હેરાતમા મ્હાલે છે, અને આ જુબ્બારખા-એક અય્યાશી વાદરો કેટલુ કરી શકનાનો છે? તેનાથી યુદ્ધમા શુ થઇ શકવાનુ છે? જરૂર-જરૂર! મને તો હવે સીખ લોકોના ભણકારા વાગી રહ્યા છે! સહજારામ! સહજારામ! તારા બાપથી જે કાઇ ન થયુ તે સઘળુ તુ પોતે કરી બતાવીશ, હે?"

આ પ્રમાણે વિચાર કરતા કરતા દીવાન નન્દરામની આખો નિદ્રાથી ઘેરાવા લાગી એટલે તે પલગ ઉપર જઇને સૂતો સાધારણ લોકો મનમા વિચાર કરે છે કે, આ જગતમાં મોટી પદવી અથવાતો મોટો અધિકાર મનુષ્યને સુખશાતિ આપે છે, પરતુ તે વિચાર મિથ્યા છે. મોટી મોટી પદવી અથવા તો અધિકારવાળા લોકો હમેશાં ચિતારૂપી અગ્નિથી દગ્ધ થઇ જાય છે દીવાન નન્દરામને ભૂત, ભવિષ્ય અને પશ્ચાત્તાપના વિચારોને લીધે સપૂર્ણ નિદ્રા આવી ન હતી, પરતુ તે અર્ધ નિદ્રામા પડયો હતો, એટલામા જૂદા જૂદા રાજકીય સ્વપ્નાઓ તેના મગજમા તરવરવા લાગ્યા.



# પ્રકરણ ૨૩ મું.

## ઝેલમ નદીના જન્મસ્થાન આગળ.

The course of true love never did run smooth

*Shakespeare.*

" લગા હૈ રોગ અબ તો ઈશ્કકા ઇસ જાન મુજતરકો,
" જો હોગી જિન્દગી બચ જાયેંગે બિલ ફેલ મરતે હૈ "

* * * * *




શ્મીરના પ્રદેશમા જે સૃષ્ટિસૌંદર્ય ખીલી રહ્યુ છે, તેનો એક ઉત્તમ નમૂનો બેરીનાગ નામનુ સરોવર છે બેરીનાગ સરોવરમાથી ઝેલમ નદીનું વહન થાય છે. જેવી રીતે પ્રકૃતિ દેવીએ એ સ્થાનને મનોહર બનાવ્યુ છે, તેવી રીતે વિલાસી લોકોએ પણ તેને વિલાસસ્થાન બનાવવામાં ન્યૂનતા રાખી નથી વર્ત્તમાન સમયમાં બેરીનાગ સરોવરને પત્થરથી બાધીને ઘણું મનોહર બનાવવામા આવ્યુ છે, અને તે મીઠા પાણીથી ભરેલુ છે. બાનહાલ નામક પર્વતની તળેટીમાં તે આવેલુ છે કાશ્મીરી લોક તેને ઉર્દૂ ભાષામા 'ચશ્મ' એ નામથી ઓળખે છે બેરીનાગમાં માછલા બહુ ઉત્પન્ન થાય છે અને તે નવી નવી જાતના હોય છે, જેથી ઘણે ભાગે તેનુ પાણી સ્વચ્છ જ રહ્યાં કરે છે તેમાથી ઝેલમ નદીનો એક નાની નહેરના રૂપમા જન્મ થાય છે. સરોવરની ચારે બાજૂએ મનોહર વૃક્ષો અને તે વૃક્ષોની

ખટામા પૂર્વના સમયના બધાવેલા મોટા મોટા પ્રાસાદો-મહેલો જોવામાં આવે છે, જેથી સર્વત્ર રમ્યતા જ દૃષ્ટિગોચર થાય છે.

આ સ્થાનની કુદરતી મનોરજકતા તરફ પહેલ વહેલા બાદશાહ જહાંગીર અને તેની બેગમ નૂરજહાનુ ધ્યાન ખેચાયુ હતું, અને તેમણે તે સ્થાને ગરમીની મોસમમા રહેવાને માટે કેટલાક મહેલો અને બાગ-બગીચા કરાવ્યા હતા, જેના કીર્તિચિહ્નો હજી પણ દૃષ્ટિગોચર થાય છે ફક્ત સરોવરની આસપાસની ઇમારતોમાં એક સ્થળે નીચેનો લેખ ઉર્દૂ ભાષામા કોતરવામા આવેલો છે.—

"બાદશાહે હફ્ત કિશવર અદાલત ગુસ્તર અબુલમુજફ્ફિર
"નૂરાદ્દૈન જહાંગીર અબ્ન અકબર બાદશાહ ગાજી બતારીખ
"સન્ ૧૫ જલૂસદરીં સર ચશ્મ ફૈજ આઇં નજૂલ-અ-જ-
"લાલ ફરમૂદ"

" તારીખ "

" અજ જહાગીરશાહ અકબરશાહ, ઍન બનાસર કુશીદઃ બરાફલક,
" બા નએ અક્લ યાફ્તતારીખશ કસરાબાગ દો ચશ્મ દરનાગ."

જહાગીર પછી થએલા તેના પુત્ર બાદશાહ શાહજહાએ પણ બેરીનાગ પરની ઇમારતોમાં વધારો કર્યો હતો અને એની સુંદરતાને વધારે ખિલાવી હતી, તે સબધે એક શેર એક પત્થરપર કોતરેલો છે, જે નીચે મુજબ છે

" હૈદરે શાહજહાં બાદશાહે ધરફ
" શુક્રે ખુદાકી શાખ્ત ચુની આબશાર જૂએ,
" ઍન જૂએ દાદહ અસ્ત જૂએ બિહિસ્તે યાદ,
" જી આબશાર યાફ્તઃ કશ્મીર આબરૂએ,
" તારીખ જૂએ ગુફ્તઃ બગોશમ શરુશ ગૈબ,
" અજ. ચશ્મ. બિહિસ્ત બરૂં આમદ અસ્વ જૂએ. "

આ મનોહર સરોવરના કિનારાપર આવેલા એક મકાનમા શાહજાદી જૈનબ એક બિછાનાપર પડી હતી તેની પાસે તેની એકની એક નિમકહલાલ લૂડી માત્ર ગુલાબ હતી અને તે સિવાય તેના સરક્ષણ માટે થોડા સિપાહીઓ હતા, કે જેઓ મકાનની નજીકમા જ રહી સભાળ રાખતા હતા. સરદાર ફત્તેહસિહ અને સહજારામ, પંજાબમાથી પ્રસ્થાન કરી ચૂકેલી ખાલસા સેનાને મળી જવાને ચાલ્યા ગયા હતા, જેથી અત્યારે માત્ર જૈનબ એકલી જ હતી.

નગીનબાગમાથી સહજારામની મદદથી છટકીને અહીં આવ્યાને જૈનબને હજી થોડાજ દિવસ થયા હતા જૈનબ ત્યા આવી પહોચી તે પહેલા ફત્તેહસિહે તેના નિવાસને માટે સઘળી સગવડ કરી રાખી હતી અને જૈનબ ત્યા રહી તેને બીજે જ દિવસે ફત્તેહસિહ તથા સહજારામ નીકળી ગયા હતા જૈનબ ફત્તેહસિહની મુલાકાત લઇ શકી ન હતી ફત્તેહસિહના હૃદયમા જે ભાવ ન હતો તે ભાવ જૈનબના હૃદયમા ઉત્પન્ન થયો હતો, અને હૃદયની ગભરામણના કારણથી બે દિવસ થયા જૈનબનુ શરીર લથડયુ હતુ.

જૈનબનુ ચિન્તાતુર વદન અને વ્યાકુળ હૃદય વિચિત્ર પ્રકારનો ભાવ ઉત્પન્ન કરી રહ્યુ હતું કોઇ વાર તે બિછાનામા બેઠી હતી, પુન નિશ્વાસ મૂકી, હૃદયની દગ્ધતા સૂચવી સૂઇ જતી હતી. કોઇ વાર જુબ્બારખાના અપકૃત્યોનૂ સ્મરણ થતા તેનુ કોમળ હૃદય કમ્પી ઉઠતુ હતું, તો કોઈ વાર મનોવ્યાધિથી તેના શરીરમા એકાએક તાવ ભરાઇ આવતો હતો મનોદુખની પ્રબળતાથી છેલ્લા બે દિવસ થયા તેણે અન્ન છોડયુ હતુ અને તેનુ કુસુમના સરખુ કોમળ વદન સુકાતુ જતું હતું. દુખ અને ચિતાથી થએલી પરવશ સ્થિતિમા કોઇ વાર ગભરામણનો પ્રાદુર્ભાવ થતો અને ત્યારે જૈનબ એક બાળ-

કની પેઠે હીબકી હીબકીને રડતી ! માતા-પિતાનું સ્મરણ થઇ આવતા તેના હૃદયને બહુ દુઃખ થતું, અને ગાયબ થઇ ગએલા પિતાને પુન મળવાનો પ્રસગ મળશે કે નહિ, તેવા વિચારથી તેનુ માથુ ભ્રમી ગયા સિવાય રહેતુ નહિ.

પરતુ આ ભાવ કયો ? આ દુનિયામાં એક પણ પ્રાણી એવું નહતું કે જે જૈનબનુ આધારભૂત હોય ! માતા-પિતા-ભાઈ એ ત્રણે અતલગના સગાનો આધાર જૈનબના નસીબમાથી ચાલ્યો જ ગયો હતો ફત્તેહખા, અજીમખા અને જુબ્બારખા તેના હિતકર્ત્તા નહિ કિન્તુ વૈરી હતા આવી સ્થિતિમા તેના હૃદયને આશ્વાસન આપનાર કે તેનુ સરક્ષણ કરનાર ખુદા સિવાય બીજુ કોઈ ન હતું ! સરદાર ફત્તેહસિહ પર દયા લાવીને જુબ્બારખાના કાવતરામાથી તેનો બચાવ કરનાર જૈનબ અત્યારે ફત્તેહસિહના જ ઉપકાર તળે દબાએલી હતી ફત્તેહસિહમા જ જૈનબનુ હૃદય પરોવાયુ અને એ સુશીલ વીર સરદારપર જ તે લુબ્ધ થઇ હતી ફત્તેહસિહ યુવાન્ અને વીર હતો. ઘાતકી અફઘાનોના સરખુ તેનુ હૃદય ક્રૂર નહિ કિન્તુ કોમળ હતું અને તેની એ સુશીલતા ઉપર જૈનબ મોહી પડી હતી, પરન્તુ તે બાબતનુ સ્વપ્ન પણ ફત્તેહસિહના હૃદયમા ન હતુ ! જૈનબને નગીનબાગમાથી બચાવવાને સહજારામને સૂચના કરવાનુ અને તેને સરક્ષણ તળે રાખી તેની સભાળ રાખવાનુ જે કાર્ય ફત્તેહસિહે કર્યું હતું, તે માત્ર જૈનબે તેના ઉપર કરેલા ઉપકારના બદલામા જ હતુ અને તે પણ જૈનબે તેના પર પત્ર લખીને સંરક્ષણની કરેલી માગણીને અનુસરીને હતું 'ફત્તેહસિહ મારો સ્વીકાર કરી મને ઉપકૃત કરશે કે નહિ ?' તે જ મનોવ્યાધિથી જૈનબ બિમારી ભોગવતી હતી. શારીરિક વ્યાધિ શારીરિક કારણમાંથી જ જન્મ પામે છે,

એમ કાંઇ ચોક્કસ નિયમ હોતો નથી, પરન્તુ મનોવ્યાધિમાથી પણ શારીરિક વ્યાધિ ઉત્પન્ન થાય છે, જે નિયમને અનુસરીને જૈનબ મનોવ્યાધિ તેમ જ શારીરિક વ્યાધિનો ભોગ થઈ પડી હતી

થોડા દિવસ વધારે જૈનબની એ સ્થિતિ ચાલુ જ રહી. તેટલા થોડા સમયમા જૈનબનુ શરીર બિલકુલ કૃશ થઇ ગયુ. થોડે દૂર ચાલવા જેટલુ ચૈતન્ય પણ તેના પગમા રહ્યું નહિ મ્હો પરની તનદુરસ્તીની લાલી ઉડી ગઈ અને ગાલમા ખાડા પડ્યા. શરીર ફીકુ પડી ગયુ છાતીનો ધબકારો ઉતાવળો થયો અને શરીરની નિર્બળતાથી સ્વાભાવિક રીતે તેને વારવાર શ્વાસ ચઢી આવવા લાગ્યો. એક વાર દુખદ જીદગીથી ખિન્ન થઇને જૈનબ બોલી "પ્યારી ગુલાબ ! હવે થોડા જ દિવસમા હું બિહિશ્તમા જઇશ દિવસે દિવસે મારા દિલની ગભરામણ વધતી જ જાય છે. ફત્તેહસિહ હજી આવ્યા નહિ, અને થોડા દિવસમા જો મને તેમના તરફનુ આશ્વાસન નહિ મળે, તો જરૂર મરી જવાની"

શાહજાદીને જીવવાની આશા મૂકી દેતાં જાણીને ગુલાબનુ હૃદય ભરાઇ આવ્યુ તેની આખમા આસુ આવી ગયા. તેને સ્પષ્ટ જણાઇ આવ્યુ કે–"ફત્તેહસિહ ઉપર જ હવે તો તેનુ જીવન ટકી રહ્યુ છે"

તે જ દિવસે સાજે ખાલસા સેના ત્યા આવી પહોચી અને બેરીનાગ સરોવર પર પડાવ નાખ્યો. ફત્તેહસિહ અને સહજારામ પણ તે સેનામા હતા વીરબળ કે જે મહારાજા રણજીતસિહના દરબારમા ગયો હતો, તે પણ સાથે જ હતો. સહજારામ અને વીરબળનો આનદનો મીલાપ પણ થઇ ચુકયો હતો.

ખાલસા સેના સખ્યાબધ તંબુઓ નાખીને તે રમ્ય સ્થાને પ-

ડાવ કરી રહી. ખાલસા સેના આવી પહોચવાના ખબર જૈનબને મળતા જ તેના શરીરમા કિંચિત્ સ્ફૂર્તિ આવી. ગુલાબ સાથે ફત્તેહસિંહને સમાચાર કહેવરાવ્યા કે શાહજાદી જૈનબ ચિંતાતુર વ્યાધિનો ભોગ થઇ પડી છે.

ગુલાબે જે સમયે ફત્તેહસિંહને તેના તબુમા જૈનબના ખબર આપ્યા, ત્યારે રાત્રિ પડી ચુકી હતી. આખા દિવસની મુસાફરીથી થાકીને લોથ થઇને ફત્તેહસિંહ લશ્કરની ગોઠવણ કરવાના વિચારમા પોતાના બિછાનામા પડયો હતો. જૈનબના સમાચાર સાભળતા જ તે ચમકી ઉઠયો. તે કોમળ હૃદયની અફઘાન બાળાને માટે સ્વાભાવિક દયાની લાગણી ફત્તેહસિંહના હૃદયમા ક્યારનીએ જન્મ પામી હતી તે તુરત ગુલાબની સાથે જૈનબ પાસે આવ્યો. જૈનબ તે સમયે ચેતનરહિત શરીરે બિછાનામાં પડી પડી હાફતી હતી !

ફત્તેહસિંહ બોલી ઉઠયો "શાહજાદી ! આ કેવી વિપરીત સ્થિતિ ! એકાએક આમ શાથી થઇ આવ્યું ?"

શાહજાદી કાઈ ઉત્તર આપી શકી નહિ. તેની આખમા આસુ ભરાઇ આવ્યા ફત્તેહસિંહને તેથી વધારે દયા આવી તે બોલ્યો "શા માટે ગભરાઓ છો ? તમને અહી કાઇ ભય નથી. ચિન્તા નથી ! ગભરામણનુ શુ કારણ છે ?"

જૈનબ આસ્તે રહીને શ્વાસ લેતી લેતી બોલી· "ફત્તેહસિંહ ! તમે મને મરી ગએલી જોવા ઇચ્છો છો કે જીવતી ?"

ફત્તેહસિંહ આ પ્રશ્ન સાંભળીને ચકિત થયો. પ્રશ્નનો યથાર્થ પ્રત્યુત્તર આપતા તે બોલ્યો "એક પવિત્ર હૃદયની અફઘાન બાળાને મરણ પામેલી હુ કેમ જોઈ શકુ ? એ વિચિત્ર પ્રશ્નનો ભાવાર્થ શો છે ?"

" જો મને જીવતી રહેલી જોવા ઇચ્છતા હો, તો મારૂં એક કામ કરશો ? "

"ખુશીથી કરીશ તમારા જીવની ખાતર ગમે તે કામ કરવાની હુ મારી ફરજ સમજીશ."

" તો આ લૂડી ઉપર રહમ લાવીને તમે મારો સ્વીકાર કરો ! એ જ મારૂં કામ છે, અને તેમ થશે, તો જ હુ જીવી શકીશ."

ફત્તેહસિહના આશ્ચર્યનો શુ પાર ? જૈનબનુ એ સાહસિક કથન સાભળીને ફત્તેહસિહ દિગ્મૂઢ થઇ ગયો. તે કાંઇ પણ ઉત્તર આપી શક્યો નહિ તેને વિચારમા પડી ગએલો જોઇને જૈનબ બોલી. "ફત્તેહસિહ ! આ દુનિયામા હવે તમારા સિવાય મારૂ કોઇ હિતચિતક હોય, તેમ હુ જોઇ શકતી નથી. તમારૂ સરળ હ્રદય તમારામા પૂરો ભરોસો મૂકવાને મને કાઇ હાનિ નથી એમ સૂચવે છે, અને હું તમારા તે પાક દિલના ચાહની ભૂખી છુ મને તમે તમારા ખરા દિલથી ચાહો અને મારી કડવી થઈ ગએલી જીદગીને જરા મીઠી બનાવો ! ફત્તેહસિહ ! જો તમે ના કહેશો તો એ નક્કી છે કે મારે દુનિયામા હવે વધારે વખત જીવતા રહેવુ જોઇએ નહિ. શુ તમે મારા દિલને નાપાક સમજીને કાઇ શકા રાખો છો ! હા ! જો તેમ હોય, તો લાવો તમારી સમશેર અને આ મારા દિલને કાપીને તેમાં +નિગાહ કરો ! તેમા ચ્રાહના પાણીનો ઝરો વહેતો હોય, તો તો તમે મારો સ્વીકાર કરશોની ? "

દિગ્મૂઢ થએલો ફત્તેહસિહ આ સઘળુ એક ચિત્તે સાભળી રહ્યો, પરતુ તેનો કાઇ પણ પ્રત્યુત્તર તેણે આપ્યો નહિ અધીરી જૈનબ પુન બોલી ઉઠી "તમે સીખ ધર્મ પાળો છો અને હુ એક અફઘાન

+ નજર

સરદારની બેટી છુ, તે શું તમારા હૃદયમાં ખૂચે છે? પણ ફત્તેહસિહ! હુ અફઘાન તુષ્મની હોવા છતાં મારૂ દિલ અફઘાન નથી હો! હુ હિદુ છુ, એક સરળ હિદુ અબળા છુ! મારો સ્વીકાર કર્યા પહેલા તમે મને તમારા સીખ ધર્મનુ 'પાહુલ×' પાઓ, અને મને ખાલસામા દાખલ કર્યા પછી તમે મારો હાથ ઝાલો અને આ દુનિયાના ધીચ-ભયકર બિયાબાંમાથી મને આંધળીને દોરીને પાર ઉતારો! તમારો સીખ ધર્મ-તમારા જ કહેવા પ્રમાણે કોઇ પણ તુષ્મને પોતામા દાખલ કરવાને વાધો લેતો નથી, તો શુ તમે મને ખાલસા બનાવીને ઉપકૃત નહિ કરો?! ફત્તેહસિહ! જરા દિલ ખોલીને મને કહો કે તમે શા વિચારમા ગુથાયા છો? પણ મારી માગણીને નાકબૂલ કરવા જેટલા ક્રૂર તો તમે નહિ જ થશો. તમારા આશ્વાસન સિવાય પેદા થએલા ગભરાટથી મારા આ હાલ થયા છે, અને જો તમે 'ના' કહેશો, તો થોડા વખતમા જ હુ છૂટકારાનો છેલ્લો દમ ખેચીશ-હુ મરણ પામીશ."

દીર્ઘ વિચાર કરીને ફત્તેહસિહ બોલ્યો "જુબ્બારખાએ મારો ઘાત કરવાને કોઇ કાવતરાની યોજના કરી છે, એવા ખબર આપીને મને સાવધાન કરવાનો જે ઉપકાર તમે મારા પર કર્યો છે, તે હુ ભૂલી ગયો નથી તમને 'પાહુલ' આપીને ખાલસામા દાખલ કરવામાં પણ કઇ હાનિ નથી. તમારૂ દિલ અફઘાનોના જેવુ બલકે કિચિત્ માત્ર પણ અફઘાન અશયુક્ત નથી, તે પણ હુ સારી પેઠે જાણુ છુ. તમે સરળ હૃદયના છો અને હૃદયની સરળતાના કારણથી ગરીબ હિદુઓથી હમદર્દી રાખો છો, તે બીના પણ મને સતોષ આપનારી

---

× 'પાહુલ' એ ખાડનુ પાણી છે કે જે પાણી સીખ ધર્મમા દાખલ થનાર દરેક સખ્સને એક ધાર્મિક ક્રિયા ગણીને પાવામાં આવે છે

છે, પરન્તુ ગમે તેમ હોવા છતા તમે એક બાદશાહી વંશમાં અવ-તરેલા છો ! હુ તેવો ઉચ્ચ કુળનો નથી હુ એક સાધારણ રાજપૂત છુ તમે વૈભવમા ઉછરેલા છો, મારી સાથે તમારો સબધ મને તો વાજબી લાગી શકતો નથી !"

"ફત્તેહસિહ ! ત્યારે શુ તમે મને નિરાશ કરશો ? હુ વૈભવમા ઉછરેલી છુ ખરી, મગર દિલના ચાહ પાસે તે વૈભવ અને તે મોજ-મજાહ શી વિસાતમા છે? દિલના ચાહના કારણથી શીરીન-એક બાદ-શાહની બેટી હોવા છતા ફરહાદ નામના એક ગરીબ ફકીરની પાછળ મરી ગઇ ન હતી શુ ? ફત્તેહસિહ ! તમે એવુ નાદાન બ્હાનુ બતાવી મને નિરાશ ન કરો ! મારી જીદગી હવે તમારા શબ્દો ઉપર જ ટકી રહી છે, અને તમારા શબ્દો 'ના' કહેશે, તો હુ જરૂર આ દુનિયા છોડીને ચાલી નીકળવાની છુ. શુ તમને મારાપર દયા આવતી નથી ?"

"તો, તમે શાંત થાઓ તમારી જિજ્ઞાસા સમયાનુસાર પૂર્ણ થશે ! તમારી માગણી હું કબુલ કરીશ મારી ખાતર-મારા વચ-નની ખાતર હવે તમે તમારા શરીરને અને મનને વધારે દુ.ખ આપતા ના "

જૈનબ મોટા ઉપકારના બોજા તળે દબાઇ ગઇ હોય, તેવી રીતે મૂગી રહી આભારની લાગણી પ્રદર્શિત કરવા જેટલુ પણ તેને સ્મરણ રહ્યુ નહિ. દીપકના પ્રકાશમા તેના ફીક્કા પડી ગએલા ચહેરા ઉપર હર્ષની નવીન સુરખી સ્ફુરી રહેલી ફત્તેહસિહ જોઇ શક્યો.

"હવે હું રજા લઇશ ' કહી ફત્તેહસિંહ સત્વર ઉઠયો.

જૈનબ બોલી· "લાચાર છુ જાતે જ રજા લઇ લ્યો છો, તેથી

કાઇ બોલી શકતી નથી, નહિતો જો રજા માગી હોત તો ન જ આપત. ભલે પધારો."

ફત્તેહસિંહ ગયો રાત્રિએ ચંદ્રના પ્રકાશમા પડેલી ખાલસા સેના શાંતિમા ઉંઘી રહેલી જણાતી હતી. આકાશમા ચંદ્ર ખીલી રહ્યા હતો. ફત્તેહસિંહ કોઇ જૂદા જ તરંગોમા તણાતો તણાતો અત્યારે પોતાના તંબુ તરફ જતો હતો તે વિચારવા લાગ્યો. "જૈનબ! કેટલુ આશ્ચર્યયુક્ત તારૂ કથન? જેનુ મને સ્વપ્ન પણ ન હતું, તે વાત તે તારા મુખથી આજે કહી અને મે તારો સ્વીકાર કર્યો! શુ મે તેનો સ્વીકાર કર્યો? મે કેટલુ મોટું સાહસ કર્યું? તે સરળ હૃદયની અફઘાન સુંદરી, કમલનયની, મારા સરખા રણમા માથુ ખોવા જનારને પરણીને ભવિષ્યમા કેટલી દુખી થશે? કાશ્મીરપર ચઢાઇ કરવાને ખાલસા સેના જાય છે તેમાં જો વિજય મળશે, તો જૈનબથી લગ્ન કરવામા હાનિ નથી, પરંતુ પરાજય થયો તો? કાંતો હુ મરવાનો અથવાતો પાછા હટવું પડવાનુ તે સ્થિતિમા જૈનબની સાથે લગ્ન કરવુ તે શુ ઉચિત છે? હુ રણમા જ મૃત્યુ પામ્યો, તો પછી એ નિરાધાર બાળાની શી સ્થિતિ? મારા વચન ઉપર વિશ્વાસ રાખીને તે રહેશે અને પછી તે વિશ્વાસનો કેવો ઘાતકી રીતે નાશ થવાનો?! જૈનબ! તુ મૂર્ખ છે! તારા જેવી શાહજાદીને હજારો અફઘાન યુવાનો સ્વીકારવાને તૈયાર થશે! તો મારામા તું શુ વિશેષ દેખે છે? હુ એક લડવૈયો છુ આજ જીવતો-તો કાલે રણમા રોળાઇ જવાનો, એવી મારી દશા!! ત્યાં તું શું પામી શકીશ? પણ ના, તુ તો **શીરીન** અને ફરહાદના અલૌકિક-પ્રેમનુ દષ્ટાંત આપે છે! શુ **શીરીન**ના જેવો અલૌકિક પ્રેમ તારામાં છે? હા! તુ એક પાક

દિલની નેકબખ્ત રમણી છે ! તારૂં દિલ અરીસા જેવું નિર્મળ હોય, તો તેમાં શો સંશય છે ? "

એટલામાં ફત્તેહસિંહ તંબૂ પાસે આવી પહોંચ્યો. વિચારમાળા બંધ પડી.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### યુદ્ધ.

The hour is nigh now hearts beat high,
  Each sword is sharpen'd well,
And who dares die, who stoops to fly,
  To-morrow's light shall tell.

*Sir Eduald*




લસા સેના ચઢી આવે છે, એવા ખબર કાશ્મીરમાં પહોંચતા જ સર્વત્ર ગુલમાલ મચી રહ્યો. દુઃખથી રીબાતી કાશ્મીરની પ્રજા હર્ષિત થવા લાગી અને વીરબળ તથા સહજારામને આશિષ આપવા લાગી જુબ્બારખાને એ ખબર મળતા જ તે મોટી વિમાસણમાં પડ્યો. ફત્તેહખાં અફઘાનીસ્તાનના શાહને મદદ કરવાને ગયો હતો, કારણકે અફઘાનીસ્તાનના કેટલાક સરદારોએ શાહની સામે બંડ ઉઠાવ્યું હતું, અને અઝીમખાં હેરાતની સંભાળ રાખવાને ત્યાં ગયો હતો. કાશ્મીરમાં માત્ર એકલો જુબ્બારખાં જ રહ્યો હતો, કે જેનામાં યુદ્ધકળાનો

એક અંશ પણ ન હતો. સરદાર અબદુલ્લ રહમાનખાં કે જે શાહજાદી જૈનબથી શાદી કરવાને અફઘાનીસ્તાનમાંથી ખાસ કાશ્મીરમાં આવ્યો હતો, અને જૈનબ ક્યાંક ગાયબ થઈ જતાં નિરાશ થઇ ગયો હતો, તે અત્યારે કાશ્મીરમાં જ હતો. જુબ્બારખાએ તેને સૂચના કરી કે ખાલસા સેનાની સાથે યુદ્ધ કરવામાં કાશ્મીરી લશ્કરના એક વિભાગની સરદારી તેણે લેવી જોઇશે. અબદુલ્લ રહમાનખાં શરમને લઇને જુબ્બારખાને ના કહી શક્યો નહિ, પરંતુ જૈનબને પરણવાની તેની મોટી આશા ઉડી ગઇ હોવાથી, તેનો ચ્હેરો ફીક્કો ફચ બની ગયો હતો અને પોતાનું અપમાન કરવા માટે જુબ્બારખાં ઉપર તેને ક્રોધ ચડ્યો હતો. પરંતુ કાશ્મીરની અફઘાન સેના બહુ દુર્દશામાં આવી પડી હતી. લશ્કરનો કેટલોક ભાગ કવાયત વિના જડ જેવો બની ગયો હતો અને અજીમખાં હેરાત તરફ ચાલ્યા જતાં જુબ્બારખાંના જુલ્મથી ઘણો કંટાળી ગએલો હતો. મુખ્ય મુખ્ય સરદારોને બોલાવીને જુબ્બારખાએ શાંતિપૂર્વક શિખામણ આપી અને ભવિષ્યની મોટી મોટી લાલચો આપી, એટલે તેઓ લડવાને તૈયાર થયા. એવા બીનકવાયતી લશ્કરનું અગ્રેસર પણું અબદુલ્લ રહમાનખાંને રૂચ્યું નહિ, અને અણીના વખતે પાછા ખસી જવાનું તેણે કર્યું. યુદ્ધમાં ભાગ લેવાની તેણે ચોખ્ખી ના કહી. જુબ્બારખાં ગભરાયો. નન્દરામે માંડ માંડ તેને સમજાવ્યો અને પુનઃ હા પડાવી.

યુદ્ધની તૈયારીઓ કરવામાં જુબ્બારખાં પ્રજાને પીડવાનું થોડો સમય ભૂલી ગયો ! જો કે તેના મનની ઇચ્છા તો એવી જ હતી કે, યુદ્ધમાં જય થયા પછી એકે એક હિંદુ કુટુંબને બરાબર સજા કરવી અને વીરબળ તથા પરહેજ કરવામાં આવેલા તેના કુટુમ્બને ઘાતકી રીતે કત્લ કરાવવું. થોડા વખત સુધી કાશ્મીરની પ્રજા પીડનમાંથી

મુક્ત થઇ. જુબ્બારખા બ્હીકણુ અને યુદ્ધનો બીનઅનુભવી હોવાથી યુદ્ધ કરવાની હિંમત ધરી શકતો ન હતો, પરતુ ખાલસા સેનાને તાબે થઈ જવાથી જો કે જુબ્બારખાનો મરી જવાનો ભય દૂર થાય ખરો, પરતુ તે સાથે કાશ્મીર પણ હાથમાથી જતું જ રહે ! વળી બીજા કેટલાક વૃદ્ધ અફઘાન સરદારોએ પણ તેને લડવાની જ સૂચના કરી, જેથી તેણે ખાલસા સેના સાથે યુદ્ધ કરવાનો પોતાનો નિશ્ચય અચળ રાખ્યો

ખાલસા સેનાનો સઘળો અધિકાર મિશ્ર દીવાનચદના હાથમા હતો. તેની પાછળ લાહોરથી રામદયાળના અધિકાર નીચે એક બીજુ નાનુ લશ્કર પણ મદદને માટે કૂચ કરી ચૂકયુ હતુ દીવાનચદના હાથ નીચે ફત્તેહસિહ, હરિસિહ નળવો, અને રણજીતસિહના પાટવી કુમાર ખડ્ગસિહને પણ સેનાના નાના નાના વિભાગો સોપવામા આવ્યા હતા. પોતાના પાટવી કુમાર ખડ્ગસિહને પણ દીવાનચદના હાથ નીચે રાખવામા યુદ્ધકળામા વિચિક્ષણ રણજીતસિહે અતિદીર્ઘ વિચાર કર્યો હતો

પીરપજાલનો લાબો પર્વત કાશ્મીરના પ્રદેશમા એક મોટા અને પ્રસિદ્ધ યુદ્ધસ્થાન–રણક્ષેત્ર તરીકે ગણાતો હતો. અફઘાન સેના તે પર્વતની ઉત્તર દિશાએ પોતાનો પડાવ કરીને રહેતી, જેથી યુદ્ધ કરવા આવનારને ત્યાથી આગળ વધતાં અટકવુ પડતુ ખાલસા સેનાએ પણ પીરપંજાલની દક્ષિણ દિશાએ પડાવ કર્યો ડુગરી રાજાઓ શાત હતા, કારણકે રણજીતસિહે રાજૌરીના રાજાનુ નગર બાળી નાખીને તેને જે શિક્ષા આપી હતી, તે કોઇ ભૂલી જાય તેમ ન હતું.

પીરપજાલ પર્વતની કિનારી પર ખાલસા સેનાએ પડાવ કર્યો અફઘાન સેનાએ કિરલુહદીપુર નામના ગામડામાં પડાવ કરીને એ-

કાએક ખાલસા સેના પર હલ્લો કર્યો. યુદ્ધકૌશલ્ય વિનાનો જુબ્બારખા લશ્કરથી ઘણો દૂર રહ્યો હતો અને પોતાના લશ્કરે કરેલો હુમલો જોયા કરતો હતો, પરતુ વિશાળ ખાલસા સેના પાસે એ નાનો અફઘાન હુમલો કદાપિ ટકી શકે તેમ ન હતું. અબદુલ્લ રહમાનખાએ પ્રારભમા જરા શૌર્ય દર્શાવ્યુ, પરતુ પોતાના સૈનકો ટપોટપ પડવા લાગ્યા, એટલે તેણે પણ વૃથા પ્રયાસ કરવાનુ છોડી દીધુ. આમ હોવા છતા થોડી વાર અફઘાનો ટકી રહ્યા અને ખાલસા સેનાને કેટલુક નુકસાન કરી શકયા, જેના પ્રમાણમા અફઘાન લશ્કરને ઘણું વધારે સહન કરવુ પડયુ હતુ. બપોર થતા અફઘાનોએ યુદ્ધ બંધ કર્યું અને નવીન રીતિથી વ્યૂહ ગોઠવીને યુદ્ધ કરવાની ધારણા રાખી.

બીજે દિવસે અફઘાન લશ્કર વ્યૂહમા ગોઠવાઇને ઊભુ અને યુદ્ધ શરૂ થયુ ખાલસા સેના પહેલા દિવસના જ યુદ્ધમા અફઘાન લશ્કરની નિર્બળતા જોઇ ગઇ હતી, તેથી તેણે નિશ્ચય કર્યો હતો, કે આ ચઢાઇનુ પરિણામ મેળવવાને માટે વધારે વખત લડવુ પડશે નહિ. આ કારણથી તેણે અફઘાન લશ્કરના હલ્લાને ઘણી સાવધાનતાથી જવાબ આપ્યો, અને દુશ્મનના લડવૈયા ટપોટપ પડવા લાગ્યા. અબદુલ્લ રહમાનખા ઉપર જુબ્બારખાનો મોટો આધાર હતો, પરતુ અત્યારે તે પણ યુદ્ધમા દિલ આપતો હોય, તેમ જણાતુ ન હતું. જુબ્બારખા તેની પાસે ગયો અને કહ્યું " ભાઇ-જાન ! તમારૂ લશ્કર સુસ્ત કેમ જણાય છે ? "

અબદુલ્લ રહમાનખાએ ક્રુદ્ધ થઇને ઉત્તર આપ્યો " લશ્કર બિચારૂ શુ કરે ? આવડા મોટા દુશ્મનના લશ્કર સામે શુ તારા દસ-પાંચ સિપાહીઓ ટકી શકવાના છે ? આજ નહિ તો કાલે ઉડી જશે ! લશ્કરમાં કવાયતનુ કાઇ ઠેકાણું નથી, તેમા હુ શુ કરૂ ? કે લશ્કર પણ શુ કરે ? "

જુબ્બારખા આ પ્રત્યુત્તર સાભળી નિરાશાથી પાછો ફર્યો. એટલામા ખાલસા સેના લડતી લડતી નિકટમા આવી પહોંચી. એક જબ્બર હુમલો કરીને તેણે અફઘાન લશ્કરની બે ટુકડીઓને ઘેરી લીધી. સર્વત્ર ગભરાટ વ્યાપી રહ્યો અને વલીમુહમ્મદખા નામના એક સરદારના હાથ નીચેની બે ટુકડીઓ નાસવા લાગી. ખાલસા સેનામા 'ફત્તેહ, ફત્તેહ' નો ધ્વનિ ગર્જના કરી રહ્યો હરિસિંહ નળવો અને ફત્તેહસિંહ એકાએક ખુલ્લી તરવાર સાથે અબદુલ્લ રહમાનખા અને જુબ્બારખા પર ધસ્યા, પણ તેઓ સપાટામા આવે ત્યાર પહેલા તો પલાયન કરી ગયા હતા'

બે મુખ્ય સરદારો અબદુલ્લ રહમાનખા અને જુબ્બારખાં નાસી ગયા છે એવા ખબર અફઘાન લશ્કરને મળતા જ સઘળા સૈનિકોએ પોતાના હથિયાર નમાવી દીધા, અને તેઓ વિનાઆનાકાનીએ ખાલસા સેનાને તાબે થઇ ગયા જુબ્બારખાં એવી રીતે માત્ર નામનુ જ યુદ્ધ કરીને–દેખાવનો જ બચાવ કરીને નાસી ગયો અને આ પણ સરદાર વિનાનુ થઇ પડેલુ કાશ્મીર કાઇ મોટી હાનિ કે મોટી મહેનત સિવાય સીખોના હાથમા આવી પડયુ ખાલસા સેનાએ સર્વત્ર લૂંટ ચલાવવાની આજ્ઞા માગી, પરતુ અફઘાનોએ કાશ્મીરની પ્રજાનુ લગભગ સઘળુ રક્ત ચૂસી લીધુ હતુ, તેની કલ્પના કરીને દીવાનચંદે તેની રજા આપી નહિ

બીજે દિવસે રામદયાળનુ પાછળ ચાલ્યું આવતુ નાનુ લશ્કર આવી પહોચ્યુ, પરન્તુ ઘણી મુશ્કેલી સિવાય કાશ્મીર હાથમા આવી ગયુ હોવાથી રામદયાળના હાથ નીચેના લશ્કરની જરૂર પડી નહિ કાશ્મીર પર ચઢાઇ કરીને જીત મેળવવાનો સઘળો યશ મિશ્ર દીવાનચદને જ પ્રાપ્ત થયો



## પ્રકરણ ૨૫ મું.

### સ્થિતિપરિવર્ત્તન.

The wheel of life is ever on the round,
While one side's up, the other's on the ground.

*Plutarch*



રીનાગ સરોવરમાંથી જન્મ પામેલી ઝેલમ નદીનો કિનારો અત્યારે ઘણો રમણીય દષ્ટિએ પડતો હતો. ઓછા જળવાળી અને સાંકડી નહેરના સરખી દેખાતી તે નદી, અલંકાર પહેરીને ડોલતી ડોલતી ચાલતી તરૂણ સ્ત્રીની પેઠે, મન્દ મન્દ વહન કરી રહી હતી. પોતાના નાના નાનાં તરંગોને ચંદ્રમાના શ્વેત પ્રકાશથી રંગતી, સૃષ્ટિસૌંદર્યમાં અધિકતા કરતી, આકાશમાં ખીલેલી ચાંદનીના પ્રતિબિંબથી પોતાની શ્વેત સાડીમાં હીરાના અલંકારવાળી દેખાતી ઝેલમ કલ કલ ધ્વનિ ઉચ્ચારતી જતી હતી. મર્યાદાશીલ યુવતીઓની પેઠે ઝેલમ નદી પણ નભમંડળ માંહેના ગ્રહાદિની લજ્જાથી ઝાડીઓમાં થઇને વાંકી ચુંકી વહતી હતી અને વક્ર પ્રવાહસ્થાનમાં ઘણી સુંદર રીતે વહન કરતી હોવાથી સ્ત્રીઓનો એકાંતભાવ પ્રદર્શિત કરતી હતી. નભોમંડળમાં ચંદ્ર પૂર્ણ કળાથી પ્રકાશમાન થઇ રહ્યો હતો અને પોતાના પ્રકાશથી આ-સપાસના સ્થળને આનન્દભવન બનાવી રહ્યો હતો. આ પ્રકાશમાં એરીનાગ સરોવરની નજીકમાં જ ઝેલમના શરૂ થતા કિનારાપર શાલ-

જાદી જૈનબ પોતાની લૂડી ગુલાબની સાથે રાત્રિએ ખીલી રહેલા સૃષ્ટિસૌન્દર્યને નીહાળતી બેઠી હતી. તેનાથી થોડે દૂર બે રક્ષકો–સીખ સિપાહીઓ બેઠા હતા.

ફત્તેહસિંહે આશ્વાસન આપ્યા પછી જૈનબની શારીરિક સંપત્તિમા સુધારો થતો જતો હતો, જો કે હજી સુધી તેની મુખમુદ્રા ઉપરની પાડુતા અદ્રશ્ય થઇ ન હતી જે મહતી ચિન્તાથી તે પોતાની તનદુરસ્તી ગુમાવી બેઠી હતી, તે ચિન્તા તેના હૃદયમાથી દૂર થઇ હતી, તોપણ તેનુ હૃદય કોઇ ગુપ્ત ચિન્તાથી ખિન્ન તો રહેતું હતું આ ગુપ્ત ચિતા શુ છે, તેનુ તારતમ્ય જૈનબ પોતે પણ કાઢી શકતી ન હતી. ઘણી વાર મનુષ્યના હૃદયમા કોઇ એવી ચિતા અને ગભરામણ ઉત્પન્ન થાય છે કે તેથી તે મુઝાયા કરે છે, છતા તે પોતાની ગભરામણનુ કારણ સમજી શકતો નથી જૈનબ પણ એવી જ સ્થિતિનો ભોગ થઇ પડી હતી તે ખિન્ન રહેતી હતી પરતુ તે ખિન્નતાના કારણનો નિર્ણય તે કરી શકતી ન હતી ગુલાબ ઘણી વાર તેને તે ખિન્નતાનુ કારણ પૂછતી પરતુ તેનો સ્પષ્ટ પ્રત્યુત્તર તે આપી શકતી ન હતી

અત્યારે સર્વત્ર આનદ આનદ વ્યાપી રહ્યો હતો સરોવરપર થઇને મન્દ મન્દ વાયુની લહરિઓ વાતી હતી અને આસપાસ શાતિ પ્રસરી હતી ચદ્ર ખીલી રહ્યો હતો આ સૌદર્યથી જૈનબના દિલને જરા શાતિ થઇ ગુલાબે તેની તબીયત પૂછતા કહ્યુ "અત્યારે આપના દિલને આરામ છે ? "

" ગુલાબ ! આ સ્થાને મને કાંઇક આરામ થાય છે આસપાસ દિલને ખુશ કરે તેવી રચના ખીલી નીકળી છે, તે જોઇને મારૂ દિલ જરા આરામ લઈ શકે છે"

"કાશ્મીરના યુદ્ધમા શુ થયુ, તેના ખબર હજીસુધી કાઇ આવી શક્યા નહિ. શુ કાઇ આફત તો નહિ આવી પડી હોય ?" ગુલાબે વાર્ત્તાલાપનો પ્રારભ કરતા કહ્યુ.

આ પ્રશ્નનો ઉત્તર આંપતા જૈનબ કાંઇક ઉંડા વિચારમા પડી. ગુલાબ તેના ચિતાતુર વદન સામે નજર કરી રહી જૈનબની મુખ મુદ્રાના ભાવ બદલતા જતા જણાયા. થોડી વાર પહેલા મુખમુદ્રાપર પડેલી આરામની છાપ અદ્રશ્ય થએલી જોવામા આવી થોડી વાર રહીને જૈનબ બોલી "ગુલાબ ! મારા દિલની છાની ગમગીનીનુ કારણ પણ એ જ છે, એમ હવે મને જણાયુ ફત્તેહસિહની ફત્તેહ થઈ હશે કે કેમ, તે જ ચિતાથી હુ ગમગીનીમા રહુ છુ. તેમની ફત્તેહના સમાચાર મળે અને મને તેમની પાસે તુરત બોલાવે, એ જ ચિતા મારા દિલમા હતી, કે જેને આજ હુ જાણી શકી છુ"

"ફત્તેહસિહની ફત્તેહ થાય, તેમા કાઇ અજાયબી નથી જીુઓને ખાલસા સેના કેટલી મોટી હતી ? શુ જીુબ્બારખા તેવડી મોટી સેના સામે ટકી શકવાનો છે ? મગર અત્યારસુધી ખબર ન આવ્યા તેટલી જ માત્ર ચિતા છે."

"ગુલાબ ! હુ ખરૂ જ કહુ છુ કે ચિતા કરતાં તેમની પાસે જવાની, તેમનો ચહેરો જોવાની ચિતા મારા દિલમા વધારે રહ્યા કરે છે મગર તેમની ફત્તેહ થાય, અને મને ખબર મળે, તો જ હુ તેમની પાસે જઇ શકુ તે કારણથી તેમની ફત્તેહ તુરત થાય તેમ હુ ઇચ્છુ છુ ! ગુલાબ ! હુ ખરૂ કહુ છુ કે ફત્તેહસિહનો દિલખુશ ચહેરો જોવાને અને તેમના મધુર સખુનો સાભળવાને જ મારૂ દિલ ગમગીન રહે છે."

ગુલાબને જરા હસવુ આવ્યુ. મન્દ મન્દ હસતા તે બોલી

"તાસીરે ઇશ્ક હોતી હૈ દોનો તરફ. જરૂર,
"મુમકિન નહીં કિ દર્દ યહા હો વહા ન હો!"
"ન લહૂ જિગરમે ન આંસૂ આખમેં પ્યારે,
"મગર ખૂને મુહબ્બત દિલમે ઐ દિલ્દાર બાકી હૈ!"

"ગુલાબ! તું ખરૂ કહે છે કે, હવે +ઇશ્કની તાસીર મારા દિલને થવા લાગી છે. ગુલાબ! અત્યારે મારી હાલતમા—મારા દિલની હાલતમા કેટલો ફેરફાર?! અને થોડા વખત પછી વળી પાછો કેટલો ફેરફાર થશે?"

"જમાનો ફરતો જાય છે, તેમ સઘળો ફેરફાર થતો જાય છે; દુષ્ટ જુબ્બારખાની હાલતમા પણ થોડા વખત પછી તમે ફેરફાર થએલો જોશો. સૌ કોઇની હાલતમા હમેશા ફેરફાર તો થાય જ."

જૈનબ કાંઇક બોલવા જતી હતી, એટલામા કોઇ બે મુસાફરો તરફ તેનુ ધ્યાન ખેંચાયુ તે બન્ને મુસાફરો આ પ્રદેશમા કોઈ વાર જોવામા આવ્યા ન હતા, જેથી અજાણ્યા દેખાતા હતા. તેઓ બન્ને નદીના કિનારાપર ગયા અને તેનુ નિર્મળ પાણી હાથના સમ્પુટ ભરી ભરીને પીવા લાગ્યા

જૈનબને તે ગરીબ મુસાફરોપર દયા આવી. તેણે ગુલાબને કહ્યુ: "ગુલાબ! જો પેલા બિચારા ગરીબ મુસાફરો હાથવતી પાણી પીએ છે! પ્યાસ બુઝાવવાંને પાણી પીવાનુ વાસણ પણ તેમની પાસે હોય તેમ લાગતું નથી જા, મને તે બિચારાઓ ઉપર રહમ આવે છે; તેમને અહીં બોલાવી લાવ અને તેમને ઠંડુ પાણી લાવીને પા."

---

+પ્રેમની અસર

જૈનબના ફરમાનથી ગુલાબ તે બે મુસાફરો જ્યાં આગળ પાણી પીતા હતા ત્યાં ગઇ. તેમને તેવી રીતે પાણી ન પીવાનું કહ્યુ અને પોતે તેમને માટે સારૂ પાણી લાવી આપે છે, એમ સૂચના કરી. બન્ને મુસાફરો પરોપકારિણી ગુલાબના ઉપકાર તળે દબાયા હોય, તેવી રીતે ગુલાબનો ઉપકાર માની તેની પછવાડે જ્યા શાહજાદી જૈનબ બેઠી હતી, ત્યા આવ્યા. મુસાફરોને જૈનબની પાસે જ બેસારીને ગુલાબ તેમને માટે પાણી લેવા ગઇ.

બન્ને મુસાફરો જૈનબની નજીકમા એક વૃક્ષની નીચે બેઠા, પરન્તુ તેઓ બન્ને ઘણા આશ્ચર્ય સાથે જૈનબની સામે તાકી રહ્યા. જૈનબ પણ ચદ્રના પ્રકાશમા તે બન્ને મુસાફરોના મ્હો જોઇને કાઇક અજાયબીમા પડી બન્નેનાં મગજમા કુતૂહળ ઉત્પન્ન થયુ.

થોડી વારે તે બન્ને મુસાફરોમાથા એક જણ બોલ્યો " હવે અમે જઇશુ અમને પાણી પીવાની ઇચ્છા નથી." એમ કહેતા જ બન્ને ત્યાથી ઊભા થયા અને ચાલવાની તૈયારી કરવા લાગ્યા બોલનારનો સ્વર જૈનબને કાઇક પરિચિત લાગ્યો અને જે બે રક્ષકો તેનાથી દૂર તેની સભાળ માટે બેઠા હતા, તેમને ધાટો કાઢીને બોલાવ્યા તેઓ આવી પહોચે તેટલામા તો પેલા બન્ને મુસાફરો ઉતાવળે પગલે પલાયન કરી જવા લાગ્યા જૈનબે તે બન્ને મુસાફરોને પકડવાનો પોતાના રક્ષકોને હુકમ આપ્યો

થોડી વારે ગુલાબ પાણી લઇને આવી અને મુસાફરોને ત્યા ન જોતા જૈનબને કાઇક પૂછવા જતી હતી, એટલામા બન્ને મુસાફરોને પકડીને પેલા રક્ષકો આવી પહોચ્યા. ગુલાબ તેમને ધારીને જોતા જ બોલી ઉઠી " શાહજાદી સાહેબ ! આ તો આલી જનાબ જુબ્બારખા અને ખોજો સીફ્રખા છે, તેઓ અહીં કયાથી ?"

જૈનબને પોતાની શંકા ખરી પડેલી જણાઇ. બીજા રક્ષકોને ગુલાબ બોલાવી લાવી. જુબ્બારખા તથા સીફ્ખાને જૈનબ કાંઇ પણ પૂછે ત્યાર પહેલા તેમને કેદ કરવામા આવ્યા. પોતાની નિરાધાર સ્થિતિ જોઇને જુબ્બારખાને બહુ લાગી આવ્યુ તે ગળગળો થઇને બોલ્યો· "બેટી જૈનબ! શુ તુ પોતે જ મને કેદ કરે છે? જરા વિચાર કર, મારા પર રહમ લાવ, અને મને આઝાદ કર. હુ કાશ્મીરનુ રાજય ખોઇ બેઠો છુ, લશ્કર ગુમાવી બેઠો છુ અને ફક્ત જીવ બચાવવાને લશ્કર છોડીને નાસી છૂટયો છુ હવે મારૂ અહી કોઇ નથી, અને તુ મને કેદ કરીને ખાલસા સેનાને સોપી દેવા જેટલી ક્રુર ન થા! વિચાર કર, એક વાર હુ તારા પાલક પિતાના સરખો હતો"

"જુબ્બારખા! તુ કાશ્મીર ખોઈ બેઠો છુ, તેમા શુ અજબ થવા જેવુ છે? તે તારા દુષ્કર્મોનુ પરિણામ મેળવ્યુ છે મારા તરફ ધાતકી થવામા તે શુ કમી રાખ્યુ છે? મારી પ્યારી માદરનુ અને ભાઇનુ તે ખૂન કર્યું છે અને મારી જીદગી પૂરી કરવાને તુ તૈયાર થયો હતો, તેમાથી હુ મારા નસીબથી જ છૂટી છુ, તેમા તેં મારા પાલક તરીકે શી ફરજ બજાવી છે? તુ મારો મામો—મારો પાલક ન હતો, પરતુ એક દુશ્મન હતો આ બેવફાદાર સીફ્ખા! તે મારો એક વારનો નોકર હતો, અને તેને જ મારી અમ્માના મરણ વખતે મારા શબ્દોથી કટાળો આવ્યો હતો, તે શુ હું ભૂલી જઇશ? મારા ભાઇના ખૂનની વાત તે જાણતો હતો કે તે ખૂન જુબ્બારખાએ જ કર્યું છે, છતા તેણે તે વાત છુપાવી રાખી અને મારા તરફ નિમકહરામી કરી! જુબ્બારખા! મારા ધાતકી મામા! હું તે કદી ભૂલી જનાર નથી."

જૈનબના શબ્દો જુબ્બારખાંની છાતીમા તીર સમાન ચોંટી ગયા જૈનબ પ્રત્યે પોતે કેટલી ક્રૂરતા વાપરી હતી, તેનુ સ્મરણ થઇ આવ્યુ અને અત્યારે જૈનબના પજામા પોતે ફસાયો હોવાથી, જૈનબની રહેમ ઉપર પોતાનુ જીવન અવલબી રહ્યુ છે, તેવો વિચાર સૂજી આવ્યો સ્થિતિપરિવર્ત્તન કેવી રીતે થાય છે, તેનો અનુભવ જુબ્બારખાને મળ્યો પોતાની લાચાર સ્થિતિથી તેની આખોમા આસુ ભરાઇ આવ્યા અશ્રુપૂર્ણ આખોથી તે બોલ્યો. "જૈનબ ! બેટી ! મારા તે સઘળા ગુન્હાઓને તુ અત્યારે ભૂલી જા અને મારી જીદગીને ખતમ થઇ જતી અટકાવ ! હા ! મને તારા ઉપર મે વાપરેલા સઘળા જુલ્મો સાંભરી આવે છે, હુ તે બદલ તારી પાસે માફ માગુ છુ હુ લાચાર છુ. નિરાધાર છુ ! બેટી તારા સખુનો ઉપર મારી જીદગી રહેલી છે ! તારા આ ઘાતકી મામા તરફ એટલી રહેમ લાવ અને મને આજાદ કર ! જનબ ! તારાપર, પ્યારી બહિન બીબી ફીરોઝાપર, ઈકરામખાપર, અને કાશ્મીરની પ્રજાપર મે જે જે જુલ્મો ગુજાર્યા છે, તે હુ કબુલ કરૂ છુ, મગર જે થયુ તે ન થયુ કરવાનો મારી પાસે કાઇ ઇલાજ નથી તે સઘળાં કામો કરવાને માટે અત્યારે હુ પસ્તાઉં છુ મને અત્યારે જ સૂજી આવે છે કે જો મે રહેમથી કાશ્મીરનુ રાજ્ય ચલાવ્યુ હોત, તો આવી બદહાલતમા હુ આવી પડત નહિ ! પણ તે સઘળુ પકડાયા પછી જ પસ્તાવો કરવા જેવુ છે ! બેટી ! તે સઘળુ તારા આ દુષ્ટ મામાપર રહેમ લાવીને ભૂલી જા, અને તેનો બચાવ કર ! ખુદા તારૂ ભલુ કરશે!"

"મામા ! જો હું તમારા સઘળા ગુન્હા અત્યારે સભારૂ તો તો તમને જલ્લાદને સોપ્યા સિવાય ન જ રહુ, અગર તો ખાલસા સેનાને હવાલે કરૂ કે જેઓ પણ તમને જલ્લાદને જ સોપે. પણ

તમારી આટલી બધી લાચારીથી મને રહમ આવે છે અને ખુદા ઉપર નજર કરીને હુ તમને કેદખાનામાથી આઝાદ કરૂં છુ લેકિન જુબ્બારખા ! આ દુનિયામાં હવે સારી રીતે ચાલજો, નાપાક દિલ રાખ્યા વિના ખુદાનો ડર રાખજો, તો તમે સુખી થશો. જાઓ, ગમે તેવા દુશ્મન હોવા છતા તમે મારી માદરના ભાઇ છો, તેમ જાણી હું તમને આઝાદ કરૂ છુ, અને તમારી બરદાસ્તમા તમને સીફૂખા પણ કામ લાગે, તેટલા માટે તેને પણ તમારી સાથે છૂટો કરૂ છુ. ”

આટલો વખત સીફૂખા નીચુ જોઇને અશ્રુ સાર્યા કરતો હતો. માણસો કેવા જૂદી જૂદી સ્થિતિને અધીન થાય છે અને એક વાર સુખમા લીન થએલાઓ દુ ખની કલ્પના કર્યા સિવાય મિજાજમાં રહીને પાછળથી કેટલા પસ્તાય છે, તેવા વિચારમા તે લીન થયો હતો. પોતે ભવિષ્યમાં જૈનબના હાથ તળે આવી જશે અને જૈનબની રહમને અવલબીને તેની જીદગી રહેશે, તેવી કલ્પના સીફૂખાએ જૈનબને એક વાર ધુતકારી કાઢતા કરી ન હતી, તેને જ અત્યારે જૈનબની પાસે હાથ જોડીને પોતાના અપરાધોને માટે માફી માગવાનો વખત આવી લાગ્યો, તે કેવુ સ્થિતિપરિવર્ત્તન ?

સીફૂખા પોતાનાં અશ્રુ લૂછતા લૂછતા બોલ્યો “ શાહજાદી સાહેબ ! જુબ્બારખાની પેઠે અત્યારે હુ પણ પસ્તાઉ છુ. જુબ્બારખાએ કાશ્મીરપર જુલ્મ ગુજાર્યો છે, તેમા મે પણ ભાગ લઇને ખુદાની ઇતરાજી મેળવી છે ! તમે તે માફ કરશો, પણ પાક ખુદા તે કેમ માફ કરશે ? પણ હવે મને તમારી નોકરી કરવાની જ ઉમેદ છે. એક વાર હું તમારો નોકર હતો અને અત્યારે એક વાર ફરીથી તમારી નોકરી બજાવવી તે હુ મારી ફરજ સમજુ છુ. મને જુબ્બારખાની સાથે નહિ મોકલતા તમારી સાથે જ રાખો; મારા

સઘળા ગુન્હા માફ કરો અને એક વાર ફરીથી મને તમારો નિમક-હલાલ નોકર બનાવી મારી ઉમેદ પૂરી કરો ! હું અત્યારે મારા ખરા દિલથી પસ્તાઉ છુ અને તમારી તેમ જ ખુદાની માફી માગુ છુ."

આ શબ્દો સાભળી જૈનબને તેના ઉપર પણ દયા આવી ગત બનાવોને સરલ હૃદયની જૈનબ ભૂલી જ ગઈ પોતાની માનુ તથા પોતાના ભાઇનુ ખૂન કરનાર જુબ્બારખા ઉપર જૈનબને દયા આવી, તો એક હલકા ખોજા ઉપર દયા આવે, તે જૈનબના કોમળ અને માયાળુ હૃદયને માટે કાઇ અસભવિત ન હતુ. જૈનબ બોલી "સીફૂખા ! તારા પસ્તાવો કરતા દિલની ખરેખર મને રહમ આવે છે, પરતુ તે સાથે જુબ્બારખાને મુસીબત ન પડે તે માટે હુ એમ ઇચ્છુ છુ કે તુ ભલે તેમની સાથે જ રહે. તમે બન્નેએ મારા જે જે ગુન્હા કર્યા છે તે હું અત્યારે ભૂલી જાઉ છુ તુ જુબ્બારખાને મુસીબત પડે ત્યારે મદદ કરજે અને તેમની નોકરી બજાવીશ, તોપણ હુ એમ જ માનીશ કે તે મારી નોકરી બજાવી છે "

કેદી બનાવેલા જુબ્બારખા અને સાફૂખાને કેદમાથી છૂટા કરવામા આવ્યા તે વખતે પોતાની બદહાલત જોઇને જુબ્બારખા ગત બનાવોનો શોક કરતો કરતો રડતો હતો છૂટા થઇને તે રડતા રડતા બોલ્યો "બેટી ! તારો દુષ્ટ મામો હવે તને વધારે વખત પોતાનુ મ્હો ન બતાવતાં ચાલ્યો જાય છે. મારા ગુન્હા માફ કરજે ! ખુદા તારૂં ભલુ કરો." એમ બોલતાં જ જુબ્બારખા ત્યાથી ચાલ્યો ગયો જૈનબના ફરમાનને અનુસરીને સીફૂખા પણ સાથે જ રહ્યો. સત્ય છે કે સાગર કદાપિ પોતાની મર્યાદા મૂકતો નથી ! જૈનબના દિલ માહેના સાગરે દુશ્મનને પણ માફી આપતા મર્યાદા મૂકી નહિ !

---

# પ્રકરણ ૨૬ મું.

## કાશ્મીરપર કેસરીની પતાકા.

And drove them, and smote them and slew, '
That ever upon the topmost roof our banner in India blew.

*Tennyson.*



સેરીંગીર અને હરીપર્વતના મુખ્ય મુખ્ય કિલ્લાઓ હાથમા આવતા કાશ્મીર પ્રાતના બીજા નાના કિલ્લાઓ બિલકુલ વિરૂદ્ધતા સિવાય જ ખાલસા સેનાને તાબે થઈ ગયા કેટલાક ગામડા અફઘાનોની માલેકીના ન હતા, પરતુ અસલના વખતથી ચાલ્યા આવેલા હિંદુ સરદારો તેનો વહીવટ કર્યા કરતા હતા, તેઓ પણ રણજીતસિંહનુ નામ સાભળતા જ તેનુ આધિપત્ય પોતાના ઉપર કબુલ કરવા લાગ્યા આ સમયે આખા ઉત્તર હિંદુસ્તાનમા રણજીતસિંહની તેગ તલવારની હાક વાગી રતી હતી અને કોઇ પણ નાનુ-સુનુ રાજય વિરૂદ્ધતા બતાવી શકતું નહિ મહારાજા રણજીતસિંહના ખતીલા સ્વભાવનુ જ આ પરિણામ હતુ. કોઇ પણ ગામડુ કે શહેર પોતાને તાબે કરવાની ઇચ્છા રણજીતસિંહના હૃદયમા એક વાર ઉત્પન્ન થવા પામી હોય, તો ગમે તેટલા નિરાશાના કારણો હોવા છતાં તે પોતાની ખંતથી ઇષ્ટપ્રાપ્તિ કરવામાં કદિ નિરાશ થતો નહિ. મહારાજા રણજીતસિંહની રાજ્યપદ્ધતિ પ્રજાને જુલ્મભરેલી નહિ, પરતુ કાંઇક તીવ્ર લાગતી, પરતુ તે તીવ્રતામા રણજીતસિંહનુ ઘણું રાજદ્વારી

ડહાપણ સમાએલુ હતું આસપાસના સયોગોનો દીર્ઘ વિચાર કરીને તે કોઇ પણ પગલુ ભરતો અને જ્યા જ્યા સીખ હકુમતની સ્થાપના થાય, ત્યા ત્યા તે સજ્જડ રીતે સ્થાપિત થઇ જાય તેવી ધારણાથી કેટલીક વાર પોતાને અધીન રહેલા નાના રાજ્યોપર તેમ જ કોઇ વાર પ્રજાપર પણ તીવ્રતાથી કામ લેવાનુ રણજીતસિહ વાજબી વિચારતો. પરન્તુ કોઇ પ્રકારના વાજબી કારણ સિવાય તે તીવ્ર રાજનીતિ પસદ કરતો નહિ, અને તે તીવ્રતામા પણ તેનો મુખ્ય હેતુ પ્રજાને કે અન્ય કોઇ વ્યક્તિને નકામા રીતે હેરાન કરવાનો નહિ હતો. રણજીતસિહની રાજ્યપદ્ધતિ તેટલી તીવ્ર હાવા છતા જુલ્મી ગણાતી નહિ, કારણકે સમયાનુસાર પ્રજાને સતુષ્ટ કરવાનો પ્રસગ પણ રણજીતસિહ ચૂકતો નહિ આથી તીવ્ર રાજનીતિને સહન કરના છતા પણ પ્રજા રણજીતસિહના આધિપત્યને સ્વીકારવાને મોટી અભિલાષા રાખતી પ્રજાને અસતુષ્ટ કરવા જેવુ કોઇ પણ કાર્ય રણજીતસિહને કરવુ પડતુ, પરતુ તેમા સમાએલો હેતુ મુખ્યત્વે કરીને રાજદ્વારી હોયા સિવાય ભાગ્યે જ રહેતો. આ કારણથી તો અફઘાનો અને અગ્રેજો પણ રણજીતસિહના રાજદ્વારી કુનેહની પ્રશસા કરતા હતા. કાશ્મીરની પ્રજા સીખ રાજ્યને ઇચ્છતી હતી, જોકે મહારાજા રણજીતસિહની તીવ્ર રાજાનીતિથી અજ્ઞાત ન હતી. પરતુ તે રાજનીતિની તીવ્રતા અફઘાનોના અન્યાયી અને જુલ્મી રાજ્ય કરતા ઘણી ઉચ્ચ પ્રકારની હતી, જેથી ખાલસા સેનાનો કાશ્મીરના યુદ્ધમા વિજય થતા જ કાશ્મીરની પ્રજાને ભવિષ્યને માટે મોટું આશ્વાસન મળ્યુ.

અફઘાનોના જુલ્મી રાજ્યમાથી બચવા માટે અને એક ન્યાયી હિદુ રાજ્ય નીચે આવવા માટે આખા કાશ્મીરની પ્રજા મુખ્યત્વે કરીને સહજારામ તથા વીરબળનો આભાર માનવા લાગી. દીવાન

નન્દરામ અત્યારે પોતાનુ મ્હો સતાડીને ઘરના એક ખૂણામા ભરાઇ બેઠો હતો અને એક 'દેશદ્રોહી' તરીકે છચોક કાશ્મીરની પ્રજાની ગાળો ખાતો હતો, જ્યારે તેના જ પુત્ર સહજારામના ગુણકીર્ત્તન થતા હતા. માત્ર કાશ્મીરની પ્રજાના દુઃખમોચનને અર્થે વીરબળે પોતાના કુટુમ્બની પણ દરકાર નહિ કરવા જેવુ જે હિમત-ભરેલુ કાર્ય કર્યુ હતુ, તેનાં આજે આખા સેરીગીર નગરમા વખાણ થઇ રહ્યા હતા

જુબ્બારખા યુદ્ધમાથી નાસી ગયાને અને યુદ્ધ બધ થયાને આઠેક દિવસ થયા, ત્યાસુધી દીવાનચદને જૂદે જૂદે સ્થળે કાશ્મીરમા સીખ સરદારનુ આધિપત્ય કબૂલ કરાવવાને ફરવુ પડ્યુ. તેટલા સમયમા ફત્તેહસિહે જૈનબના દિલને સતુષ્ટ કરવાને એક માણસ'સાથે પેગામ મોકલી દીધો હતો કે ખાલસા સેનાનો વિજય થયો છે અને ફત્તેહસિહ સલામત છે

* * * *

હરીપર્વતના કિલ્લા માહેના જે દીવાનખાનામા એક વાર જુબ્બારખાના મદ્યપી મિત્રોની મડળી મળતી હતી અને હિદુ અબળાઓ ઉપર જુલ્મ ગુજરતો હતો, તે જ દીવાનખાનુ આજે આનદનુ સ્થાન થઈ પડેલુ જોવામા આવતુ હતુ તે કિલ્લામા આવેલા બાદશાહી મહેલોમા ફત્તેહખા, અઝીમખા તથા જુબ્બારખાના જનાનખાના આવેલા હતા, જ્યા આગળ આજે ખાલસા સેનાના સરદારોના ઉતારા થયા હતા અને જનાનખાના માહેની બેગમો તથા લૂડીઓને–અબળા જાતિ ઉપર જુલ્મ નહિ કરવાના હેતુથી–સહીસલામતીથી કાશ્મીરમાથી રવાના કરી દેવામા આવી હતી ઉક્ત દીવાનખાનામાં અત્યારે ખાલસા સેનાના સરદારોનો એક દરબાર ભરીને

મહારાજા રણુજીતસિંહનો યુવરાજ ખડ્ગસિંહ બેઠો હતો સૌ કોઇની મુખમુદ્રા ઉપર આનંદનું સ્મિત ફરકી રહ્યું હતું. સર્વત્ર આનંદનો ધ્વનિ શ્રવણગોચર થતો હતો અને કચેરીમંડળની ભવ્યતા પ્રેક્ષકોના મનને રંજન કર્યા સિવાય રહેતી નહિ.

શરૂઆતમા કાશ્મીરની પ્રજાના આગેવાનોએ ખડ્ગસિંહને જૂદી જૂદી ભેટો આપી અને આજે લાંબે વખતે કાશ્મીરની પ્રજા અફઘાનોના જુલ્મમાથી મુક્ત થઇને હિંદુઓના હાથ તળે આવી, તેને માટે સૌએ હર્ષ પ્રદર્શિત કર્યો. સહજારામે પણ પોતાના તરફની ભેટ રજૂ કરતા કહ્યું "મહારાજા ! આજે આ શુભ અવસર આવ્યો છે, તે માત્ર પરમાત્માની કૃપાથી જ પ્રાપ્ત થયો છે, પરંતુ કાશ્મીરની પ્રજા તો એમ જ માને છે કે પ્રજાને દુખમાથી છોડાવનાર માત્ર આ એક મારો મિત્ર-પરમ મિત્ર વીરબળ જ છે તેણે ઘણું નુકસાન સહન કર્યું છે તેના પિતાનો જીવ પણ દેશસેવા બજાવતાં જ ગયો છે, અને તેના કુટુમ્બનો પણ ઘાત થઇ જવાનો હતો, પરંતુ પરમાત્માની કૃપાથી જુબ્બારખાં ચિંતામા પડી જતા તેમનો બચાવ થયો છે અને અત્યારે તેઓ વીરબળના સમાગમનો આનંદ મેળવે છે. તેનુ ઘરબાર અને સર્વસ્વ તેણે માત્ર પ્રજાના દુખમોચનને અર્થે ખોઇ દીધુ છે તો મહારાજાને મારી એટલી વિનતિ છે કે વીરબળે જે કાંઇ કર્યું છે, તેની તેઓ નામદારે કદર કરવી."

સહજારામના કથનથી સંતુષ્ટ થઇને વીરબળ બોલ્યોઃ "મહારાજ ! હુ કબૂલ કરીશ કે મે ઘણુ સહ્યુ છે અને મારા પિતાએ પણ જીવ ખોયો છે. પરન્તુ તે કોને માટે ? માત્ર આખા કાશ્મીરની પ્રજાને માટે; અને જે કાંઇ પ્રજાની સેવાને માટે મે કર્યું છે તથા મારા પિતાએ કર્યુ છે, તે માત્ર પોતપોતાની ફરજ ઉપરાંત કાંઇ

કર્યું નથી. અફઘાનોનુ જુલ્મી રાજ્ય દૂર થયુ છે અને એક ન્યાયી રાજ્ય મેળવવાને કાશ્મીરની પ્રજા ભાગ્યવતી થઇ છે, તે જ મારી કદર થઇ ચૂકી છે, એમ હુ સમજુ છુ. મને બીજી કાઇ પણ આવશ્યકતા નથી, છતા મહારાજા પ્રત્યે મારી એક માગણી છે, અને તે એ છે કે માત્ર પ્રજાની સેવાને માટે જ મારા વૃદ્ધ પિતાએ પોતાનો પ્રાણ ખોયો છે, તો તેમના નામનો એક કીર્ત્તિસ્થભ ઊભો કરવાની મહારાજાએ કૃપા કરવી, કે જેથી એક પ્રજાના હિતચિતકના સદ્વર્ત્તનનુ અનુકરણ કરવાને ભવિષ્યની પ્રજા હમ્મેશા તત્પર રહે ”

વીરબળનુ આ કથન સર્વ અધિકારી મડળની રુચિને અનુસરતું જ હતુ વીરબળની માગણી પ્રમાણે તેના પિતાની સ્મૃતિને માટે એક કીર્ત્તિસ્થભ ઊભો કરાવવાની આવશ્યકતા ખડ્ગસિહને પણ જણાઇ આવી તેણે તે માગણીનો સ્વીકાર કર્યો

એટલામા જૈનબ બેરીનાગ ખાતેથી આવી પહોચ્યાના ખબર તેની લૂડી ગુલાબે કચેરીમા આવીને કહ્યા, અને સહજારામને તેણે કાઇક ગુપ્ત વાત કરી. સહજારામ હર્ષિત થતા થતા બોલ્યો: “મહારાજ ! આ પ્રસગે એક બીજો પણ આનદ એ થાય છે કે અતામુહમ્મદખાની બેટી શાહજાદી જૈનબ જે કાશ્મીરના હિંદુઓ સાથે હમ્મેશને માટે હમદર્દી રાખે છે, તે ‘ પાહુલ ’ નુ ગ્રહણ કરીને ખાલસામા દાખલ થવાની ઇચ્છા રાખે છે. જૈનબ એક ઘણી માયાળુ બાળા છે. જુબ્બારખાએ રચેલા એક ભયકર કાવતરામાથી તેણે જ મારો તથા સરદાર ફત્તેહસિંહનો બચાવ કર્યો હતો અને જુબ્બારખા કે જે તેનો મામો થાય છે, તેના અપકૃત્યો તરફ તે ઘણા ધિક્કારની નજરથી જોતી હતી. તે એક અફઘાન બાળા હોવા છતાં તેનુ હૃદય એક હિદુ રમણીના સરખું મૃદુ અને માયાળુ છે.

વળી સરદાર ફત્તેહસિંહને જ તેણે પોતાના ખાવિંદ તરીકે પસંદ કરેલ છે ”

આ વિગત બહાર પડતાં પુનઃ એક વિશેષ આનંદની સુરખી સર્વના મ્હો ઉપર છવાઇ રહી. ખડ્ગસિંહે ઉત્તર આપ્યો “ એક અફઘાન બાળાના દિલ ઉપર સીખ ધર્મે વિજય મેળવ્યો છે અને ‘ પાહુલ ’ ગ્રહણ કરવાને તેણે તત્પરતા બતાવી છે, તે જાણી હું હર્ષિત થાઉં છું, અને-તે બાળા ફત્તેહસિંહની જ ધર્મપત્ની થશે, તે મારા હર્ષમાં વૃદ્ધિ કરે છે.”

ફત્તેહસિંહે વિવેકની ખાતર આ પ્રસંગે મૌન રહેવાનું જ ઉચિત માન્યું. મહારાજા ખડ્ગસિંહની પણ આ બાબતમાં સંમતિ છે, તેવા ખબર આપવાને ગુલાબ જૈનબની પાસે દોડી ગઇ તે ગઇ અને તુરત જ રૂપલકામાં નિવાસ કરી રહેલ યોગી, કનકપ્રભા તથા વૃદ્ધ મહેશ્વરની સાથે ત્યાં આવી પહોચ્યો. સહજારામને જરા આશ્ચર્ય ઉત્પન્ન થયું આવતાં જ મહેશ્વર બન્ને હાથ જોડીને ખડ્ગસિંહને કહેવા લાગ્યો “ અન્નદાતા ! કાશ્મીરપર તમારો વિજય હો ! સીખ રાજ્ય અવિચળ તપો ! મહારાજ ! મારી થોડી વિનતિ સાંભળી લો. આ મારી એકની એક દીકરીને એ દુષ્ટ જુબ્બારખાનાં માણસો હરી ગયાં હતા અણીને વખતે સહજારામ નામના કોઇ પરોપકારી નરે તેનો બચાવ કર્યો-વળી ફકીરનો વેશ પહેરીને જીવના જોખમે તેનો બચાવ કર્યો અને આ યોગી મહારાજની સંભાળ નીચે તેને રૂપલકામાં રાખી. મારો એક દીકરો આજથી ત્રીસ વરસ પહેલાં કયાંક ચાલ્યો ગયો છે, અને આ ઘડપણમાં મારૂં આંખનું રત્ન આ એક દીકરી જ છે હું અને આ દીકરીની મા, અમે બન્ને જણ કેટલાક વખત થયા આ યોગી મહાત્માને શરણે જઇને પડ્યાં

છીએ. હવે, મહારાજ! આપ કૃપા કરીને સહજારામ સાથે મારી આ દીકરીનુ લગ્ન કરાવી આપો બસ, મહારાજ! એટલી મારી વિનતિ છે, હું વૃદ્ધમા વધારે બોલવાની શકિત હવે રહી નથી."

વૃદ્ધ મહેશ્વરની આ હકીકત સૌ કોઇને આનદ સાથે આશ્ચર્યમા ડુબાવે તેવી હતી સહજારામને પણ આશ્ચર્ય થયુ અને "શુ કનક-તે પવિત્ર બાળા મારાથી જોડાવા ઇચ્છે છે?" એ જ વિચાર તેના હૃદયમા રમી રહ્યો.

યોગી બોલ્યો "મહારાજ! આ વૃદ્ધ પુરૂષનુ કથન અયોગ્ય નથી સહજારામ મારા શિષ્ય છે અને તેમના તથા આ બાળાના ઉભયના સ્વભાવનો મને અનુભવ છે. દમ્પતીધર્મ તેઓ પવિત્રતાથી પાળશે, તેવો મને સપૂર્ણ વિશ્વાસ છે."

એક વિશેષ આનદના પ્રસગની વૃદ્ધિ કરવાની ખડ્ગસિહને ઇચ્છા સ્ફુરી આવી. તેણે સહજારામને સબોધીને કહ્યુ "સહજારામ! આ વૃદ્ધ પડિતના કથનનો સ્વીકાર તમારે કરવો જોઇએ આ નિસ્પૃહી યોગી મહાત્મા પણ તેમા સમતિ આપે છે મારો આગ્રહ છે કે તમારે આ વૃદ્ધ પુરૂષના કથનનો અસ્વીકાર કરવો જોઇએ નહિ."

સહજારામ કાઇક લજ્જા અને કાઇક હર્ષયુકત વદન સમેત બોલ્યો: "મહારાજ! તે બાળાનો બચાવ કરવામા મે મારા નિત્યના નિયમ કરતા કાઇ વિશેષ કર્યું ન હતું પરમાત્માની કૃપાથી જ તે બાળાનો બચાવ થયો છે, નાહતો બીજી સખ્યાબધ હિદુ સ્ત્રીઓ ભ્રષ્ટ થઇ ચૂકી છે, તેમજ જુલ્મારખાંની ઘાતકી તલવારનો ભોગ પણ થઇ ચુકી છે મહારાજાના તેમજ મારા ગુરૂરાજના આ ગ્રહને અનુસરીને હુ તે વૃદ્ધ પડિતના કથનનો સ્વીકાર કરૂ છુ."

'આનદ! આનદ! વિજય! વિજય! પરોપકારનો સદા વિજય હો!" મહેશ્વર હર્ષિત થઇને બોલી ઉઠયો

યોગીના હૃદયમા અત્યારે કાંઇક નવીન ઊર્મિઓ ઉદ્ભૂત થતી હોય, તેમ તેની વદનરેષાઓ પરથી સૂચિત થતુ હતુ ક્ષણમાં તે શોકાતુર થઇ જતો હતો, તો બીજી જ ક્ષણે કિંચિત્ હર્ષની રેષા તેના વદનપર દૃષ્ટિગોચર થતી હતી. પોતાના અંતઃકરણથી તે કાંઇક સાહસ કરી નાખતો હોય, તેવી રીતિથી તે મહેશ્વરને ઉદ્દેશીને બો- લ્યો " વૃદ્ધ પંડિત ! હુ આપની ક્ષમા યાચુ છુ આજથી ત્રીસ વર્ષ પહેલા તમારો જે પુત્ર ઘરમાથી કોઇને કહ્યા સિવાય ચાલ્યો ગયો, તેમ આપ કહો છો, તે આપનો તે સમયનો પુત્ર હુ જ છુ મારૂં નામ ધનેશ્વર હતુ તે મને હજી સ્મૃતિમા છે. તમારી આજ્ઞા સિવાય મે યોગદીક્ષા લીધી છે, તે માટે હુ તમારી ક્ષમાનો પ્રાર્થી છુ ! "

યોગીનુ અકસ્માત્ આ કથન સૌ કોઇને આશ્ચર્યમા ડુબાવી દેવાને પૂરતું હતું. મહેશ્વર તો કિંમૂઢ જ બની ગયો ! આખુ કચે- રીમંડળ યોગીની સામે તાકી રહ્યું સહજારામ ચિત્રવત્ બની ગયા. કોઇ કાંઇ પણ બોલે, તે પહેલા કનકપ્રભા જ પોતાની લજ્જાતુ-તાને વિસરી જઇને મુગ્ધ ભાવથી યોગીને વળગી પડતા બોલી:

" ગુરૂરાજ ! શું તમે જ મારા ભાઇ ? "

* * * * *

## ઉપસંહાર.

કાશ્મીરપર પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહની પતાકા ફરકી રહી દીવાન મોખમચંદનો પુત્ર,અને રામદયાળનો પિતા મો- તીરામ કાશ્મીરનો પહેલો સૂબો થયો. જયાસુધી રણજીતસિંહનુ જી- વન ટક્યુ ત્યાસુધી અફઘાનો કે અન્ય કોઈ પ્રજા કાશ્મીરપર ચઢા- ઇ કરવાને સમર્થ થઇ શક્યુ નહિ છતા કાશ્મીર પ્રાંત લાહોરથી બહુ દૂર આવેલો હોવાથી મોતીરામ પછી થએલા સૂબાએ રણજી- તસિંહ કરતા વધારે તીવ્રતાથી રાજ્ય ચલાવતા હતા અફઘાના

રણજીતસિંહની આ જીત પછી એટલા ત્રસ્ત થઇ ગયા હતા કે તેઓ કાશ્મીરપર નજર પણ નાખી શકયા નહિ કાશ્મીરમાં રણજીતસિંહની હકુમત દૃઢતાથી સ્થાપિત થયા પછી ફત્તેહખા કે અજીમખાએ કાશ્મીરને માટે વૃથા પ્રયાસ કરવાનુ ત્યજી દીધુ.

જુબ્બારખા કાશ્મીર અને અફઘાનીસ્તાનના જ ગલોમા રવડી રખડીને મરણ પામ્યો સીફૂખાનુ પણ તેવી જ અધમ દશામા મુત્યુ થયુ જૈનબે ' પાહુલ'નુ ગ્રહણ કરીને સીખ ધર્મ અંગીકાર કર્યો અને તે ફત્તેહસિંહની ધર્મપત્ની બની; પરંતુ ત્યારપછી પોતાના પિતા અતામુહમ્મદખાના ખબર તે કાંઈ મેળવી શકી નહિ. કનકપ્રભાનુ લગ્ન સહજારામ સાથે થયુ અને એ દમ્પતીએ અતિ પવિત્રતાથી પોતાનો સ સાર સુખમા ગાળ્યો નન્દરામે ત્યારથી ગજદ્વારી બાબતોમા માથુ મારવાનું મૂકી દીધુ અને દેશદ્રોહનુ પ્રાયશ્ચિત્ત તે મનવડે પશ્ચાત્તાપ કરીને જ કરવા લાગ્યો, વીરબળના લુટાએલા ઘરબાર તેને પાછા મળ્યા અને તેના પિતા હરિદાસનો કીર્ત્તિસ્થ ભ ઉભો કરવામા આવતા તે દેશભક્ત નરનુ સ્મરણ કાશ્મીરની પ્રજામા ચિરકાળ સુધી રહ્યુ યોગી યોગાનદમા જ મસ્ત રહીને રૂપલકામા કાળગમન કરવા લાગ્યો સહજારામ તથા કનકપ્રભા પ્રસગાનુસાર રૂપલકામા જઇને વનનિવાસનો આનદ લેવાનું ભૂલતા નહિ શાંતિ



ચુનીલાલ વર્ધમાન શાહકૃત નવાં પુસ્તકો.

# પિશાચ-મંદિર.

અંગ્રેજી નવલકથાકાર 'રેનોલ્ડ્ઝ'ના 'બ્રૉંઝ સ્ટેચ્યુ' નામના પુસ્તકને આધારે લખાએલી આ નવલકથામા અનેક પ્રકારના ભેદ ભરમોનો સંભાર ભરવામા આવ્યો છે. જે વખતે ગુજરાતમા વીરધવળ રાજા રાજ્ય કરતો હતો, તે વખતે રાજપુતાનાના કેટલાક પ્રદેશમાં શાક્ત પંથીઓ લોકો ઉપર ત્રાસ ગુજારતા હતા અનીતિ અને દુરાચાર ફેલાવવામા જે નીચ હૃદયના સ્ત્રી પુરૂષો કામ કરતા હતા અને તેથી જે સુશીલ સ્ત્રી પુરૂષોને ત્રાસ વેઠવો પડતો હતો તેનું એવુ તો ચમત્કારિક ચિત્ર આ નવલકથામા છે કે તેનુ એક પ્રકરણ વાચ્યા પછી બીજુ પ્રકરણ વાચવાની જિજ્ઞાસાને વાચક થોભાવી શકશે નહિ તે સમયના શાક્ત પંથના ચમત્કારિક ભેદોમા અને મનુષ્ય સ્વભાવના યથાર્થ આલેખનમા આ નવલકથા બીજી કથાઓ કરતા ચડી જાય તેવી થશે. કીંમત બે ભાગના રૂા ૩. તેમા સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામા આવશે અને પુસ્તક ૧૯૧૬ ની આખર સુધીમાં તૈયાર થઇ જશે. બન્ને ભાગના મળીને એકંદર રોયલ ૧૨ પેજી ૫૦૦ પૃષ્ઠ થશે.

# નવ-દંપતીને શિખામણ.

અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવો વિહારનો અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સબંધી અણસમજ, વાઝીયાપણું, જુવાન વયમા થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસચાર પ્રસવ અને બાળ-

કની માવજત સબંધી અજ્ઞાન વગેરે કારણથી દુઃખી થતા પતિ-પત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ તેમાની માહિતી એટલી સ્પષ્ટ છે કે સ્ત્રીઓ પણ તે વાચી શકે છે અને તેમા જે ઉપચારો દર્શાવેલા છે તે એવા સરળ છે કે નાના ગામડામા પણ કરી શકાય છે ટુકામા દુખી ગૃહસસારને સુખી બનાવવા અને શરીરને નીરોગી રાખવા માટે આ પુસ્તક પ્રત્યેક ભણેલા પુરુષ કે સ્ત્રી પાસે હોવુ જોઇએ ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ઠ, પાકુ પુઠુ, મૂલ્ય માત્ર રૂ. ૧ા

# લતા અને લલિતા.

## ભાગ ૧-૨-૩

સસારની વિલક્ષણ ઘટમાળ દર્શાવનારી, અને લતા તથા લલિતા નામની બે બ્હેનો પોતાના જુદા જુદા પ્રકારના સ્વભાવને લીધે કેવા સુખદુ:ખમાથી પસાર થાય છે તે દર્શાવનારી અને પ્રત્યેક લાઇબ્રેરીમા અગત્યના પુસ્તક તરીકે માન પામેલી આ સાસારિક વાર્તા દરેક ગુજરાતી ભાષા જાણનારે વાચવી જોઇએ. દરેક ભાગના ૨૦૦ પૃષ્ઠ અને દરેકમા ચાર ફોટોગ્રાફીક સુદર ચિત્રો સાથે દરેકનું મૂલ્ય ૧૨ આના. સઘળા પુસ્તકોમા પોસ્ટેજ તથા વી પી ખર્ચ વધારે સમજવુ

**મળવાનું સ્થળઃ-**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-ત્રણ દરવાજા-અમદાવાદ.**